## વિવેચન-વિભાગના નિબંધો



## સંશોધન : ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના નિબંધો





સ્વ. કવિશ્રી ખબરદાર

જેમના પુનિત સ્મરણમાં

૨૬મા મદ્રાસ અધિવેશનના સ્થળનું નામ ખબરદારનગર રખાયું છે.



જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

સ્વાગત સમિતિના પેટ્રન અને અધિવેશનના ઉદ્ઘાટનકર્તા



શ્રી ડૉ. એમ. કરુણાનિધિ
તમિલનાડુના મુખ્ય મંત્રી

# ગુજરાતી સાહિત્ય પરિષદ ૨૬મું અધિવેશન મદ્રાસ

## કાર્યક્રમ

### શનિવાર, તા ૨૨-૪-'૭૨

**પ્રતિનિધિઓની નોંધ** સવારના ૮-૦૦ એમ એલ એ હૉસ્ટેલ

**શોભાયાત્રા** સવારના ૮-૩૦ એમ એલ એ હૉસ્ટેલમાંથી
૧૦-૦૫ અધિવેશનના સ્થળે પહોંચશે.

સવારના ૧૦-૨૦ સુધી સ્વાગત વિધિ

સવારના ૧૦-૩૦ માનનીય રાજ્યપાલ શ્રી કે કે શાહ માનનીય
મુખ્ય પ્રધાન ડૉ. શ્રી કરુણાનિધિ તથા અન્ય મુખ્ય મહેમાનો
પધારશે

**અધિવેશન** પ્રારંભ સવારના ૧૦-૩૫

પ્રાર્થના

સ્વાગત પ્રવચન શ્રી ડી સી કોઠારી

સંદેશા-વાચન

ઉદ્‌ઘાટન પ્રવચન અને વિધિ માનનીય ડૉ. કરુણાનિધિ

પ્રદર્શન ઉદ્‌ઘાટન વિધિ માનનીય શ્રી રતુભાઈ અદાણી

'સંભારણા' પ્રગટવિધિ

ઉદ્‌ઘાટનના પ્રમુખશ્રીનું પ્રવચન માનનીય શ્રી કે કે શાહ

પરિષદના મંત્રીનું નિવેદન

અધિવેશનના પ્રમુખપદ માટેની દરખાસ્ત

નિવૃત્ત થતા પ્રમુખશ્રીનું પ્રવચન – શ્રી સુન્દરમ્

વરાયેલા પ્રમુખશ્રીનું પ્રવચન – શ્રી સ્નેહરશ્મિ

આભારદર્શન

રાષ્ટ્રગીત

સમાપ્તિ બપોરના ૧૨-૩૦

**'વિવેચન' બેઠક** : બપોરના ૨-૩૦ થી ૪-૦૦ સુધી
પ્રમુખશ્રી જયંત પાઠકનું પ્રવચન
નિબંધોનું વાંચન
ચર્ચા
'જ્ઞાનગંગોત્રી' ગ્રંથ ૧૦મો પ્રગટવિધિ – શ્રી સુન્દરમ્

**સત્કાર સમારંભ** : સાંજના ૫-૧૫ થી ૬-૧૫
માનનીય રાજ્યપાલ શ્રી કે કે શાહ તરફથી રાજભવનમાં
(પ્રતિનિધિ તથા આમંત્રિતો માટે)

**મનોરંજન કાર્યક્રમ** રાત્રે ૮-૩૦ કલાકે **મુશાયરો**
ભાગ લેનાર શાયરો : સર્વશ્રી શૂન્ય પાલણપુરી, સૈફ પાલણપુરી, ગની દહીંવાલા, ભગવતીકુમાર શર્મા, બરકત વીરાણી, 'બેફામ', 'અનિલ', જલન માતરી, ચીનુ મોદી, મનહર મોદી, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ વગેરે વગેરે
'છોટમ'ના 'હસાહસ'ના સાહિત્ય પરિષદના ખાસ અંકની પ્રગટવિધિ – માનનીય શ્રી કે કે શાહના વરદ હસ્તે

રવિવાર, તા ૨૩-૪-'૭૨

**'સાહિત્ય-સંગમ' બેઠક** - સવારના ૯-૦૦ થી ૧૨-૦૦ સુધી
પ્રમુખશ્રી ચન્દ્રવદન ચી મહેતાનું પ્રવચન
નિબંધોનું વાચન
ચર્ચા

**'ઇતિહાસ પુરાતત્ત્વ-સંશોધન' બેઠક** : બપોરના ૨-૩૦ થી ૪-૩૦ સુધી
પ્રમુખશ્રી હરિવલ્લભ ભાયાણીનું પ્રવચન
નિબંધોનું વાચન
ચર્ચા

**મનોરંજન કાર્યક્રમ** : રાતના ૮-૦૦
**'પારિજાત'** ત્રિઅંકી ગુજરાતી નાટક
કળાકારો : મેજર ઉપેન્દ્ર ત્રિવેદી, અરવિંદ ત્રિવેદી, મીનળ મહેતા, નયન ભટ્ટ, વગેરે
દિગ્દર્શક : ઉપેન્દ્ર ત્રિવેદી

## સોમવાર, તા. ૨૪-૪-'૭૨

**ખુલ્લી** બેઠક : સવારના ૯-૦૦ થી ૧૨-૩૦ સુધી

બાકી રહેલા નિબંધોનું વાચન
પ્રસ્તાવો
આભારદર્શન
રાષ્ટ્રગીત

**સત્કાર સમારંભ** : બપોરના ૪-૦૦

મદ્રાસ કોરપોરેશનના વરશીપફુલ મેયર તરફથી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ માનનીય શ્રી ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' તથા અન્ય પ્રતિનિધિઓનું જાહેર સન્માન

(પ્રતિનિધિઓ તથા આમંત્રિતો માટે)

**મનોરંજન કાર્યક્રમ** : રાતના ૮-૦૦

**'સ્ટેશન માસ્તર'** તથા અન્ય રસપ્રદ કૃતિઓ

* આઈ. એન ટી કલકત્તાનું એકાંકી
  લે શ્રી ધનસુખલાલ મહેતા
  કલાકારો : વિરથી હિન્ડોચા, માલતી જોષી, કનુ ઠક્કર વગેરે
* બેંગલાર યુથ એસોસિયેશન દ્વારા નૃત્યનાટિકા : **'એ કોણ હતી'**
* સ્થાનિક કલાકારોનો કાર્યક્રમ
* કાઠિયાવાડી દુહા : રાજકોટવાળા શ્રી મીઠાભાઈ

**તા. ૨૫-૪-'૭૨** : રાત્રે ૮-૦૦ કલાકે

* આઈ એન ટી કલકત્તાનું સફળ ત્રિઅંકી **'પ્રેમ-સગાઈ'**
  લે શ્રી સારંગ બારોટ
  કલાકારો . બાલકિશન મહેતા, માલતી જોષી, કનુ ઠક્કર, જગદીશ રાણા, નરેન્દ્ર પટેલ, નયના શાહ, ગીતા જાની, ભૈરવી વગેરે
  દિગ્દર્શક : બાલકિશન મહેતા

□

## આમુખ

આજે છાપામાં વાંચ્યું કે ફિલીપાઈન દેશની પ્રજાને પોતાની ભાષા નથી. તેનું બંધારણ અંગ્રેજી, અરબી વગેરે બે-ત્રણ ભાષાઓમાં ઘડાયું છે. લોકોમાં જે બોલીઓ પ્રચલિત છે, તેમાંથી કાળે કરી એક ભાષા સર્જાશે. દયા આવી. પૈસાની તો ત્યાં સમૃદ્ધિ છે, છતાં કેવો ગરીબ દેશ!

"શું શાં પૈસા ચાર" સાંભળી પ્રેમાનંદનું હૃદય કેવું વિદીર્ણ થયું હશે! અને તેમાંથી જાગેલો તેમનો આર્તનાદ...

'વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઈ છે, આ થાય શિરોમણી
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો એ આશા પ્રેમી તણી.'

... પ્રભુએ સાંભળ્યો. આજે ભારતવર્ષની સમૃદ્ધ ભાષાઓમાં ગુજરાતીનું સ્થાન નિશ્ચિતપણે શોભીતું બન્યું છે. પ્રત્યેક ગુજરાતીનું હૃદય એથી હરખાય છે. એ માટે સાભાર અભિવાદન, મહાકવિ પ્રેમાનંદનું, તેમના પુરોગામી તથા અનુગામી આજ દિન સુધીના ગુર્જરીના સર્વે પૂજારીગણનું.

ગુજરાતી ભાષાનું સાહિત્ય, તેની સમૃદ્ધિ, તેને માટે નવી નવી દિશાઓનાં દ્વાર ખોલવાં, તેનું રૂપ અને કીર્તિ વધારી, સાહિત્યકારોનાં માન અને યોગક્ષેમની જવાબદારી ઉપાડતી સાહિત્ય પરિષદ કવિશ્રી પ્રેમાનંદના વીલની વારસદાર ગણાય.

મદ્રાસને આંગણે પરિષદનું સન્માન કરતાં અમો મદ્રાસ તથા દક્ષિણ ભારતમાં વસતાં સર્વે ગુર્જર નરનારી અનેરો આનંદ અને ગૌરવ અનુભવીએ છીએ. સાહિત્યની સેવા-પૂજા માટે અમારી યોગ્યતા નથી, પૂજા-દ્રવ્ય નથી, નથી પુષ્પ-પરાગ કે અનુશીલન. એવી નિર્ધનતા સાથે સાહિત્ય મહારોનું સ્વાગત કરવાનો અમારો મનોરથ ધૃષ્ટતા જ ગણાય. છતાં અમે, દક્ષિણ ભારતના કહી શકીએ એવા અમારા પ્રચંડકાય કવિ-ઋષિ સ્વ. ખબરદાર, પરમ ચેતનાના આરાધક કવિશ્રી સુંદરમ્, સ્વ. કવિશ્રી મલબારી, સ્વ.

## સ્વાગત સમિતિના પેટ્રન



શ્રી કે કે. શાહ
રાજપાલ તમિલનાડુ રાજ્ય

શ્રી રત્નમણીરાવ તથા કવિશ્રી પુંજાલાલભાઈના નાતે તથા અહીં અન્યત્ર જેમની સાહિત્યિક કૃતિઓ છાપી છે એવા અમારા નાના ઘરદીવડાઓની પૂજાના આધારે આપનું સ્વાગત કરવાની હામ ધરી છે.

આ ૨૬મા અધિવેશન પ્રસંગે નિવૃત્ત થતા પ્રમુખશ્રી સુંદરમ્‌નું બહુમાન તથા આરૂઢ થતા પ્રમુખશ્રી સ્નેહરશ્મિનું સ્નેહભર્યા હૃદયથી સ્વાગત કરતાં અમો અંતરનો અનેરો આનંદ અનુભવીએ છીએ. વિભાગીય પ્રમુખો શ્રી હરિવલ્લભ ભાયાણી, શ્રી ચં. ચી. મહેતા, શ્રી જયંત પાઠક તથા પરિષદમાં પધારેલા સર્વે પ્રતિનિધિઓનું તથા પ્રેક્ષકોનું પ્રેમપૂર્વક સ્વાગત કરીએ છીએ.

અધિવેશનમાં પધારેલા સાહિત્યના ઉપાસકો ! આપનાં ચિંતન અને પરિશ્રમ દ્વારા ગુજરાતી તેમ જ ભારતની ઇતર ભાષાઓને નવું ઓજસ, નવી સંપત્તિ પ્રાપ્ત થાઓ, એ સ્વાગત સમિતિના હૃદયની મહેચ્છા, ભાવ, એ સ્વપ્ન. શ્રી ઉમાશંકરભાઈના શબ્દોમાં ...

"તું માનવોની મનોમૃત્તિકામાં
સ્વપ્નાં કેરાં વાવતો બી અનેરાં."

...સાચે જ, પ્રભુએ નાનાં માણસોનાં સ્વપ્નાં – પ્રાર્થનાઓનો કદી અનાદર કર્યો નથી.

રાજધાનીથી જમનામૈયાનાં જળ લાવી, પ્રભાસના પુણ્યતીર્થનું સન્માર્જન કર્યા બાદ, અમારા આમંત્રણને માન આપી દક્ષિણાપથમાં શ્રી રામેશ્વરજીનો અભિષેક કરવા આવી, પરિષદે આપણા ભાવુક યાત્રાળુઓનો પુરાણો યાત્રાક્રમ સાચવ્યો છે સાહિત્યનાં ત્રણે મહા મૂલ્યો 'સત્ય શિવ સુંદરમ્' જેને અમે સાહિત્યની વ્યાખ્યા ગણીશું, તેનું જતન કર્યું છે. એટલું જ નહિ, આ સાસ્કૃતિક પ્રવાસ દ્વારા ભારતવર્ષની પ્રાદેશિક એકતાની સંજીવનીની વાહિની ગંગા બની છે, એ માટે ધન્યવાદ.

માતામહી સંસ્કૃતનું શિરછત્ર ઓછું થતાં ભારતની બધી ભાષા-ભગિનીઓએ પ્રેમથી હળીમળી પરસ્પર આદાનપ્રદાન કરવું એ કુટુંબધર્મ છે. બંગાળી, ગુજરાતી, હિંદી, મરાઠી ભાષાઓની પરસ્પર આપલે સારી ગણી શકાય એવી છે. દક્ષિણ ભારતની તમિલ, તેલુગુ, મલયાલમ અને કન્નડ પણ ખેડાએલી સંપત્તિવાન ભાષાઓ છે એ ભાષા–ભગિનીઓનો ગુજરાતી સાથેનો સંપર્ક વધે એવો સંગઠિત પ્રયાસ પરિષદના નેતૃત્વ નીચે થાય

તો કેવું સરસ ? એ પ્રયાસમાં સ્વાગત સમિતિ તથા દક્ષિણ ભારતના સર્વે ગુજરાતીઓ શક્ય તે બધી રીતે મદદરૂપ થશે. આજે તો આપણી નદીઓ પણ એકત્ર થવાનું વિચારી રહી છે. ત્યારે, આપણી ભાષાઓ પરસ્પર વધુ ગાઢ પ્રેમથી કાં ન જોડાય ?

અમારા રાજ્યપાલ શ્રી કે કે. શાહની પ્રેરણા અને પ્રોત્સાહન સાહિત્ય પરિષદને આ વર્ષે મદ્રાસને આંગણે બોલાવવામાં નિમિત્તરૂપ બન્યાં છે; અને તેમના આદેશાનુસાર અમારા સ્વાગત પ્રમુખ શ્રી ડી સી. કોઠારીથી માંડીને જુદી જુદી સમિતિના હોદ્દેદારો તથા સભ્યોએ જવાબદારી ઉપાડી લઈ સુંદર સહકારપૂર્ણ પ્રયાસ કર્યો છે. સાધારણતઃ સાહિત્ય પ્રત્યે ઉદાસીન ગણાય એવા વેપારી સમાજમાં પણ સાહિત્ય પ્રત્યે ભાવ અને આદર ધરાવતાં તત્ત્વો આ મંથનમાંથી બહાર આવ્યાં છે. એ શુભ ચિન્હ છે આ સાહિત્ય-યજ્ઞમાં તન, મન યા ધનથી આહુતિ આપનાર સર્વેનો આભારપૂર્વક ઉલ્લેખ અમારા કાર્યાધ્યક્ષ શ્રી કાન્તિભાઈ શાહ આ સંભારણાંમાં અન્યત્ર આપશે. દરમ્યાન, એ સર્વેની ભાવપૂર્વક વંદના કરું છું.

આંગણે પધારેલ મહેમાન યજમાનની ક્ષતિ સહન કરી લે છે એ પણ એક ગુજરાતીપણાનો મોટો સંસ્કાર છે. તેમ આપ અમારી સર્વે ત્રુટિઓ મહાનુભાવે નિભાવી લેશો અને સાહિત્ય દ્વારે ડગમગતાં પગલાં માંડતાં અમ ગુર્જરીબાળોને પ્રેરણા આપશો, એ જ અભ્યર્થના.

મદ્રાસ
૨૫-૩-'૭૨

પી કે. જપી
કાર્યાધ્યક્ષ, સ્વાગત સમિતિ



# બે બોલ

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૬મું અધિવેશન, દક્ષિણ ભારતમાં, મદ્રાસ શહેર (મદ્રાસ પટ્ટણમ)માં તા ૨૨ થી ૨૪ એપ્રિલ, ૧૯૭૨ દરમ્યાન ભરાય છે તે મદ્રાસ તથા દક્ષિણ ભારતના ગુજરાતીઓ માટે એક અપૂર્વ પ્રસંગ છે આ પરિષદ અત્રે ભરવા માટે તામિલનાડુના માનનીય રાજ્યપાલ શ્રી કે. કે શાહે પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યું અને તે સૂચન અત્રેના સાગ સમાજે બહુ જ આનંદપૂર્વક ઉઠાવી લીધુ. આ અધિવેશનને સફળ બનાવવા તથા તેનું સુંદર આયોજન કરવા અત્રેના આગેવાન નાગરિકોની એક પ્રાથમિક સભા શ્રી કે કે. શાહની હાજરીમાં શ્રી ડી સી કોઠારીને ત્યાં મળેલ સ્વાગત સમિતિ બનાવવાનો ત્યાં નિર્ણય લેવાયા બાદ એડહોક સમિતિ તથા પેટાસમિતિની રચના કરવામાં આવી એડહોક સમિતિ પાછળથી સ્વાગત સમિતિની મધ્યસ્થ સમિતિમાં ફેરવાઈ ગઈ. જુદા જુદા કાર્યોને ઝડપથી ને સરળ રીતે પાર પાડવા – ભંડોળ, ભોજન, રહેઠાણ, વ્યવસ્થા, પ્રચાર, મનોરંજન, પ્રદર્શન, સુશોભન, મહિલા તથા સ્વયંસેવક સમિતિઓની રચના થઈ. દરેક સમિતિમાં અત્રેના ઉત્સાહી ભાઈઓએ કામ ઉપાડી લીધુ ભંડોળ સમિતિએ નક્કી કરેલ બજેટ પ્રમાણે સભ્ય તથા જાહેરખબરની રકમ ધાર્યા પ્રમાણે ભેગી કરવા સરસ મહેનત લઈ ને કાર્ય સફળ બનાવ્યુ આ કાર્ય ઉપરાત ભોજન, વ્યવસ્થા તથા બીજી બધી સમિતિઓએ પણ પોતપોતાનુ કાર્ય ઘડેલી યોજના પ્રમાણે તથા તેના નક્કી કરેલ બજેટમાં સારું આયોજન કરી પરિષદને સમગ્રપણે સફળ બનાવવા મહેનત કરી દરેક સમિતિનાં કાર્યમાં અત્રેના બધા કાર્યકર ભાઈઓ તથા બધા જ અન્ય સભ્યોનો સુંદર સાથ અને પ્રોત્સાહન મળેલ છે માત્ર મદ્રાસના જ નહિ, પણ દક્ષિણ ભારતના બીજા શહેરો – હૈદરાબાદ, બેંગલોર, મદુરા, કોઈમ્બતુર, ત્રિચી, ટેનેનોગ, કાલીકટ, કોચીન, મેલમ, પાડીચેરી વિગેરે સ્થળે પણ ગુજરાતી સમાજ તથા અન્ય ભાઈઓનો ઘણો જ ઉત્સાહપૂર્વકનો સાથ મળ્યો સ્વાગત

સમિતિના નોંધાયેલ સભ્યની નોંધ પરથી જાણી શકાશે કે આ પરિષદના ખર્ચને પહોંચી વળવા બધા લોકોએ ઉત્સાહથી અને ઉદાર દિલે પોતાનો ફાળો આપ્યો છે એટલુ જ નહિ સભારણા માટે પણ ગુજરાતી તથા બીન-ગુજરાતી સસ્થાઓનો સારો સાથ મળેલ છે

૬૦૦ પ્રતિનિધિ તથા અન્ય મહેમાનોને રહેવા-કરવાની તથા ભોજનની વ્યવસ્થા માટે એમ એલ એ હોસ્ટેલની સુદર સગવડ કરી દેવા માટે તામિલનાડુ સરકાર તથા અન્ય લાગતા વળગતા સરકારી ખાતાનો આભાર માનવો ઘટે

પરિષદનુ મુખ્ય અધિવેશન તથા મનોરજન કાર્યક્રમ માટે મદ્રાસ યુનિવર્સિટીએ વાતાનુકુલિત સભાખડ આપ્યો છે, ને તેમાં લગભગ ૩૦૦૦ ભાઈઓ બેસી શકે તેની સગવડ છે આ માટે મદ્રાસ યુનિવર્સિટી તથા તેના રજીસ્ટ્રારના સહકારની ખાસ નોંધ લેવી ઘટે

આ અધિવેશન પ્રસગે અહીં માટે અનોખુ એવુ ગુજરાત રાજ્ય તરફથી ગુજરાતના લોકજીવન તથા ગુજરાતની સસ્કૃતિનો પરિચય આપતુ યોજાયેલુ પ્રદર્શન અહીંના લોકોને ગુજરાત વિષે નવો રસ ઊભો કરશે ને તેમ કરી તામિલનાડુ ને ગુજરાતના લોકોને નજીક લાવવા ખૂબ જ મદદરૂપ થશે પ્રદર્શન ઉપરાત, સુશોભન સમિતિએ ગુજરાતી સુશોભનનો આછો પરિચય આપવા બીડુ ઝડપ્યુ છે તે પણ સારી છાપ ઊભી કરશે તેમા શક નથી પરિષદનુ સભારણુ એ ખરેખર લાંબા વખત માટે દક્ષિણ ભારતના ગુજરાતીઓ તથા આગળ ગુજરાત માટે લાંબા સમયનુ સભારણું બની રહેશે, તેમા શક નથી આ સભારણા ઉપર વિગતવાર નજર નાખી જતા આ આશા જરૂર રાખી શકાય

આ અધિવેશન તામિલનાડના મુખ્ય પ્રધાન ખુલ્લુ મૂકે અને પ્રદર્શનનુ ઉદ્ઘાટન ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી ઘનશ્યામભાઈ ઓઝા કરે તે પણ ખાસ વિશેષ નોંધની વસ્તુ છે શ્રી કરુણાનિધિ પોતે કવિ અને લેખક છે, ને આવા સાહિત્યપ્રેમી મુખ્ય પ્રધાન ગુજરાતી સાહિત્ય પરિષદનુ ઉદ્ઘાટન કરે તે પરિષદના ઇતિહાસમા ખાસ યાદગાર વસ્તુ બની રહેશે શ્રી ઘનશ્યામભાઈની હાજરીથી સારૂ ઉત્તેજન અને ઉત્સાહ જન્મ્યા છે ગુજરાતના અન્ય સાક્ષરો તથા મુરબ્બી શ્રી કાકાસાહેબની હાજરીથી પણ અમોને ઘણી જ પ્રેરણા મળી રહેશે

આ પરિષદનો પ્રસગ અત્રે દક્ષિણ ભારતના સમાજ માટે એક ઉત્સવનો પ્રસગ છે તેનુ સફળ આયોજન તથા પ્રયાસ ગુજરાતની સસ્કૃતિ તથા અસ્મિતાનો આછો ખ્યાલ અત્રેના ગુજરાતી લોકોને આપવા એક નાનો વિચારપૂર્વકનો અમારો પ્રયત્ન છે

આ ઉત્સવ દ્વારા અત્રેના સમાજમા ઘણા વખત થયા સુષુપ્ત રહેલ સાહિત્ય પ્રત્યેની ભાવના જાગી છે અને તે ઉપરાત એક રસ બની કામ કરવાની પણ ભાવના ને હના ઉત્પન્ન થઈ છે તે પણ એક અનન્ય લાભ છે આ નિમિત્તે અમોને ઘણુ જાણવા મળ્યુ છે અધિવેશન માટે કોઈ ઊણપ રહી ગઈ હોય તો તે ક્ષમ્ય ગણી અમારા આ ઉત્સાહ કાર્યશીનતા તથા ભાવનાનો સહુ કોઈ સ્વીકાર કરે તે જ આશા અને અભ્યર્થના સાથે વિરમીએ છીએ

**કે. ડી. શાહ**
કાર્યાધ્યક્ષ, સ્વાગત સમિતિ



# મધ્યસ્થ સ્વાગત સમિતિ

## પેટ્રનો

શ્રી કે કે. શાહ, રાજ્યપાલ, તામીલનાડુ રાજ્ય
શ્રી ખંડુભાઈ દેસાઈ, રાજ્યપાલ, આંધ્ર પ્રદેશ રાજ્ય
શ્રી ડૉ. એમ કરુણાનિધિ, મુખ્ય પ્રધાન, તામીલનાડુ રાજ્ય
શ્રી મધુબહેન કે. શાહ

## સ્વાગત પ્રમુખ

શ્રી ડી સી. કોઠારી

## કાર્યાધ્યક્ષો

શ્રી કાન્તિલાલ ડી. શાહ
શ્રી પી. કે જપી

## ઉપ-પ્રમુખો

શ્રી કે. જે. જોશી
,, આર એમ દવે
,, કપુરચંદ સુતરીયા
,, રામદાસ પુરૂષોત્તમદાસ
,, શાન્તિલાલ એમ દેસાઈ
,, અનંતરાય પી. મહેતા
,, લૉડ મોહનકૃષ્ણદાસ
,, જયંતિલાલ આર. પારેખ
,, રસિકલાલ કે. શાહ
,, એચ સી કોઠારી
,, નાનાલાલ ભટ્ટ
,, પુનમચંદ આર. શાહ
,, એસ એમ પટેલ

શ્રી ચંદુલાલ બી પારેખ
,, પ્રવિણકુમાર જોશી
,, રસિકલાલ એમ મહેતા
,, અબ્બાસભાઈ વડનગરવાલા
,, એસ સી શાહ
,, ટોકરશી લાલજી કાપડિયા
,, વસંતલાલ સી મહેતા
,, જયંતિલાલ મંગળજી મહેતા
,, ચંદ્રકાન્ત વી. શાહ
,, ગાંગજી કુંવરજી વોરા
,, કનૈયાલાલ ઈશ્વરલાલ મહેતા
,, સુરેશ ગોકુળદાસ રાયચુરા
,, જીવણલાલ જેઠાલાલ મહેતા

## મંત્રીઓ

શ્રી જશુભાઈ પટેલ
,, ધનશ્યામદાસ ભાવસાર
,, શાન્તિલાલ એમ. મહેતા
શ્રી રજનીકાન્ત એમ મહેતા
,, જેઠાલાલ એમ. શાહ

## ખજાનચીઓ

શ્રી જયંતીલાલ સુરાણી
,, જે. જે ચોકસી
શ્રી કસ્તુરચંદ કે મહેતા
,, જયંતિલાલ કે શાહ

## અન્ય સભ્યો

શ્રી મોહનલાલ એમ. મહેતા
,, બાબુલાલ એમ. મહેતા
,, કનૈયાલાલ ઈ. મહેતા
,, ભાઈચંદભાઈ પી. ભડિયાદરા
,, હીરાલાલ વી શાહ
,, દેવચંદભાઈ એમ શાહ
,, હરિભાઈ સંઘવી
,, સુરેન્દ્ર એમ મહેતા
,, વસંતલાલ સી મહેતા
,, ચંદુલાલ કામદાર
,, સુખલાલ એલ મહેતા
,, અમૃતલાલ સોની
,, જયંતિલાલ આર. શાહ
,, જગદિશભાઈ એફ મોદી
,, જયંતિલાલ પી સંઘરાજકા
,, નવલચંદ એમ દોશી
,, લલિતભાઈ સી. કોઠારી
,, રમણિકલાલ શુકલ
,, જયંત ઉપાધ્યાય
,, હર્ષદ જહા
,, ઇંદિરાબહેન ડી કોઠારી
,, સવિતાબહેન જી કામદાર
,, હિંમતલાલ ડી શેઠ
શ્રી પ્રહલાદભાઈ પટેલ
,, નંદલાલભાઈ દવે
,, ગાંગજીભાઈ એ વોરા
,, જે. કે સાયાણી
,, ડુંગરશી હિંડોચા
,, ઉર્મિલાબેન આર. મહેતા
,, શાતાબહેન એસ કોઠારી
,, કાન્તિલાલ એ. કામદાર
,, કનૈયાલાલ સી ભાવસાર
,, સત્યનારાયણ ત્રિવેદી જે પી.
,, ગુલાબચંદ જૈન
,, નિર્ભયકુમાર વ્યાસ
,, મધુબહેન એસ ત્રિવેદી
,, મનસુખલાલ કામદાર
,, જેઠાલાલ આર ત્રિવેદી
,, જગદીશ પારેખ
,, માર્કંડ દેસાઈ
,, કે. વી. અમોદિયા
,, અરૂણ ભણસાળી
,, કિશનભાઈ એચ. શાહ
,, શિવલાલ એમ મહેતા
,, વીરચંદ એમ અજમેરા
,, અમૃતલાલ ડી શાહ

શ્રી ભગવાનદાસ ડી. શાહ
,, હીરાલાલ વી. શાહ
,, ડી એન. શાહ
,, એન. એમ. મુનશી
,, પ્રતાપભાઈ બી. કોઠારી
મે એવરેસ્ટ કન્ટેઈનર કૉર્પોરેશન
શ્રી છોટાભાઈ એન્ડ કું.
,, છગનલાલ કાલીદાસ
,, ચંદુલાલ પી. શાહ
,, ચંદુલાલ બી. શાહ
,, એસ. બાલકૃષ્ણ જોષી
,, એસ. નાનાલાલ દવે
,, સુભરાય દવે
,, રમાબહેન સી. કોઠારી
,, દાકરસી વેરા
,, બી. બી. શાહ
મે. એલાઈટ ઓપ્ટીકલ ઇન્ડસ્ટ્રીઝ
શ્રી પ્રવીણચંદ જે. શેઠ
,, ગંગાભાઈ સંઘોઈ
,, છગનલાલ બારાઈ
,, ચૈતન્યભાઈ એ પટેલ
,, ડૉ. પી. એન. પટેલ
મે. પારેખ બ્રધર્સ
મે. એન. ડી. પટેલ એન્ડ કું.
,, તમિલનાડુ ડ્રગ્સ એન્ડ હાર્ડવેર કું.
,, રૂપાણી બ્રધર્સ
,, અશોક ટ્રેડર્સ
,, ઇન્ડસ્ટ્રીયલ એન્જીનિયર્સ
,, વલ્લભદાસ મથુરાદાસ એન્ડ કું.
,, બોમ્બે જનરલ સ્ટોર્સ
,, પ્રતાપ એન્ડ કું.
,, પ્રવીણકુમાર એન્ડ બ્રધર્સ
શ્રી કે. ચુડીવાલા
,, નવજાતભાઈ બોડા
,, ધીરજલાલ ભોગીલાલ ગાંધી
,, દયારામ લાધા સોલંકી
,, લાધા રામજી સોલંકી
,, મદુરા ગુજરાતી સમાજ
,, અરવિંદભાઈ ઘાટલીયા
,, ડી આર. મહેતા
,, ચીમનલાલ બાવીશી
,, ગોપાલ કિશ્નદાસ છબિલદાસ ઝવેરી
ડૉ. એ. જે. મહેતા
શ્રી આર્યનિવાસ
મે. ત્રિચીનાપલ્લી મિલ્સ લિ૦



સ્વાગત સમિતિનાં પેટ્રન



શ્રીમતી મધુબેન કે. શાહ

# સ્વાગત સમિતિ

## સ્વાગત પ્રમુખ



શ્રી ડી. મી. કોઠારી

# ઉપસમિતિઓ

## મનોરંજન સમિતિ

ચેરમેન : શ્રી જયંતિલાલ પી સંઘરાજકા

સંયોજક : શ્રી રજનીકાંત એમ મહેતા

સહ-સંયોજક : શ્રી સુભરાય દવે

: સભ્યો :

શ્રી શિવલાલભાઈ એમ. મહેતા
,, રસિકાબહેન એચ. કોઠારી
,, ચૈતન્યભાઈ એ. મહેતા
,, જે. એમ શાહ
શ્રી સુવર્ણાબહેન એ શાહ
,, શાતાબહેન પી. શાહ
,, શાંતાબહેન એલ. કોઠારી

## સોવેનીયર સમિતિ

ચેરમેન : શ્રી પી કે જપી

સંયોજક : શ્રી કિશનભાઈ એચ શાહ

સહ-સંયોજક : શ્રી હર્ષદ જહા

: સભ્યો :

શ્રી જશુભાઈ એસ. પટેલ
,, ઘનશ્યામભાઈ સી ભાવસાર
,, લલિતભાઈ સી. કોઠારી
,, બી. બી. શાહ
,, જયંતિભાઈ જે. ઉપાધ્યાય
,, જયતિલાલ આર. પરીખ
,, રમણિકલાલ બોડા
,, સુખલાલ મહેતા
,, ઇંદિરાબહેન ડી. કોઠારી
શ્રી સવિતાબહેન જી કામદાર
,, ઊર્મિલાબહેન આર. મહેતા
, શાંતાબહેન પી શાહ
,, ભાગ્યવતીબહેન એ. શાહ
,, રમણલાલ દવે
,, વામનભાઈ આર દવે
,, કે જે. દવે
,, નિર્ભયકુમાર વ્યાસ
,, ગુલાબચંદ જૈન

## ભંડોળ સમિતિ

ચેરમન : શ્રી કે. જે. જોશી

સંયોજક : શ્રી શાંતિભાઈ એમ. દેસાઈ

: સભ્યો :

શ્રી જયંતિલાલ જે. ચોકશી
,, દિનમનલાલ ડી. શેઠ
,, રસિકલાલ કે શાહ
,, નંદલાલભાઈ એ. દવે
,, રમેશભાઈ એસ. પટેલ
,, મોમાભાઈ એમ. પટેલ
,, પ્રહ્લાદભાઈ પટેલ
,, બાબુભાઈ એમ મહેતા
,, વીરચંદભાઈ અજમેરા
,, જયંતિલાલ કે. શાહ
,, વસંતભાઈ બી મહેતા
,, કાન્તિલાલ કે પટેલ
,, જયંતિલાલ આર. શાહ

શ્રી હરિભાઈ વી. સંઘવી
,, ડૉ. એ. જે. મહેતા
,, ચંદુલાલ બી. પરીખ
,, જે. કે સાયાણી
,, એસ. બી. પાઠક
,, રસિકભાઈ કામદાર
,, રમણિકલાલ એચ મહેતા
,, દેવચંદભાઈ એમ શાહ
,, ઇંદિરાબહેન ડી. કોઠારી
,, ઊર્મિલાબહેન આર. મહેતા
,, રસિકલાલ એમ. મહેતા
,, ડી એન શુક્લ
,, એન એમ. મુનશી

## રહેઠાણ–વાહનવ્યવસ્થા સમિતિ

ચેરમેન : શ્રી જયંતિલાલ જે. ચોકશી

કો-ચેરમેન : શ્રી એચ. બી. કોઠારી

સંયોજક : સત્યનારાયણ ત્રિવેદી

સભ્યો :

શ્રી શિવલાલભાઈ એમ. મહેતા
,, કનૈયાલાલ સી. ભાવસાર
,, રમણિકલાલ શુક્લ
,, કનુભાઈ કોઠારી

શ્રી કાન્તિલાલ એ કામદાર
,, ગંગજીભાઈ એ વોરા
,, નિર્મળકુમાર વ્યાસ
,, વસંતલાલ સી. મહેતા

## ભોજન સમિતિ

ચેરમેન : શ્રી કપૂરચંદભાઈ એન સુતરિયા

સયોજક : શ્રી મનસુખલાલ કામદાર

: સભ્યો :

શ્રી છોટાભાઈ મહેતા
,, અમૃતલાલ સોની
,, ધીરુભાઈ અજમેરા
,, હર્ષદભાઈ એન શાહ

શ્રી તારાચંદભાઈ
,, મનસુખલાલ વજરિયા
,, હિંમતલાલ ડી શેઠ
,, મણિલાલભાઈ

## પ્રચાર સમિતિ

ચેરમેન : શ્રી લલિતભાઈ સી કોઠારી

સયોજક : શ્રી કનુભાઈ સી ભાવસાર

: સભ્યો :

શ્રી રમણલાલ દવે
,, કિશનભાઈ એચ. શાહ
, હીરાલાલ વી શાહ

શ્રી હિમ્મતલાલ એન શેઠ
,, ગજેન્દ્ર દવે

## સેવાદળ સમિતિ

ચેરમેન : શ્રી ગાગજીભાઈ વોરા

સયોજક શ્રી કનૈયાલાલ સી ભાવસાર

: સભ્યો

શ્રી દિનેશભાઈ શાહ
,, એસ બી પાઠક
,, એસ ડી ગાંધી
,, બચુભાઈ પટેલ
,, મનોજ શેલત
,, કિરણભાઈ પ્રેમચંદ શાહ
,, પ્યારી બેગમ
,, કિશોરભાઈ
,, પ્રવીણભાઈ
,, મેઘરાજ જોશી

શ્રી પ્રવીણ એલ કંસારા
, જિતેન્દ્ર કે કંસારા
,, વિજય એસ દવે
, અશોક એમ ડોળિયા
,, ઠાકોર પાઠક
,, રાજેશ્વરી અનંતરામન
,, નવનીતલાલ શર્મા
,, આર ડી વ્યાસ
,, રમણલાલ જી પટેલ
,, કે આર દવે

## ભંડોળ સમિતિ

ચેરમન : શ્રી કે જે જોશી

સયોજક શ્રી શાંતિભાઈ એમ દેસાઈ

: સભ્યો :

શ્રી જયતિલાલ જે ચોકસી
,, હિંમતલાલ ડી શેઠ
,, રસિકલાલ કે શાહ
,, નંદલાલભાઈ એ દવે
,, રમેશભાઈ એસ પટેલ
,, સોમાભાઈ એમ પટેલ
,, પ્રહ્લાદભાઈ પટેલ
,, ભાણુભાઈ એમ મહેતા
,, વીરચંદભાઈ અજમેરા
,, જયંતિલાલ કે. શાહ
,, વસંતભાઈ મી મહેતા
,, કાન્તિલાલ કે પટેલ
,, જયંતિલાલ આર શાહ

શ્રી હરિભાઈ વી સંઘવી
,, ડૉ એ જે મહેતા
,, ચંદુલાલ બી પરીખ
,, જે. કે સાયાણી
,, એસ બી પાઠક
,, રસિકભાઈ કામદાર
,, રમણિકલાલ એચ મહેતા
,, મેવચંદભાઈ એમ શાહ
,, ઈંદિરાબહેન ડી. કોઠારી
,, ઊર્મિલાબહેન આર મહેતા
,, રસિકલાલ એમ મહેતા
,, ડી એન શુક્લ
,, એન એમ મુનશી

## રહેઠાણ-વાહનવ્યવસ્થા સમિતિ

ચેરમેન : શ્રી જયતિલાલ જે ચોકસી

સહ-ચેરમેન શ્રી એચ સી કોઠારી

સયોજક સત્યનારાયણ ત્રિવેદી

સભ્યો :

શ્રી શિવલાલભાઈ એમ મહેતા
,, કનૈયાલાલ સી ભાવસાર
,, રમણિકલાલ શુક્લ
,, કનુભાઈ કોઠારી

શ્રી કાન્તિલાલ એ કામદાર
,, ગગજીભાઈ એ વોરા
,, નિર્ભયકુમાર વ્યાસ
,, વસંતલાલ મી મહેતા

## કાર્યાધ્યક્ષો



કે. ડી. શાહ



શ્રી પી. કે. જપી

## મહિલા સમિતિ

ચેરમેન : શ્રીમતી રમાબહેન ગી કોઠારી

કો-ચેરમન : શ્રીમતી ઇંદિરાબહેન ડી. કોઠારી, શ્રીમતી સવિતાબહેન જી કામદાર

: સભ્યો :

શ્રી શાન્તાબહેન પી શાહ
,, પ્રવીણાબહેન કે. કામદાર
,, શાંતાબહેન એલ. કોઠારી
,, મધુબહેન એસ. ત્રિવેદી
,, ઉર્મિલાબહેન આર. મહેતા
,, ભાગ્યવતીબહેન એ. શાહ
,, સુરેખાબહેન આર. મહેતા
,, લતાબહેન એસ. મહેતા
,, સુભદ્રાબહેન આર. તુરખિયા

શ્રી જયાબહેન સુતરિયા
,, સદ્ગુણબહેન ખંભોળજા
,, રસિકાબહેન એચ. કોઠારી
,, જયાવતી રસિકભાઈ મહેતા
,, અંજલીબહેન પરીખ
,, સુનિતાબહેન દેસાઈ
,, પ્રતિભાબહેન મી મહેતા
,, મંજરીબહેન ભણસાળી
,, સુવર્ણાબહેન શાહ

## પ્રદર્શન–સુશોભન સમિતિ

ચેરમેન : શ્રીમતી ઇંદિરાબહેન ડી કોઠારી

સંયોજિકા : શ્રીમતી ઊર્મિલાબહેન આર મહેતા

: સભ્યો :

શ્રી શાંતિલાલ પી. જોશી
,, શંકરભાઈ દવે ( ફોટોગ્રાફર )
,, મધુબહેન એસ. ત્રિવેદી
,, લતાબહેન એસ. મહેતા
,, સુભદ્રાબહેન તુરખિયા
,, સવિતાબહેન જી કામદાર
,, સદ્ગુણબહેન ખંભોળજા
,, ચંદ્રિકાબહેન પટેલ
,, વસુબહેન કે શાહ

શ્રી સુરેખાબહેન આર મહેતા
,, ઉષાબહેન કે મહેતા
,, શાંતાબહેન એલ. કોઠારી
,, સુવર્ણાબહેન શાહ
,, મીનાબહેન નારકસ
,, ભાગ્યવતીબહેન એ શાહ.
,, જે. એમ શાહ
,, શુભગય દવે
,, કિરનભાઈ એચ શાહ

□

## ગુજરાતી સાહિત્ય પરિષદ – ટૂંકો ઇતિહાસ

ચિમનલાલ ત્રિવેદી

ગુજરાતમાં સાહિત્યિક આબોહવા પ્રગટાવવા, ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારી એને લોકપ્રિય કરવા, ગુજરાતી પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર બનાવવા માટે રાહ દાખવી પ્રજાનો ઉત્કર્ષ સાધવા – જેવા અનેક હેતુઓથી ઈ. સ. ૧૯૦૫ માં ગુજરાતી સાહિત્ય પરિષદનો જન્મ થયો હતો. સ્વ રણજિતરામ વાવાભાઈની નિશાભરી હૃદયોર્મિમાંથી ગુજરાતી સાહિત્ય પરિષદ અસ્તિત્વમાં આવી હતી.

અમદાવાદમાં એનું પહેલું સંમેલન જૂન-જુલાઈ ૧૯૦૫ માં યોજાયું હતું. ત્યારથી આજ સુધી ગુજરાત સૌરાષ્ટ્રનાં અનેક અને ગુજરાત બહાર કરાંચી, દિલ્હી અને કલકત્તા (અને હવે મદ્રાસ) જેવાં સ્થળોએ પરિષદે પોતાનાં સંમેલનો યોજીને ગુજરાતને ખૂણેખૂણે અને ભારતની દિશા દિશાએ પોતાની ભાવના વિસ્તારી છે પરિષદના સંમેલન પ્રસંગે મળેલાં વિદ્વાન પ્રમુખોનાં મનનીય વ્યાખ્યાનો અને સંશોધનાત્મક નિબંધોએ ગુજરાતી ભાષા-સાહિત્યની વૃદ્ધિને વેગ આપ્યો છે

લેખકોની સહીથી, પરિષદના બંધારણને લોકશાહી સ્વરૂપ આપવા અંગે માગણી કરતું એક નિવેદન પ્રગટ થયું અને એનો સ્વીકાર ન થાય તો સમાંતર પરિષદ ભરવાની ચેતવણી પણ આપવામાં આવી સૂત્રધારોએ, પરિસ્થિતિ કળી જઈને, પરિષદમાં ભંગાણ પડવા ન દીધુ અને પરિષદનો કાયાકલ્પ થયો પરિષદનું નવું લોકશાહી બંધારણ અસ્તિત્વમાં આવ્યું સાહિત્યસેવીઓને એમાં યોગ્ય સ્થાન મળ્યું અને ચૂંટાયેલી મધ્યસ્થ સમિતિ અને કારોબારીએ પરિષદનું સુકાન સંભાળી લીધું. આ રીતે પરિષદ, ઈ સ. ૧૯૫૫ માં, એના પ્રથમ પ્રમુખ ગોવર્ધનરામની જન્મભૂમિમાં, અને એમની જ જન્મ શતાબ્દીમાં, પુનર્જન્મ પામી

આ નવી પરિષદનુ પ્રથમ સંમેલન, ચાર વર્ષ પછી, ઈ સ ૧૯૫૯માં શ્રી કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે, અમદાવાદમાં યોજાયું અને એ રીતે અમદાવાદમાં જ જન્મેલી પરિષદ અમદાવાદમાં દ્વિજ બની અને એના ઇતિહાસનો ત્રીજો વળાંક આરંભાયો મુનશીજીએ એ પ્રસંગે હાજર રહી આ પરિષદને પોતાના આશીર્વાદ આપ્યા હતા. અમદાવાદ પછી કલકત્તા, મુંબઈ, સુરત અને જૂનાગઢ મુકામે એના સંમેલનો યોજાયાં, મોડાસા, દાહોદ, બાલાસિનોર, દ્વારકા, શારદાગ્રામ, ઈડર જેવાં સ્થળોએ એના જ્ઞાનસત્રો ભરાવાં પરપ્રાંતમાં જઈને એ પ્રાંતના સાહિત્યકારો સાથે જ્ઞાનગોષ્ઠિઓ યોજાઈ. ભાષા–સાહિત્યને ઉપકારક એવી અનેકવિધ પ્રવૃત્તિઓ આરંભાઈ અને એ રીતે આ પરિષદે લોકશાહી ઢબે પોતાની પ્રવૃત્તિઓ વિકસાવી.

પરિષદ અત્યારે ગુજરાતી ભાષા-સાહિત્ય પ્રત્યે રુચિ કેળવવા માટે 'આસ્વાદ', 'સંસ્કાર' અને 'દીક્ષા' એ ત્રણ પરીક્ષાઓ વર્ષમાં એકવાર યોજે છે બૃહદ ગુજરાતમાંથી અને ગુજરાત બહારથી પણ ઘણા વિદ્યાર્થીઓ આ પરીક્ષાઓમાં બેસે છે પરીક્ષાઓનો અભ્યાસક્રમ ક્રમિક સોપાનોવાળો અને ગુજરાતી સાહિત્યનાં વિવિધ પાસાને આવરી લે એવો સર્વગ્રાહી છે આ પરીક્ષાઓનો વિશેષ પ્રચાર અને એની ઊંચી ગુણવત્તાથી એ મુદ્રાંકિત થાય એ માટે પરિષદ સક્રિયપણે વિચારી રહી છે

પરિષદ તરફથી લેખકો – ગ્રંથકારોને ઉત્તેજન મળે, ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ થાય, અને ઊંચી કોટિનું સાહિત્ય પરિષદ દ્વારા પુરસ્કૃત થાય એ હેતુથી, સમાજમાંથી અને હરિઓમ ચરિત્રવાળા પૂ મોટા તરફથી મળેલાં દાન દ્વારા, ચાર પારિતોષિકો–ચંદ્રકો દર વર્ષે આપે છે

સંમેલનો પ્રસંગે નિબંધ વાંચન ઉપરાંત પુસ્તકો અને સામયિકોનાં પ્રદર્શનો, પાદપૂર્તિ મુશાયરાઓ જેવાં અન્ય સંસ્કાર અંગો પણ વિકસતાં જતાં હતાં અને એની પુસ્તક–પ્રકાશન પ્રવૃત્તિ પણ એકંદરે સંતોષકારક હતી. અમદાવાદ પછી ભાવનગર, મુંબઈ, નડિયાદ (બે વાર) અને લાઠીની યાત્રા કરીને ફરીવાર ઈ. સ. ૧૯૩૬ માં પરિષદનું ૧૨ મું સંમેલન અમદાવાદમાં યોજાયું. ભાવનગરમાં સાહિત્ય, ઇતિહાસ અને વિજ્ઞાનના વિભાગો ઉપરાંત જૈન વિભાગને પણ સ્થાન આપવામાં આવ્યુ હતું. જ્યારે મુંબઈમાં, નડિયાદમાં (બીજી વાર, ઈ. સ. ૧૯૩૧ માં – ૧૦મા સંમેલન પ્રસંગે) અને લાઠીમાં અન્ય વિભાગો યોજી શકાયા નહોતા. ૯ મા અધિવેશન પ્રસંગે નડિયાદમાં ધર્મ-તત્ત્વજ્ઞાન અને અર્થશાસ્ત્રના વિભાગો રાખવામાં આવ્યા હતા. ૧૨ મુ સંમેલન ત્રીજી વાર અમદાવાદમાં મળ્યું ત્યારે પરિષદ પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીની વરણી થઈ હતી અને સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ, ધર્મ-તત્ત્વજ્ઞાન, સમાજ અને અર્થશાસ્ત્ર, વિજ્ઞાન, લલિતકલા અને પત્રકારત્વ—એમ સાત વિભાગને સ્થાન આપીને પરિષદે પોતાના ક્ષેત્રને વિસ્તાર્યું હતું. ગાંધીજી જેવા કર્મયોગીની છત્રછાયા અને પ્રગતિ વિસ્તારથી અમદાવાદનું આ સંમેલન નોંધપાત્ર રહ્યું. પરંતુ પરિષદના બિનલોકશાહી બંધારણથી હવામાં વિરોધનો ગણગણાટ સંભળાતો હતો. પરિષદમાં સાહિત્યસેવીઓનો પ્રધાન અવાજ સંભળાય એ પ્રકારની માગણી પણ આ સંમેલનમાં ઊઠી–અમદાવાદના આ સંમેલને, આ રીતે, બીજો ઐતિહાસિક વળાંક દર્શાવ્યો.

અમદાવાદ પછી પરિષદે કરાંચી, અંધેરી, વડોદરા, રાજકોટ, જૂનાગઢ અને નવસારીમાં પોતાનાં સંમેલનો યોજ્યાં. એ સર્વ સંમેલનોમાં વિવિધ વિભાગોની જોગવાઈ થઈ હતી. કરાંચી–સંમેલન પછી ઈ. સ ૧૯૩૯ માં પાટણમાં શ્રી હૈમ–સારસ્વત સત્ર પણ ભરાયું હતું રાજ્ય પુનર્રચના અંગે અને ભાષાના માધ્યમ અંગે સૂત્રધારોએ મનસ્વી ઠરાવો પણ કર્યા હતા અને ત્યારે સાહિત્યસેવીઓના એ બીનલોકશાહી વર્તન અંગે વિરોધના પ્રબળ સૂર પ્રગટયા હતા. સદ્‌ શ્રી કનૈયાલાલ મુનશી ત્યાં સુધી પરિષદના મુખ્ય સૂત્રધાર હતા

ઈ. સ. ૧૯૫૫માં, પરિષદને ૫૦ વર્ષ પૂરાં થતાં હતાં. ગોવર્ધનરામની શતાબ્દીનો મહોત્સવ પણ એ વર્ષમાં જ આવતો હતો. નડિયાદે પરિષદને પોતાને આંગણે નિમંત્રી અને પરિષદના પ્રથમ પ્રમુખ ગોવર્ધનરામની શતાબ્દી પણ એ પ્રસંગે ઉજવવાનો સંકલ્પ કર્યો. પરંતુ એ પૂર્વે અનેક સાહિત્યસેવી

લેખકોની સહીથી, પરિષદના બંધારણને લોકશાહી સ્વરૂપ આપવા અંગે માગણી કરતું એક નિવેદન પ્રગટ થયું અને એનો સ્વીકાર ન થાય તો સમાંતર પરિષદ ભરવાની ચેતવણી પણ આપવામાં આવી. સૂત્રધારોએ, પરિસ્થિતિ કળી જઈને, પરિષદમાં ભંગાણ પડવા ન દીધું અને પરિષદનો કાયાકલ્પ થયો પરિષદનું નવું લોકશાહી બંધારણ અસ્તિત્વમાં આવ્યું. સાહિત્યસેવીઓને એમાં યોગ્ય સ્થાન મળ્યું અને ચૂંટાયેલી મધ્યસ્થ સમિતિ અને કારોબારીએ પરિષદનું સુકાન સંભાળી લીધું. આ રીતે પરિષદ, ઈ. સ. ૧૯૫૫ માં, એના પ્રથમ પ્રમુખ ગોવર્ધનરામની જન્મભૂમિમાં, અને એમની જ જન્મ શતાબ્દીમાં, પુનર્જન્મ પામી.

આ નવી પરિષદનું પ્રથમ સંમેલન, ચાર વર્ષ પછી, ઈ સ ૧૯૫૯માં શ્રી કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે, અમદાવાદમાં યોજાયું અને એ રીતે અમદાવાદમાં જ જન્મેલી પરિષદ અમદાવાદમાં દ્વિજ બની અને એના ઇતિહાસનો ત્રીજો વળાંક આરંભાયો. મુનશીજીએ એ પ્રસંગે હાજર રહી આ પરિષદને પોતાના આશીર્વાદ આપ્યા હતા. અમદાવાદ પછી કલકત્તા, મુંબઈ, સુરત અને જૂનાગઢ મુકામે એના સંમેલનો યોજાયાં; મોડાસા, દાહોદ, બાલાસિનોર, દ્વારકા, શારદાગ્રામ, ઈડર જેવાં સ્થળોએ એનાં જ્ઞાનસત્રો ભરાયાં. પરપ્રાંતમાં જઈને એ પ્રાંતના સાહિત્યકારો સાથે જ્ઞાનગોષ્ઠિઓ યોજાઈ. ભાષા–સાહિત્યને ઉપકારક એવી અનેકવિધ પ્રવૃત્તિઓ આરંભાઈ અને એ રીતે આ પરિષદે લોકશાહી ઢબે પોતાની પ્રવૃત્તિઓ વિકસાવી.

પરિષદ અત્યારે ગુજરાતી ભાષા-સાહિત્ય પ્રત્યે રુચિ કેળવવા માટે 'આસ્વાદ', 'સંસ્કાર' અને 'દીક્ષા' એ ત્રણ પરીક્ષાઓ વર્ષમાં એકવાર યોજે છે બૃહદ ગુજરાતમાંથી અને ગુજરાત બહારથી પણ ઘણા વિદ્યાર્થીઓ આ પરીક્ષાઓમાં બેસે છે પરીક્ષાઓનો અભ્યાસક્રમ ક્રમિક સોપાનોવાળો અને ગુજરાતી સાહિત્યનાં વિવિધ પાસાને આવરી લે એવો સર્વગ્રાહી છે આ પરીક્ષાઓનો વિશેષ પ્રચાર અને એની ઊંચી ગુણવત્તાથી એ મુદ્રાંકિત થાય એ માટે પરિષદ સક્રિયપણે વિચારી રહી છે

પરિષદ તરફથી લેખકો – ગ્રંથકારોને ઉત્તેજન મળે, ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ થાય, અને ઊંચી કોટિનું સાહિત્ય પરિષદ દ્વારા પુરસ્કૃત થાય એ હેતુથી, સમાજમાંથી અને હરિઓમ ચરિત્રવાળાં પૂ. મોટા તરફથી મળેલાં દાન દ્વારા, ચાર પારિતોષિકો–ચંદ્રકો દર વર્ષે આપે છે

(૧) શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક, (૨) કાકાસાહેબ કાલેલકર પારિતોષિક (૩) ભગિની નિવેદિતા પારિતોષિક અને (૪) ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક શ્રી અરવિંદ ચંદ્રક ભક્તિવિષયક, પ્રેરક, પરાક્રમાદિ ગુણોને દૃઢ કરતી વર્ષની મૌલિક કૃતિને, કાકાસાહેબ પારિતોષિક, અનુસૂચિતના લેખકની શ્રેષ્ઠ કૃતિને કે એવી કૃતિ ન મળે તો ગુજરાતી પ્રજાના એકત્વને પોષે એવી વર્ષની શ્રેષ્ઠ કૃતિને, ભગિની નિવેદિતા પારિતોષિક સ્ત્રીના જીવનને અને સમાજને ઉન્નત કરે એવી ભાવનાવાળી સ્ત્રી-લેખકની સર્જેલી મૌલિક કૃતિના અને ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક બે વર્ષના સમયાવધિમાં વર્ષની પ્રગટ થયેલી સાહિત્ય શબ્દના વિશાળમાં વિશાળ અર્થવાળી શ્રેષ્ઠ કૃતિને એનાયત કરવામાં આવે છે

આ ઉપરાંત આ વર્ષે પોરબંદરની શ્રી પ્ર સન્માન સમિતિ તરફથી મૌલિક અને વિશિષ્ટ રીતે શિક્ષણને સ્પર્શતા ગ્રંથના લેખકને 'પ્ર ત્રિવેદી સુવર્ણચંદ્રક' દર વર્ષે આપવા માટે, તથા સ્વ બહુભાઈ ઉમરવાડિયાના સ્મરણાર્થે પ્રતિવર્ષ શ્રેષ્ઠ ગુજરાતી એકાંકીને સુવર્ણચંદ્રક અને અન્ય ક્રમાનુસારી પારિતોષિકો આપવા માટે અનુદાનો મળ્યા છે

પરિષદ એક વર્ષે અધિવેશન અને બીજે વર્ષે જ્ઞાનસત્ર યોજે છે પરિષદ-અધિવેશન વખતે ઘણી સાહિત્ય પરિષદથી વિભાગોની યોજના થઈ હતી, તે દિલ્હી અધિવેશન સુધી મહદંશે ચાલુ હતી સાહિત્ય ઉપરાંત શિક્ષણ, પત્રકારત્વ, ઇતિહાસ, પુરાતત્ત્વ, સમાજવિદ્યા, રંગભૂમિ કલા, વિજ્ઞાન, સંશોધન જેવા કેટલાક વિભાગોની યોજના એમાં થતી પરંતુ સમય જતાં અન્ય વિભાગોની સ્વતંત્ર પરિષદો અસ્તિત્વમાં આવતાં આ વિભાગોની સંખ્યા ઓછી થઈ અને જ્ઞાનસત્ર — એ વખતે પણ વિભાગો જ યોજવામાં આવ્યા હતા આ વખતે પણ સાહિત્ય, સંશોધન અને સાહિત્ય-સંગમ એ વિભાગોનું આયોજન થયું છે તો તે વિષયમાં અધિકારી



ડાબી બાજુથી - સર્વશ્રી હર્ષદ જડા, સુમરાય દવે, નિમેષકુમાર વ્યાસ, રમણલાલ દવે, વામનભાઇ દવે, કેશુભાઈ દવે. (બેઠેલા) સર્વશ્રી ગુલાબચંદ જૈન, જયંત ઉપાધ્યાય, જયતીભાઈ પારેખ, પી. કે. જપી (ચેરમૅન), કિશન એચ. શાહ (સંયોજક), લલિતભાઈ કોઠારી, સુખલાલભાઈ

પરિષદનું મહત્ત્વનું અંગ પ્રકાશનોનું હોવું ઘટે પરિષદનું મુખપત્ર 'પરબ' અનિયતકાલિક છે, તેમ છતાં એમાં આવતાં લખાણોએ એક ઊંચી ગુણવત્તા જાળવી છે સાહિત્ય-વિવેચન અને સંશોધનના સ્વતંત્ર લેખો ઉપરાંત એમાં પ્રગટ થતા જ્ઞાનસત્રોની ચર્ચાના અહેવાલોથી 'પરબ' અંકો મૂલ્યવાન બની રહ્યા છે પરિષદ તરફથી નીલકંઠ બાલોપયોગી શ્રેણીનું પ્રકાશન થઈ રહ્યું છે અને આપણા બાલસાહિત્યને તે અવશ્ય સમૃદ્ધ કરશે તાજેતરમાં શ્રી રામપ્રસાદ બક્ષી અને શ્રી રમણલાલ જોશીએ સંપાદિત કરેલ 'ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યરિદ્ધિ'નું પ્રકાશન પણ પરિષદની પ્રકાશન પ્રવૃત્તિનો એક મણકો છે અત્યારે રાજ્ય સરકારની સહાયથી પરિષદ, ગુજરાતી ભાષા-સાહિત્યનો બૃહદ ઇતિહાસ વિદ્વાનો પાસે તૈયાર કરાવી રહી છે એનો પ્રથમ ખંડ પ્રેસમાં છે અને બાકીના બે ખંડો પણ ટૂંક સમયમાં પ્રેસમાં જશે.

પરિષદ અવારનવાર અધિકારી વિદ્વાનોના વ્યાખ્યાનો યોજીને સાહિત્યને પોષક વાતાવરણ સર્જે છે પરંતુ પરિષદ પાસે હજી સમૃદ્ધ ગ્રંથાલય, આગવા પ્રકાશન વિભાગ અને સંસ્કાર-પ્રવૃત્તિઓને વિકસાવી-વિસ્તારી શકે એવી સગવડ નથી એ માટે પ્રથમ તો પરિષદનું પોતાનું વિશાળ વ્યાખ્યાનખંડ અને અનેક સુવિધાઓવાળું મકાન જોઈએ પરિષદની આ પ્રથમ અને અનિવાર્ય જરૂરિયાત છે ગુજરાતી પ્રજા એની સંસ્કાર સંસ્થાની આ જરૂરિયાતને પરિપૂર્ણ કરવા પાછી પાની નહિ કરે એવી શ્રદ્ધા છે



## ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૬મા અધિવેશન પ્રસંગે સ્વાગત પ્રમુખ શ્રી. ડી. સી. કોઠારીનું વ્યાખ્યાન

નામદાર શ્રી કે કે શાહ માનનીય તિરુ એમ કરુણાનિધિ, માનનીય શ્રી રતુભાઈ અદાણી, શ્રી ઝીણાભાઈ દેસાઈ, ઉપસ્થિત સજ્જનો અને સન્નારીઓ,

સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૬મા સમ્મેલન પ્રસંગે આપ સૌને આવકારતા મને ખૂબ આનંદ થાય છે મદ્રાસમા આ પ્રકારનુ સમ્મેલન પહેલી જ વાર ભરવામા આવ્યું છે આમ તો આ સમ્મેલન ગયા ડિસેમ્બર મહિનામા ભરાવાનુ હતુ પણ દેશમા યુદ્ધની પરિસ્થિતિ સર્જાતા એ મોકૂફ રાખવુ પડેલુ પરંતુ સ્થાનિક ગુજરાતી સમાજના અદમ્ય ઉત્સાહને પરિણામે સમ્મેલન આજે ભરાઈ રહ્યુ છે એનો મને ખૂબ જ આનંદ થાય છે તામીલનાડુ રાજ્ય સરકારે અમને આમા પૂરેપૂરો સહકાર આપ્યો છે અને રાજ્યપાલ શ્રી કે કે શાહની યોગ્ય દોરવણી નીચે આજે આ સમ્મેલન ભરી શક્યા છીએ હકીકતમા શ્રી કે કે શાહની પ્રેરણા અને માર્ગદર્શનથી જ આ સમ્મેલન યોજનાની કલ્પનાને મૂર્તસ્વરૂપ આપી શકાયું છે ગુજરાતી સાહિત્ય અને સસ્કારના વિસ્તારમા તેઓશ્રી જે ઊંડો રસ અને ધગશ દાખવે છે તે ખરેખર પ્રશસ્ય છે અમારા માનવતા મુખ્ય પ્રધાન તિરુ એમ કરુણાનિધિ તામિલ ભાષાના પ્રકાડ વિદ્વાન, પ્રથમ કક્ષાના વક્તા, કવિ અને કુશળ સવાદલેખક છે રાજ્યવહીવટનો ભાર વહેતા છતા તેઓ સર્જનાત્મક પ્રવૃત્તિમા પણ ઉત્સાહભેર ભાગ લઈ રહ્યા છે માનનીય શ્રી રતુભાઈ અદાણીની ઉપસ્થિતિ ખરેખર ઉત્સાહપ્રેરક છે સાહિત્ય પરિષદના વરાયેલા પ્રમુખશ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) કવિ, લેખક અને શિક્ષક તરીકે લોકપ્રિય બનેલા છે આજના શુભ દિને આપ સૌનુ સ્વાગત કરતા મને અનેરો આનંદ થાય છે

એકલે હાથે આવો વિશાળ, ભરચક કાર્યક્રમ ગોઠવાઈ ન જ શકે એ દેખીતુ છે આ કાર્યમાં, સ્વાગત સમિતિમાં જવાબદારીભર્યા હોદ્દા પર રહી, ખભેખભા મેળવીને પોતાનો યોગ દેનાર મારા સાથીદારો સર્વશ્રી કે ડી શાહ, પી કે. જપી, કે જે. જોશી, શાંતીલાલ મહેતા, રજનીકાંત મહેતા તથા અન્ય અનેક નામી–અનામી ભાઈબહેનોએ અથાગ પરિશ્રમ કર્યો છે. તેમની સુયોજીત અને સંયોજીત પ્રવૃત્તિઓને લીધે જ આ સમેલન જેવું છે તેવુ બની શક્યુ છે

આજના સુપ્રભાતે ગુજરાતી જનસખ્યાની આ વિપુલતા અને સમસ્ત ગુજરાતમાથી આવેલા પાંચમો જેટલા ડેલીગેટોની સખ્યા સૂચવે છે કે ગુજગતના સીમાડા સીમા–બાંધ્યા નથી ભારતમાં સ્થળે સ્થળે સમયે સમયે આવાં સમેલનો ભરી સાહિત્યની દુનિયા એક આગવી આંતર સમૃદ્ધિ પ્રાપ્ત કરે તેમાં નવાઈ નથી હજારો વર્ષોથી ગુર્જરભૂમિના સુપુત્રોએ વનવગડા વીધી, ડુંગરો ઓળંગી, દરિયાપાર જઈ 'ગુર્જર વાણી' અને 'ગુર્જર ઉધમપ્રીત'નો વિસ્તાર કર્યો છે શુ આફ્રિકા, શુ ફીજી ટાપુઓ, શુ મલયેશિયા કે શું ઇન્ડોનેશિયા—યુ. એસ એ, યુરોપ અને બીજા પ્રદેશોની વાત જતી કરીએ તોપણ બૃહદ ગુજરાતના સંસ્થાનવાસીઓએ જે તે સ્થાનિક પ્રજાના જીવનમાં ઓતપ્રોત બનીને પણ 'ગુજગતીપણા'ની એક આગવી છાપ જાળવી જાણી છે કવિશ્રી નાનાલાલની કેટલીક પક્તિઓ સ્મરણમા ચમકી જાય છે —

"ભારતી એ કર્ઇ ફૂલ ફુવારો અજલીમા શુ લીધ,
દિશદિશમાં ફૂલધાર ઉડાવી દિલના પરિમલ દીપ

ધન્ય હો ધન્ય જ પુણ્યપ્રદેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ!"

સ્વભાવથી જ ઉદ્યમપ્રિય ગુજરાતીઓએ સાહસને હમેશા આવકાર્યુ છે અને એમ કરતાં માદરેવતનથી દૂર જઈ વસવાનુ સાહસ કર્યુ છે. સેંકડો વરસથી વ્યાપારાર્થે દેશના આ ભાગમા આવીને વસેલા અનેક કુટુબો છે. ખુદ મદ્રાસમા જ બસો–ત્રણસો વરસથી એકધારુ જીવન ગુજારતા ગુજરાતી કુટુબો છે મદ્રાસ શહેરમા વસતા ગુજરાતીઓ ઠીક ઠીક પ્રમાણમા સ્થિર થયેલા છે, અને તેઓ મુખ્યત્વે વ્યાપારમા જ રોકાયેલા છે. સ્થાનિક પ્રજાની રીતભાત, બોલચાલ વગેરેમા ભાગ લેતા હોવા છતાં પોતાનુ 'ગુજરાતીપણુ' તેમણે અનાયાસ સાચવી રાખ્યું છે, એ જ ગુજરાતીઓની વિશિષ્ટતા છે

એક વેપારી પ્રજા તરીકે ગુજરાતીઓ હમેશાં આપ–લેની નીતિમાં માનતા આવ્યા છે – પછી એ વેપાર હોય કે અન્ય સમાજોપયોગી પ્રવૃત્તિ હોય.

અંતે સ્વાભાવિક એક પ્રશ્ન ઊઠે કે આવા સંમેલનનો શો હેતુ હોઈ શકે? આપણા કવિઓ અને લેખકોનાં બહુમાન કરીએ, આપણા ભવ્ય ભૂતકાળના વારસાને યાદ કરી કૃતકૃત્ય થઈએ, દેશની એકતાને ધ્યાનમાં લેતાં તામિલ અને ગુજરાતી પ્રજાએ અન્યોન્ય સંસ્કારોની કરેલી આપ–લેને સમજીએ – કદાચ આ બધાનો સંયુક્ત સર્વાંગી અભ્યાસ પણ કરીએ. તામિલ ભાષા ભારતની જૂનામાં જૂની ગણાતી ભાષાઓમાંની એક છે. તેનો પ્રભાવ દક્ષિણ–પૂર્વ એશિયામાં સુસ્પષ્ટ છે. સંસ્કૃત ઉપર પણ તેનો પ્રભાવ પડયો હોય એ સ્વાભાવિક છે. ગુજરાતી કદાચ તામિલ ભાષા જેટલી પ્રાચીનતાનું ગૌરવ ન લઈ શકે તો પણ હજારેક વર્ષોથી પશ્ચિમ ભારતમાં તેનુ આગવું સ્થાન સ્થાપીત થઈ ચૂકેલું છે. સંમેલનના આ બે–ત્રણ દિવસો દરમિયાન આપણે આપણા કવિઓ અને લેખકોએ વર્તમાન ભારતના જીવનમાં મૂકેલી અસરો વિશે કંઈક જાણકારી પ્રાપ્ત કરીશું.

ભાષાકીય પ્રાંત રચનાને પરિણામે બાળકને તેના નૈસર્ગિક જીવન–ઘડતર માટે યોગ્ય વાતાવરણમાં મૂકવામાં આવે છે એ બરાબર છે માતૃભાષા દ્વારા શિક્ષણનો અમૂલ્ય લાભ તેને મળે છે તેની ના નહીં, એ હક દરેક માટે એક સરખો છે જ અને હોવો જોઈએ. એ સાથે આપણે અંગ્રેજીનુ મહત્વ પણ ન ભૂલીએ એમ મને લાગે છે આંતરરાષ્ટ્રિય પરિષદોમાં અંગ્રેજી ભાષાના જ્ઞાને આપણને ઘણો લાભ કર્યો છે. આપણો બુદ્ધિશાળી વર્ગ આ ભાષા ઉપર પણ અન્ય ભાષાઓની જેમ અપૂર્વ પ્રભુત્વ ધરાવી શકે છે આજે દુનિયાના અન્ય દેશો પણ લોકશિક્ષણ માટે અંગ્રેજીને સ્વીકારતા થયા છે એ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે એમ મને લાગે છે કે આપણે જો અંગ્રેજીનું મહત્વ ઓછું આંકીશું તો કંઈક મહત્વનું આપણે ગુમાવીશું. અહીંયાં કોઈ એમ ન માની બેસે કે હું અંગ્રેજી શિક્ષણની તરફેણ કરુ છુ એમ તો અંગ્રેજીનુ મહત્વ ધરાવતી અન્ય યુરોપીય ભાષા પણ શીખી શકાય પણ અંગ્રેજ અમલ દરમિયાન અંગ્રેજી ભાષા જેવી અને જેટલી બુદ્ધિશાળી વર્ગમાં ફેલાઈ શકી છે એ બાબતને ધ્યાનમાં લેતાં અંગ્રેજી આપણા માટે સુલભ બની રહે છે ગુજરાતી ભાષાના સમર્થકોને હું સૂચન કરીશ કે આંતરરાષ્ટ્રિય વ્યવહારની અનુકૂળતા માટે અને એ સિવાય પણ અન્ય વ્યાવસાયિક તકો પૂરી પાડવાની સફળતા માટે આપણે અંગ્રેજીનું મહત્વ સમજી

તેને આપણી યુવાન પેઢી માટે સુપ્રાપ્ય બનાવીએ આ હુ એટલા માટે કહુ છુ કે જાણેઅજાણે પણ સ્વભાષા અને સાહિત્યના આગ્રહમાં આપણે આપણી યુવાન પેઢીના શિક્ષણની અને એ દ્વારા ધધાકિય તકો પૂરી પાડવાના વિશાળ ક્ષેત્રમાં અંતરાયરૂપ તો નથી થતાને? મારો આ નમ્ર વિચાર હુ પરિષદના સૂત્રધારો સમક્ષ રજૂ કરુ છુ ગુજરાતી તેમ જ અન્ય પ્રાદેશિક ભાષાના વિકાસ સાથે આપણે અંગ્રેજી શિક્ષણ માટેની તકનો પણ પૂરેપૂરો લાભ ઉઠાવી શકીએ. જાગૃત અને ક્રિયાશીલ બનતી ભારતની યુવાન પેઢીના ઝડપી વિકાસ માટે આ જરૂરી છે એમ હુ માનું છુ

મોટે ભાગે એમ મનાતુ આવ્યું છે કે લાડી, વાડી અને ગાડી પ્રાપ્ત કરવામાં રાચતા વેપારપ્રિય ગુજરાતીઓ માટે સાહિત્ય તથા અન્ય લલિત-કલાઓનુ સ્થાન જીવનમાં ગૌણ બની ગયુ છે આજે હવે એવુ માની શકાય એમ નથી કારણ કે લલીતકલાઓના વિકાસ માટે ગુજરાતમાં તેમ જ અન્ય ગુજરાતની શ્રી અને સરસ્વતીના બહેનપણાંએ વિશાળ ક્ષિતિજો દષ્ટિગોચર કરી છે

અહીયા રચાયી બનેલ ગુજરાતી સમાજની પ્રવૃત્તિઓનો આછો ખ્યાલ આપવો અસ્થાને નહીં ગણાય ધધાકિય પ્રવૃત્તિની સાથે સાથે અહીંની ગુજરાતી પ્રજાએ શૈક્ષણિક અને સામાજીક પ્રવૃત્તિઓ કરતી અનેક સસ્થાઓના બીજ વાવ્યાં છે, જે આજે પાગરતા દેખાય છે અત્રેની ગુજરાતી કન્યા-શાળામા નહિ નહિ તોય પદરસો જેટલી બાળાઓને માધ્યમિક શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાની વ્યવસ્થા છે ગુજરાતી વિદ્યાર્થીઓ માટે એવી જ રીતે માતૃભાષા દ્વારા માધ્યમિક શિક્ષણ પૂરું પાડતી ત્રણેક જેટલી સસ્થાઓ—શ્રી શુદ્ધાદ્વૈત વૈષ્ણવ હાઈસ્કૂલ, શ્રી એ બી પારેખ વિદ્યામદિર અને શ્રી એ. જી જૈન હાઈસ્કૂલ – તો મદ્રાસ શહેરમા જ છે ઉચ્ચશિક્ષણની પણ જોગવાઈ આપતી વૈષ્ણવ કૉલેજ અને જૈન કૉલેજ પણ છે ગુજરાતી સમાજ દ્વારા એક દવાખાનુ પણ ચાલે છે, જેનો બહુમુખી વિકાસ હાથવેંતમાં જ છે. સામાજીક પ્રવૃત્તિઓ ચલાવતી સસ્થાઓ પણ છે. ટૂકમા જીવનના અનેકવિધ ક્ષેત્રોને આવરી લેતી પ્રવૃત્તિઓ વિવિધ સસ્થાઓ દ્વારા થાય છે જેમા અભાવવૃદ્ધ દરેક ભાગ લઈ રહ્યા છે માત્ર ગુજરાતીઓ માટે જ નહિ, અન્ય બધુ-સમાજને પણ આ સંસ્થાઓ ઉપયોગી બની રહી છે, એ આપણા સમાજનું નોંધપાત્ર લક્ષણ છે આ સસ્થાઓને સ્વાભાવિક રીતે જ નાણાંકિય ખેંચ તો રહે છે પણ એ સાથે સમાજમાં દાતાઓની પણ ખોટ નથી. મદ્રાસ શહેરની

વર્તમાન ત્રીસહજાર જેટલી ગુજરાતીઓની વસ્તી આવનારા વર્ષોમાં વધતી જવાની પૂરી શક્યતા છે. મુખ્ય-ભાષી પ્રજા સાથે આપણો સમાજ દૂધમાં સાકરની જેમ ભળેલો છે.

આ સમ્મેલનની એક ચિરંજીવ યાદગીરી રૂપે અમો રૂપિયા પચીસ હજારનું ફંડ અલગ ફાળવી મદ્રાસ વિદ્યાપીઠમાં ભાષા સાહિત્યની એક 'ચેર' સ્થાપિત કરવામાં તેનો ઉપયોગ થાય એમ ઇચ્છીએ છીએ એ માટે તેમ જ ઉચ્ચશિક્ષણ માટે ગુજરાતીને દાખલ કરવાની વિનંતી મદ્રાસ વિદ્યાપીઠને કરવાની અમારી ધારણા છે.

સમ્મેલનને પૂરેપૂરી સફળતા ઇચ્છું છું. આ બે-ત્રણ દિવસોમાં આપણે સૌ અનનયુક્ત માહિતીથી સમૃદ્ધ થઈશું એની મને ખાતરી છે મદ્રાસની સમગ્ર પ્રજા પર ખાસ કરીને ગુજરાતી પ્રજા ઉપર આ સમ્મેલન એક ચિરસ્મરણિય છાપ મૂકી જશે એમાં શંકા નથી. ટૂંક સમયમાં જ અમોએ યોજેલું એ પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવનાર છે, જેમાં ગુજરાતના પ્રજાજીવનની લાક્ષણિકતાઓ હશે. પરિષદના ડેલીગેટો માટે પણ આ સમય એક સુખદ યાદગીરીરૂપ બની રહેશે એમ ઇચ્છું છું. અંતમાં મદ્રાસમાં રહી પોતાની સાહિત્ય પ્રવૃત્તિને વિકસાવનાર અને એક વખત સાહિત્ય પરિષદનું પ્રમુખપદ શોભાવનાર ગુરુદીપ સ્વ. અરદેશર ફરામજી ખબરદારના શબ્દોમાં મારું આજનું વક્તવ્ય પૂરું કરીશ.

'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.'



## ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૬ મા અધિવેશન પ્રસંગે
## અધ્યક્ષ શ્રી કે. કે. શાહનું પ્રવચન

મારે જણાવી દેવુ જોઈએ કે હુ સાહિત્યકાર નથી. મારે એ પણ જણાવી દેવુ જોઈએ કે હુ મારી જાતને સારસ્વત પણ નથી ગણતો. મને સાહિત્યમા રસ છે કારણ કે મને જીવનમા રસ છે હુ માનુ છુ કે સમાજજીવનનું ભદ્રતત્ત્વ એના સાહિત્ય દ્વારા પ્રગટે છે જીવનથી ભિન્ન એવુ સાહિત્યનું કોઈ આગવુ અસ્તિત્વ હોય એમ હુ નથી માનતો. સાહિત્યકાર જીવનના વિશાળ ક્ષેત્રમા ખૂણેખાચરે પડેલા પેલા ભદ્રતત્ત્વને જ ખોળે છે, ઢંઢોળે છે અને તેને પ્રગટાવે છે સાહિત્ય એ મારો વિષય નથી પણ એનો અર્થ એ નથી કે હુ એનાથી અળગો છુ હુ કાવ્ય લખતો નથી પણ કાવ્યાનદ જેવી કોઈક ચીજને હુ પેટભરીને માણુ છું. સાહિત્યકૃતિની સૌંદર્યાનુભૂતિ એ એકલા સાહિત્ય પ્રકારનો ઇજારો નથી એ માટે જરૂર છે સંવેદનાશીલ અને સંવેદનાક્ષમ વિચારશક્તિની જે સર્જક નથી તે આવી વિચારશક્તિ પણ ધરાવતો નથી, આવુ કોઈ કહી શકે ખરૂ ? બધા સંગીતકાર ન થઈ શકે પણ જનસામાન્ય ઉચ્ચતમ કક્ષાના સગીત માટે પોતાના કાન જરૂર કેળવી શકે

આ પરિષદમા ઉપસ્થિત થવાનું મે આવા જનસામાન્યના પ્રતિનિધિને નાતે સ્વીકાર્યું છે સાહિત્યના સૂક્ષ્મ પ્રવાહો અને અદ્યતન વિચારશૈલીઓની સમીક્ષા કરવાનુ કામ શબ્દસ્વામીઓનુ છે મને "શબ્દસ્વામી" શબ્દ જોકે ખૂચે છે "શબ્દ" એ તો બ્રહ્મ છે અને એની તો સેવા કરવી જોઈએ. એ અર્થમા તમે સૌ "શબ્દસેવકો" છો. શબ્દનુ સેવન અને એ દ્વારા શબ્દશક્તિનો વિકાસ એ તમારો સ્વધર્મ છે સાહિત્યની પરબડીએ મો પર હાથ લગાડીને ઊભેલ મારા જેવા લાખો લોકો શબ્દના માધ્યમ દ્વારા તમારી પાસેથી કાંઈક પામે છે એ બધાના વતી સ્વધર્મપાલનમા મચેલા એવા તમારા સૌનુ હુ અભિવાદન કરુ છુ

નરસિંહ મહેતાથી માંડીને નિરંજન ભગત સુધીના કવિઓ અને નર્મદથી માંડીને મુરલી ઠાકુર સુધીના લેખકોના પ્રદાનની સમીક્ષામાં અને ખણ-ખોદમાં મને ઝાઝી સમજ નહીં પડે. એ અંગે હું લાંબુ કંઈક કહેવાની હિંમત ન જ કરું. મારી સામે બેઠેલા કેટલાક સાહિત્યકારોને અને ખાસ કરીને વાર્તાલેખકોને હું કહીશ કે, "ભાઈઓ, તમારી વાર્તા વાંચવાનું હું કદી ચૂકતો નથી." અહીં બેઠેલાં કેટલાંક જાણીતાં નામ દઈને કહી શકું કે નામ જોયા પછી તેમનું લખાણ વાંચી ન જાઉં તો મને અસુખ રહે છે. કેટલાંક સામયિકો વાંચતાં એવું લાગે છે કે ગુજરાતનું સંસ્કારધન વધતું જાય છે 'કવિતા' દ્વિમાસિકની કેટલીક નવી શૈલીની કવિતાઓ જોઉં છું ત્યારે એ ઘડી વાંચ્યા જ કરવાનું મન થાય છે. 'નિરીક્ષક'માં આલેખાતા સાહિત્યપ્રવાહો, રાજકીય પ્રવાહો અને સંસ્કાર પ્રવાહોમાં સ્નાન કરવાનું ગમે છે. 'નૂતન શિક્ષણ' જેવાં શિક્ષણનાં જૂના સામયિકે જે નવું કાઠું ધરયું છે તે મનમાં વસી જાય એવું છે. કેટલાંક ગુજરાતી દૈનિકો પણ હવે સૌષ્ઠવયુક્ત બનતાં જાય છે.

પ્રજા સુધી પહોંચે એવા સાહિત્યની હવે ખૂબ જરૂર છે સાહિત્ય સાક્ષરોના કાવ્યશાસ્ત્ર વિનોદ માટે નથી સર્જાતું જ્ઞાનની ગંગોત્રી જન-સામાન્ય સુધી વહેવડાવવા માટે ભારે પુરષાર્થ કરવો પડશે. બંગાળમાં, સાંભળ્યું છે તે પ્રમાણે, કાવ્ય માટેનાં ખાસ દૈનિકો પ્રગટ થાય છે. એવાં દૈનિકોને ખરીદનારની ઝાઝી સંખ્યા હશે, માટે જ એમનુ પ્રકાશન શક્ય બનતું હશે ને! લોકમિલાપ ટ્રસ્ટે આ દિશામાં જે પ્રદાન કર્યું છે તે નોંધપાત્ર છે. ગાંધીશતાબ્દિ વર્ષમાં પરદેશમાં ગાંધીસાહિત્યનું વેચાણ, મેઘાણી સ્મારક યોજના અને સાહિત્ય શિખરોની યાત્રા દ્વારા ટ્રસ્ટ લોકોની સુરુચિનું ઘડતર કરવા મથી રહ્યું છે. આ પરમસંતોષની વાત છે. સાહિત્ય સસ્તું અને સુલભ હોય તે ઉપરાંત ઊર્ધ્વગામી હોવુ ઘટે ૧૯૭૨ ના આ આંતરરાષ્ટ્રીય પુસ્તકવર્ષમા વાત પર આપણે સૌએ વિચાર કરવો જોઈશે

એક વાત આજના ચિંતકોને સતત સતાવે છે વિજ્ઞાનનો વિકાસ જોતાં એવું લાગે છે કે માનવ યંત્ર જેવો અને યંત્ર માનવ જેવું થતું જાય છે. ધીમે ધીમે બન્નેનું અદ્વૈત તો નહીં થઈ જાય ને ? કદિક એમ પણ લાગે છે કે ઔદ્યોગિકરણ અને શહેરીકરણને કારણે મોટી ઇસ્પિતાલોમાં દરદી ખોવાયો છે, જનસમૂહોમાં આદમી અટવાયો છે, મોટી નિશાળોમાં બાળક બહાવરો બન્યો છે, ઉભરાતા રાજમાર્ગ પર રાહદારી બેબાકળો બન્યો છે.

# મહિલા સમિતિ



ડાબી બાજુથી ઊભેલા સર્વશ્રી મંજુબેન ત્રિવેદી સુરેખાબેન
બેઠેલા સર્વશ્રી શાંતાબેન કોઠારી સવિતાબેન કામદાર, સુભદ્રાબેન



ડાબી બાજુથી : સર્વશ્રી શુભરાય દવે, શાંતિભાઈ જોષી, મધુબેન, સુરેખાબેન, સદ્‌ગુણબહેન, જે. એમ. શાહ, શંકરભાઈ
બેઠેલા : સર્વશ્રી સુભદ્રાબેન, રૂપાબેન, ઊર્મિલાબેન, ચંદ્રિકાબેન, શાંતાબેન, મીનાબેન

ત્રિભગના માનવીનો વિસામો ક્યાંક હશે ખરો ? એલવિન ટોફલરે એના પુસ્તક 'The Future Shock'મા " મોડ્યુલર મેન"ની વાત કરી છે ગુજરાતના સાહિત્યકારો આ ચેતવણી પર ધ્યાન આપશે એવી મને શ્રદ્ધા છે માનવ્યનો વિકાસ આખરી ધ્યેય હોય એ સ્પષ્ટ છે અને અનિવાર્ય પણ

આજની લોકશાહીને આવા વિશાળ અર્થમા મૂલવવાની જરૂર ઊભી થઈ છે. લોકશાહી એ કોઈ રાજકીય વિચારસરણી માત્ર નથી, એ એક જીવનદષ્ટિ છે લોકશાહીની સફળતા એ ઘેરઘેર ફેલાય એમાં છે. કોઈ એમ માને કે આ કામ રાજકીય માણસો કરી શકશે તો એ ભૂલભૂલામણીમાં અટવાઈશું. મારી દઢ માન્યતા છે કે જનસામાન્યની જાગૃતિ અને કેળવણી દ્વારા જ આપણે લોકશાહીનુ જતન અને સંવર્ધન કરી શકીશુ. લોકશાહી માનવીના વિકાસની પૂર્વશરત છે ભારતીય લોકશાહી આવા વિશાળ અર્થમા માનવી ક્રાન્તિનું માધ્યમ બને એવી આકાંક્ષા મનમાં રહે છે

મારા જેવા સાહિત્યપ્રેમીને અહી આમંત્રીને સ્વજનો અને વિદ્વજ્જનોને મળવાની તક આપી એ બદલ સૌનો આભારી છુ इत्यलम्...



## Gujarati Sahitya Parishad 26th Session
## Inaugural Address by
## Hon'ble Dr. M KARUNANIDHI
(Chief Minister of Tamil Nadu)

Your Excellency, Mr. Oza and friends,

I am deeply honoured by your kind invitation to me to participate in the All-India Gujarati Literary Conference It is particularly significant that this conference is being held in Madras. One of the prominent sons of Gujarat is presiding over the political destinies of Tamil Nadu Thiru Shah is, in the fullest sense of the term a fitting ambassador of the Gujarati culture. The interest and enthusiasm with which he has taken to the study of Tamil is ample testimony of the fundamental unity that we find in the literary traditions of all Indian languages.

It is also appropriate that your Conference is being held in Madras, which, I can proudly call the cultural capital of our country. The Gujarati people here have become an integral part of the social and cultural life of our State They have made valuable contributions to promote the tradition of Tamil Nadu More than 2000 years ago, a Tamil Sangam poet gave poetic

expression to the one-world ideal. In immortal words, he said : 'The world is our home, and all are kith and kin' It is this spirit of universal brother-hood that has guided the Tamilian, to broaden his out-look and enlarge his vision from times long past.

The post-independence period has activitated our literary creativity. There has been a quickening of effort and flowering of the spirit, in Tamil literature, even as in the Gujarati literary sphere There is increasing need for the people from the various parts of our country, to become fully familiar with the glorious literary traditions of different languages Some work has already been made by Naticnal bodies like the Sahitya Akademi in introducing the literary greatness of one language to the admirers of other languages. But a great deal still remains to be done to promote fruitful exchange

We find reflections of Mira in the devotional poetry of many languages We can never forget Mahatma Gandhi's services to Gujarati literature He continuously attempted to redeem literature from the ivory towers We are also aware of the historical writings of Thiru K M Munshi, the vigorous writings of Kaka Kalelkar, the creative work of Ramnarayan Pathak, the novels and dramas of Darshak, the emotionally rich and rewarding stories of Dhumketu and the rhythmic poetry of Sundaram and Rajendra Shah and several others who have spoken their hearts out in marvellous Gujarati They have influenced the lovers of literature all over the country So I would earnestly appeal for a tireless campaign to promote

cultural exchange. Then it will be possible for the Tamilian and Gujarati public to develop a deeper awareness and an intimate appreciation of each other's language and literature.

Tamil language has an old tradition extending over thousands of years. Tirukkural, our immortal Tamil classic is a gospel of true living, which by its ethical content, and universal appeal is indeed an epitome of the cultural creativity of all man-kind. Our ancient epics like the Silappadikaram and Manimekalai, and our Sangam classics, are full of rich humanism, and cultural awakening Our prose, which is of recent growth, is forceful in its style, powerful in its expression and purposeful in its theme. At this point, I should say that Tamilians can never forget the everlasting contributions and the pioneering attempts made by our beloved leader Anna for literary renaissance in Tamil Nadu. Tamil is thus, at once, an ancient and a modern language, it is the rich treasure-house of the greatness of the past, and it is a powerful vehicle for the latest thoughts, themes and trends It has a glorious past to look up to and draw upon; but it is not a prisoner of its past, not a slave to its traditions Its out-look is modern, its approach is dynamic, and its impulses deeply rooted in the hopes and asoirations, the struggles and strivings of the modern man

In the earliest stages of development, Tamil literature was fundamentally ethical At a later stage, the devotional and religious spirit established its influence over literature. The temples and the princely

courts became the forums for the patronage of Tamil literature. Kings vied with one another in their royal patronage of literary creativity, and there were many kings who were poets and scholars in their own right. But probably the most dynamic development in the history of Tamil literature, is the movement during the last few decades to make Tamil, the language of the masses Tamil is no longer merely a court language It is today the language of the people, mirroring the minds and motivations, giving voice to their demands and dreams, their hopes and challenges

It is my proud privilege to have had my political and literary baptism from a leader, who, more than any other, helped to evolve this synthesis between the language and the masses, this identification of literature with the life of the common man The late Anna, was not only an astute statesman, but a pioneer of literary movement in Tamil Nadu This process of cultural integration, in which life and letters mingled and merged, has released in Tamil Nadu a host of powerful and creative forces which have enriched the literary and cultural life of the masses. They also paved the way for their political advancement and their economic reconstruction Tamil language today belongs to the common man, lives with him and for him Tamil literature today is no mere intellectual escapism, but is the powerful expression of the social and cultural awakening of the common masses It is a literature, which is powerful without being propagandist It racognises conventions, but refuses to bow to conformism Its language is simple and sincere, without being high-brow Its poetry throbs with idealism,

and refuses to be imprisoned by the rigid rules of grammar Feeling is the grammar of the modern poetry, fervour, its expression, and faith its sheet-anchor Innovation and imagination have combined to create new forms and new patterns, in poetry and prose, in essays and stories Tamil literatue in short, has today become a symbol of change growth and progress It has taken its rightful place in the powerful armoury of non violent weapons

I have taken the liberty of sharing with you my pride in Tamil language and literature because I believe that love of one s language is not a narrow or regional emotion It is the very base and foundation on which our national conciousness should be built It is my love of Tamil which inspires me to respect other languages I can be a complete Indian only if I am a conscious Tamilian Enlightened love of one's language and literature is the most powerful force in promoting and cementing national integration Let us, then, who have gathered here to pay tribute to one of the great languages and literatures of India, take a pledge to promote the true spirit of literary brother-hood

Thank you
Vanakkam

## પરિષદ મંત્રીનું નિવેદન

### શ્રી. પીતાંબર પટેલ

લગભગ અઢી વર્ષ પહેલાં ૧૯૬૯ના ડિસેમ્બરની તા ૨૬, ૨૭, ૨૮ એ તારીખોએ ભારતની હૃદયધાની સમી ગાંધીજીની જન્મભૂમિના જિલ્લામાં જૂનાગઢ મુકામે પરિષદનુ ૨૫મુ અધિવેશન કવિશ્રી સુંદરમ્‌ના પ્રમુખપદે આતિથ્યપૂર્ણ, ઉત્સાહસભર પ્રસન્નમધુર વાતાવરણમાં મળ્યું હતું, એ પ્રસંગનું સ્મરણ કરતાં આનદ થાય છે તે પછી મદ્રાસના ગુજરાતી સમાજ તરફથી ૨૬ મા અધિવેશનનુ નિમંત્રણ મળ્યુ એની જાહેરાત માત્રથી સૌ પુલકિત બની રહ્યા એ એ વર્ષે મળતું પરિષદનું અધિવેશન એક વખત ગુજરાતમા તો બીજી વખત ગુજરાત બહાર મળે એ પરંપરા જળવાઈ તેનો તો આનંદ હતો જ પરંતુ દક્ષિણ ભારતના ગુજરાતી સમાજે સાથે મળી સાહિત્ય પરિષદને પોતાને આગણે પ્રેમપૂર્વક આવકારે છે તેથી આનંદની માત્રા વધી જાય છે આ સમાજે પોતાની શૈક્ષણિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ ઉત્તમ રીતે ચલાવે છે તેના પ્રત્યક્ષ દર્શનનું આકર્ષણ પણ ઓછું નથી.

આ વર્ષ ભારતના તત્ત્વજ્ઞ અને પૂર્ણયોગી શ્રી અરવિંદની જન્મશતાબ્દીનુ વર્ષ છે મદ્રાસ એ શ્રી અરવિંદની તપોભૂમિ પોંડીચેરી નજીકનુ નગર છે. ગયા વર્ષે યુગમૂર્તિ ગાંધીજીની જન્મભૂમિના જિલ્લામાં અધિવેશન મળ્યુ હતુ તો આ વખતે મહર્ષિ અરવિંદની તપોભૂમિ નજીક મળી રહ્યા છીએ આમ તો અધિવેશન ડિસેમ્બરની ૨૩, ૨૪, ૨૫ ના રોજ મળવાનું હતું, પરંતુ ભારત–પાક સંઘર્ષના વાતાવરણમાં અધિવેશન ભરવાનું શક્ય નહોતું. જેમ બીજી અનેક વિદ્વત્ પરિષદો એ દિવસોમાં મોકુફ રહી હતી, તેમ પરિષદનું અધિવેશન પણ મોકુફ રાખવાની જરૂર સમજાઈ હતી.

હવે વિજયના અને કૃતાર્થતાના ઉલ્લાસિત વાતાવરણમાં મળવાનું થાય છે તેનો આનંદ પણ ન્યારો છે.

અધિવેશન દર બે વર્ષે મળે તે ટાણે પરિષદે કરેલાં કાર્યોનું સરવૈયું આપવું તે પરિષદની પરંપરા છે. પરિષદ સામે મહત્ત્વનો સવાલ હોય તો તે એના પોતાના મકાનનો. સૌનો સદ્ભાવ છતાં આ પ્રશ્ન ઉકલતો નથી. મકાનના અભાવે ઘણી બધી પ્રવૃત્તિઓ માટેની માગ અને ઉત્સાહ હોવા છતાં તે સરખી રીતે કરી શકાતી નથી, તેનો નમ્રભાવે સ્વીકાર કરવો જ રહ્યો. પરિષદ પાસે આવકનાં બીજાં ખાસ સાધનો પણ નથી એ કારણે પ્રવૃત્તિઓ નભાવવા પૂરા કર્મચારીઓ પણ રાખી શકાતા નથી. દોઢ કર્મ-ચારીઓથી પરિષદ પોતાનો સઘળો વ્યવહાર નભાવે છે, તેની પાછળ સદ્ગત સાક્ષરો ગોવર્ધનરામ, રણજિતરામ મહેતા, આનંદશંકર ધ્રુવ, કનૈયાલાલ મુનશી વગેરેનાં પુણ્ય તપે છે, તે છે પરિષદને ગુજરાતના સાહિત્યરસિકોનો પણ ભરપુર સદ્ભાવ અને સહકાર મળતો રહ્યો છે.

મકાનની બાબતમાં જમીનની અને નાણાંની મોટી આવશ્યકતા છે. જમીનનો પ્રશ્ન ધાર્યો હતો તે કરતાં પણ વધુ ગુંચવણભર્યો બની ગયો. ગુજરાતના હૃદયસમા તેના સાંસ્કૃતિક પાટનગર અમદાવાદમાં મોખની જમીન મળે તે માટે અમારા પ્રયત્નો ચાલુ છે રાજ્ય સરકાર અને અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન બને આવી જમીન સંપ્રાપ્ત કરી આપવા માટે ઉલટભેર રસ લઈ રહ્યા છે. એકવાર મળેલી મોખની જમીન કાનૂની આંટીઘૂંટીમાં અટવાઈ ગઈ હતી. બીજાઓ પાસે મકાન ફંડ માટે હાથ લંબાવીએ તે પહેલાં જ સાહિત્યરસિકો અને લેખકો પાસેથી ફાળો ઉભો કરવાનો પ્રારંભ જૂનાગઢ અધિવેશન સમયે કરવામા આવ્યો હતો અત્યાર સુધીમાં સાહિત્યકારો અને પરિષદના સભ્યો તરફથી રા ૨૬,૬૩૮ નો ફાળો મળી રહ્યો છે મકાનફંડમાં માતબર

## મનોરંજન સમિતિ

ડાબી બાજુથી : સર્વશ્રી શાતાબહેન કોઠારી, શાંતાબહેન પી. શાહ, રજનીકાંત મહેતા (સયોજક), જે. એમ. શાહ, જગદીશ પતીરા, શુભરાય દવે.

## ભંડોળ સમિતિ



ડાબી બાજુથી સર્વશ્રી શંભુભાઈ શાંતિભાઈ (સંયોજક), જેઠાલાલ સાયાણી, જયંતીભાઈ શાહ બેઠેલા સર્વશ્રી રસિકભાઈ શાહ, જયંતીલાલ ગોકાણી, કરુણાશંકર જોષી (પ્રમુખ), હિંમતભાઈ ડી. શેઠ

ગુજરાત બહારના ગુજરાતી સમાજના સહકારથી વિસ્તારવા માંગીએ છીએ. સૌના સદ્‌ભાવથી આ વર્ષના અંત સુધીમાં રૂા. દશ લાખ સુધીની માતબર રકમ એકઠી થઈ શકશે એવો અમને વિશ્વાસ છે.

પરિષદની બીજી મહત્વની પ્રવૃત્તિ પ્રકાશનની છે. ગુજરાત સરકારના સહકારથી પરિષદે ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ પ્રસિદ્ધ કરવાનું કામ હાથ ધરેલું છે. પ્રથમ ભાગ પ્રેસમાં ગયો છે અને ભાગ બીજો તૈયાર થઈ ગયો છે. આ ચારે ભાગ મોડામાં મોડા ૧૯૭૪ સુધીમાં પ્રસિદ્ધ થઈ જશે, તે પ્રકારનું આયોજન થઈ ગયું છે.

ગુજરાત સરકારની આર્થિક સહાય યોજનામાં "ઉત્તમલાલ ત્રિવેદીની ગદ્યરિદ્ધિ" પુસ્તક પ્રસિદ્ધ થઈ ગયું છે. હાલમાં અપ્રાપ્ય ગ્રંથ "કાવ્યવિચાર"-ની નવી આવૃત્તિ છપાઈ રહી છે. તેનો અનુવાદ શ્રી નગીનદાસ પારેખે કરેલો છે અને નવી આવૃત્તિનુ કાર્ય તેઓશ્રીની નિગાહ તળે થઈ રહ્યું છે. આ ગ્રંથની સાથે જ અપ્રાપ્ય બનેલાં પરિષદ-પ્રમુખોનાં વ્યાખ્યાનો બે ભાગમાં પ્રસિદ્ધ થઈ જશે.

પરિષદનું અનિયતકાલિક મુખપત્ર 'પરબ' વર્ષમાં નિયમિત રીતે ચાર અંક પ્રસિદ્ધ કર્યે જાય છે.

પરિષદ તરફથી પ્રતિવર્ષ યોજાની પરીક્ષાઓ નવેમ્બર માસમાં નિયમિત રીતે લેવાય છે. તેમાં ૧૫૦૦ થી ૨૦૦૦ વિદ્યાર્થીઓ ગુજરાતભરમાંથી બેસે છે પરિષદે ગુજરાતી સમાજોના સહકારથી ગુજરાત બહાર પણ નિયમિત રીતે પરીક્ષાઓનો લાભ વિદ્યાર્થીઓ લે તે રીતે તેનુ કાર્યક્ષેત્ર વિસ્તારવાની યોજના કરી છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે પરિષદને આ અધિવેશનના ગાળામાં બે પારિતોષિક યોજનાઓ મળી છે:

પહેલું, સ્વ બટુભાઈ ઉમરવાડિયાના સ્મરણાર્થે રૂા. ૧૦,૦૦૦નું ટ્રસ્ટ મળ્યુ છે, જેના વ્યાજમાંથી પ્રતિવર્ષ પ્રસિદ્ધ થનાર એકાંકીઓમાંથી શ્રેષ્ઠ એકાંકીને સુવર્ણચંદ્રક અને પારિતોષિક એનાયત કરવામાં આવશે

બીજું પારિતોષિક, પ્ર. ત્રિવેદી સન્માન સમિતિ તરફથી મળેલા રૂા. ૫,૦૦૦ના ટ્રસ્ટના વ્યાજમાંથી દર બે વર્ષે શિક્ષણને સ્પર્શતા મૌલિક અને વિશિષ્ટ એવા શ્રેષ્ઠ ગ્રંથને પ્ર. ત્રિવેદી સુવર્ણચંદ્રકરૂપે એનાયત કરવામાં આવશે.

શ્રી હરિ ૐ આશ્રમવાળા પૂજ્ય મોટા તરફથી પરિષદને શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક, શ્રી ભગિની નિવેદિતા પારિતોષિક અને શ્રી નીલકંઠ બાલોપયોગી શ્રેણી પ્રકાશન માટે માતબર રકમો મળેલી છે તે વિગતથી સૌ સભ્યો વાકેફ જ છે. આ ઉપરાંત શ્રી કાકાસાહેબ કાલેલકર અને આજના અધિવેશનના પ્રમુખશ્રી તરફથી મળેલા દાનથી શ્રી કાકાસાહેબ કાલેલકર પારિતોષિક અને શ્રી ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક પરિષદ દ્વારા અપાતાં રહ્યાં છે.

અમે આ સૌ દાતાઓના ખૂબ જ આભારી છીએ. પરિષદની આજીવન સભ્યો નોંધવાની પ્રવૃત્તિને પણ સારો આવકાર મળ્યો છે. જૂનાગઢ અધિવેશન વખતે આજીવન સભ્યોની સંખ્યા ૨૦૧ હતી, તેમાં ૬૩૪નો વધારો થયો છે. આજે પરિષદને ચોપડે કુલ ૧૪૫૦ સામાન્ય સભ્યો નોંધાયેલા છે. પરિષદે કેટલાંક નિયંત્રણ મૂકેલાં હોવા છતાં પ્રતિવર્ષ સભ્ય પ્રતિનિધિઓની સંખ્યા વધતી જ રહી છે તેમાં ગુજરાતી પ્રજાની સાહિત્યરસિકતા ઉપરાંત તેની પરિષદ્‌પ્રીતિ અને સાંસ્કૃતિક અભિમુખતાનું દર્શન થઈ રહ્યું છે.

પરિષદનું છઠ્ઠું જ્ઞાનસત્ર સાબરકાંઠા જિલ્લામાં ઈડર ગામના ઈડરીયા ગઢના ઇતિહાસપ્રસિદ્ધ સ્થળમાં અને સુરમ્ય વાતાવરણમાં ૧૯૭૦ના ઑક્ટોબરમાં મળ્યું હતું. ઈડરનું આતિથ્ય જેટલું આહ્‌લાદક તેટલું પ્રેમસભર હતું અને ચર્ચાઓનું સ્તર પણ ઘણું ઊંચું રહ્યું હતું.

પરિષદની સર્વ પ્રવૃત્તિઓમાં સહકાર આપનાર બધા હોદ્દેદારો, કાર્યકરો અને સભ્યોનો આ પ્રસંગે અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ અને વિશ્વાસ રાખીએ છીએ કે જૂનાગઢની માફક આ અધિવેશનમાં મકાનફંડ બાબતમાં સારો પડઘો પડશે અને આવતા વર્ષ સુધીમાં નવા મકાનનો આકાર જોતાં થઈ શકીશું

આભાર

□

શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ - ૨૬મું અધિવેશન : મદ્રાસ

# શુભ - સંદેશાઓ

[૧]

## ભારતના રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિનો સંદેશ

I am glad to know that the 26th Session of the Gujarati Sahitya Parishad will be held at Madras in April, 1972 This is one way of bringing together the literatures of different languages of our country and helping them to assimilate the best literary traditions of one another This will also help strengthen the bonds of national unity which is the paramount need of the hour I send my congratulations to the organisers and my best wishes for the success of the Session

V V Giri

[૨]

## ભારતના ઉપરાષ્ટ્રપતિ શ્રી જી. એસ. પાઠકનો સંદેશ

The Vice-President is glad to know that the Gujarati Sahitya Parishad will be holding its 26th Session in Madras He sends his best wishes for the success of the function

Yours Sincerely
V Phadke
Secretary

[૩]

## ભારતના પ્રધાનમંત્રી શ્રીમતી ઇંદિરા ગાંધીનો સંદેશ

The Prime Minister thanks you for your letter She sends her good wishes for the success of the twenty sixth Session of the Gujarati Sahitya Parishad which is being held in Madras

Sd H Y Sharda Prasad

[૪]

## ગુજરાતના ગવર્નર શ્રી શ્રીમન્નારાયણનો સંદેશ

ગુજરાતી સાહિત્યે દેશની અન્ય ભાષાઓની સાથે વૈવિધ્યભર્યો ફાળો આપ્યો છે ગાંધીયુગમાં પૂ બાપુની પ્રેરણાથી સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે ગુજરાતી ભાષાના સાહિત્ય-સ્વામીઓએ જનતાને પ્રેરણા-પીયુષ ફગાવ્યા છે

'ગુજરાતી સાહિત્ય પરિષદ'ના જન્મ થતાં તેના વર્ષો-વર્ષના અધિવેશનોએ ભાષાસાહિત્યને નવો જ વેગ આપ્યો છે બધા સાહિત્યકારો કવિ મિત્રો અને નાટ્યકારો આ રીતે અવારનવાર મળે અને માર્ગ-ગતિને દૃષ્ટિમાં રાખીને વિવિધ સાહિત્ય કૃતિઓ, નવા પ્રયોગો વગેરે અંગે ચર્ચા-વિચારણા કરે તે ઘણું જરૂરી છે

વાચકને માત્ર સસ્તું મનોરંજન મળે તેવું હલકું સાહિત્ય સમાજને અધોગતિ તરફ લઈ જાય છે એટલે હવે ચિંતનશીલ પ્રેરણાદાયી અને ઉત્તમ કૃતિઓ તરફ વાચકો વળે તેવા પ્રયાસોની પણ ઘણી આવશ્યકતા છે

હું ઇચ્છું છું કે ગુજરાતી સાહિત્ય પરિષદના મદ્રાસ ખાતે મળતા છવ્વીસમા આ અધિવેશન ટાણે સૌ સાહિત્યકારો આ દિશામાં સક્રિયપણે વિચારે અને તે રીતે તેમના સર્જનનો ભાવિ પ્લાન ઉતારે

શ્રીમન્નારાયણ

## [ ૫ ]

## ગુજરાતના મુખ્યમંત્રીશ્રી ઘનશ્યામભાઈ ઓઝાનો સંદેશ

I am glad that the Reception Committee of Gujarati Sahitya Parishad (26th Session) is bringing out a Souvenir to commemmorate holding of Gujarati Sahitya Parishad at Madras It was indeed very good of the Gujarati public at Madras to have invited the Parishad to hold its 26th Session there As a Gujarati I always followed the proceedings of Gujarati Sahitya Parishad with great interest

Parishad has played a very important role in the spheres of literature, art, journalism etc and has given to many Gujarati readers like me a sense of pleasure I wish the Souvenir and the Parishad great success

With kind regards

Yours Sincerely,
Ghanshyambhai Oza



# પરિષદનાં અધિવેશન અને પ્રમુખો

| અધિવેશન | પ્રમુખ | સ્થળ | વર્ષ |
|---|---|---|---|
| ૧ | શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | અમદાવાદ | ૧૯૦૫ |
| ૨ | ,, કેશવલાલ હ. ધ્રુવ | મુંબઈ | ૧૯૦૭ |
| ૩ | ,, અંબાલાલ સા. દેસાઈ | રાજકોટ | ૧૯૦૯ |
| ૪ | ,, રણછોડભાઈ ઉદયરામ દવે | વડોદરા | ૧૯૧૨ |
| ૫ | ,, નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | સુરત | ૧૯૧૫ |
| ૬ | ,, હરગોવિંદ દા. કાંટાવાળા | અમદાવાદ | ૧૯૨૦ |
| ૭ | ,, કમળાશંકર પ્રા. ત્રિવેદી | ભાવનગર | ૧૯૨૪ |
| ૮ | ,, રમણભાઈ મ. નીલકંઠ | મુંબઈ | ૧૯૨૬ |
| ૯ | ,, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ | નડિયાદ | ૧૯૨૮ |
| ૧૦ | ,, ભોગાભાઈ જીવણજી દેસાઈ | નડિયાદ | ૧૯૩૧ |
| ૧૧ | ,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | લાહોર | ૧૯૩૩ |
| ૧૨ | ,, મોહનદાસ કરમચંદ ગાંધી | અમદાવાદ | ૧૯૩૬ |
| ૧૩ | ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી | કરાંચી | ૧૯૩૭ |
| ૧૪ | ,, અરદેશર ફરામજી 'ખબરદાર' | અંધેરી, મુંબઈ | ૧૯૪૧ |
| ૧૫ | ,, વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ | વડોદરા | ૧૯૪૩ |
| ૧૬ | ,, રામનારાયણ વિ. પાઠક | રાજકોટ | ૧૯૪૬ |
| ૧૭ | ,, કનૈયાલાલ મા. મુનશી | જૂનાગઢ | ૧૯૪૯ |
| ૧૮ | ,, હરસિદ્ધભાઈ વ. દિવેટિયા | નવસારી | ૧૯૫૨ |
| ૧૯ | ,, કનૈયાલાલ મા. મુનશી | નડિયાદ | ૧૯૫૫ |
| ૨૦ | ,, કાકાસાહેબ કાલેલકર | અમદાવાદ | ૧૯૫૯ |
| ૨૧ | ,, વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | કલકત્તા | ૧૯૬૨ |
| ૨૨ | ,, રસિકલાલ છો. પરીખ | મુંબઈ | ૧૯૬૪ |
| ૨૩ | ,, જ્યોતિન્દ્ર હ. દવે | સુરત | ૧૯૬૬ |
| ૨૪ | ,, ઉમાશંકર જે. જોશી | દિલ્હી | ૧૯૬૮ |
| ૨૫ | ,, ત્રિભુવન પુ. લુહાર 'સુન્દરમ્' | જૂનાગઢ | ૧૯૭૦ |
| ૨૬ | ,, ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' | મદ્રાસ | ૧૯૭૨ |

## ગુજરાતી સાહિત્ય પરિષદનું મદ્રાસ મુકામે મળેલું ૨૬ મા સંમેલનના વચગાળામાં વિદેહ થયેલા સાહિત્યકારો

૧. શ્રી. મગનભાઈ ભૂધરભાઈ પટેલ "પતિલ"
૨. ,, ચૈતન્યપ્રસાદ દીવાનજી
૩. ,, કંચનલાલ મામાવાળા
૪. ,, નાયાલાલ બ્રહ્મભટ્ટ (પત્રકાર)
૫ ,, પ્રફુલ્લભાઈ દેસાઈ (નાટ્યકાર)
૬. ,, જયંતી દલાલ
૭ ,, જવાહરલાલ ઝવેરી
૮. ,, ડોલરરાય માંકડ
૯. ,, મનુભાઈ રણછોડલાલ વ્યાસ (સ્વપ્નસ્થ)
૧૦. ,, જયકૃષ્ણ શીવલાલ સુરતી – મસ્તમયૂર (કવિ–ચિત્રકાર)
૧૧ ,, ભક્તકવિ શ્રી શીવજીભાઈ (મગનવાળા)
૧૨. ,, કનૈયાલાલ મુનશી
૧૩. ,, અંબાલાલ નૃ. શાહ
૧૪. ,, પરમાનંદ કાપડિયા
૧૫ ,, મુનિશ્રી પુણ્યવિજયજી
૧૬. ,, ઠાકોરભાઈ દેસાઈ
૧૭. ,, સુનિકુમાર ભટ્ટ
૧૮. ,, કવિ વૈરાગી
૧૯ ,, કેશવાણી–" શાકી " ગઝલકાર (ભાવનગરી)
૨૦. ,, ગૌરીપ્રસાદ ઝાલા
૨૧. ,, મનુભાઈ ત્રિવેદી " સરોદ "
૨૨. ,, જીવણજી દેસાઈ
૨૩. ,, નાનુભાઈ દેગસરી
૨૪. ,, વિક્રમ સારાભાઈ

વગેરેની સાહિત્યસેવાઓને શ્રદ્ધાંજલિ સમર્પે છે

— પ્રમુખસ્થાનેથી

## સ્વાગત-સમિતિના સભ્યો

રૂ ૧૦,૦૦૦-૦૦

ગુજરાત રાજ્યની ગ્રાન્ટ

રૂ ૨૦૦૦-૦૦

શ્રી ટી સી કોઠારી

રૂ ૧,૦૦૦-૦૦

શ્રી ગભરામ પુરુષોત્તમદાસ
,, અનંતરાય પ્રતાપરાય મહેતા
,, રસિકલાલ એમ મહેતા
,, કપુરચંદ એન સુતરિયા
,, રસિકલાલ કે શાહ
, પી કે જપી
, અબ્બાસ એ વડનગરવાલા
,, એસ એમ દેસાઈ
,, કાન્તિલાલ ડી શાહ
(કેશવલાલ તનકચંદ એન્ડ કો૦ લિ૦)
, ચંદુલાલ વી પરીખ
,, પ્રવીણચંદ્ર ડી જોશી
,, પૂનમચંદ આર શાહ
,, મોમાભાઈ એમ પટેલ
,, આર એમ દવે
,, જયંતિલાલ આર પરીખ
,, રામસિંહ લાલજી કાપડિયા
(હૈદ્રાબાદ)
,, કે જે જોશી
,, ચંદ્રકાન્ત સી શાહ
(ત્રિચિનાપલ્લી)
,, જીવણલાલ જેઠાલાલ મહેતા
શ્રી ગગલભાઈ કુંવરજી મહેતા
(ત્રિચિનાપલ્લી)
,, સુરેશ ગોકુલદાસ નાયનુરા
,, નાનાલાલભાઈ ભટ્ટ
,, એસ સી શાહ
,, વસંતલાલ સી મહેતા
,, કનૈયાલાલ ઈશ્વરલાલ મહેતા
, જયંતીભાઈ મિ ગગલભાઈ મહેતા
,, એચ સી દેસાઈ
,, લોર્ડ મોહનસિંહલાલ

રૂ ૫૦૦-૦૦

શ્રી શાંતિલાલ એમ મહેતા
,, જયંતિલાલ એસ સુરાની
,, રજનીકાંત એન મહેતા
(મે મણીલાલ એન્ડ સન્સ)
,, પ્રવિણચંદ્ર જે મહેતા
(મેસર્સ સૂરજમલ્સ)
મેસર્સ એનાઈટ ઓપ્ટીકલ ઇન્ડસ્ટ્રીઝ
શ્રી જે કે સયાની
,, કસ્તુરચંદ કે મહેતા
,, ગગુભાઈ પુનશી સંગોઈ

## સેવાદળ સમિતિ



ડાબી બાજુથી ઊભેલા. સર્વશ્રી જીતેન્દ્ર, વિજયભાઈ, મનોજ શેલત, શંભુભાઈ પાઠક, ચન્દ્રેશ શેલત, ઠાકોરભાઈ, રમણલાલ પટેલ
બેઠેલા · સર્વશ્રી રાજેશ્રી બહેન, જયંતીલાલ સુરાણી, ગાંગજીભાઈ વોરા (પ્રમુખ) રજનીકાંત મહેતા,

# પ્રચાર સમિતિ



ડાબી બાજુથી સર્વશ્રી રાજેન્દ્રભાઈ, રમણલાલ દવે
બેઠેલા સર્વશ્રી કનુભાઈ ભાવસાર (સંયોજક) લલિતભાઈ મેવાડી (ચેરમેન)
કિરાન એચ શાહ

,, અમૃતલાલ ડી. શાહ
(મેસર્સ દેવરાજ માણેકચંદ)
,, સુરેન્દ્ર એમ. મહેતા
(મેસર્સ બાપાલાલ એન્ડ કું.)
,, જયંતીલાલ કે. શાહ
(મેસર્સ એન. જે. શાહ)
મેસર્સ પારેખ બ્રધર્સ
,, છોટાભાઈ એન્ડ કું
,, વોટર સપ્લાય સ્પેશ્યાલિસ્ટ
શ્રી ચંદુલાલ એ કામદાર
મેસર્સ જે બી બોડા એન્ડ કું
શ્રી ગોપાલકૃષ્ણ છબિલદાસ ઝવેરી
(ત્રિચિનાપલ્લી)
મેસર્સ પ્રવિણકુમાર એન્ડ બ્રધર્સ
(કોઈમ્બતુર)
ડૉ. એ. જે મહેતા
શ્રી જયંતિલાલ જે. ચોકસી
મેસર્સ આર્યનિવાસ (મુંબઈ)
મેસર્સ ગુજરાત વિશ્વ વિદ્યાલય (ગ્રાન્ટ)
મેસર્સ ત્રિચીનાપલ્લી મિલ્સ લિ૦
(ત્રિચિનાપલ્લી)

રૂ. ૨૫૦-૮૦

શ્રી કાન્તિલાલ એ. કામદાર
મેસર્સ એવરેસ્ટ કન્ટેઈનર
શ્રી જગદીશભાઈ પરીખ
મેસર્સ છગનલાલ કાલિદાસ એન્ડ કું
,, ભાગ્યચન્દભાઈ પી ભાડીયાદ્રા
(મહાજન)
મેસર્સ પ્રભુલાલ બ્રધર્સ
,, ઠાકરસિં તેજસિ વોરા (પોન્ડીચેરી)
શ્રી ,વી. વી શાહ

શ્રી એચ. વી શાહ
,, નવલચંદ એમ. દોશી
,, એચ વી. સંઘવી
મેસર્સ તામિલનાડુ ટુલ્સ એન્ડ
હાર્ડવેર કું૦
મેસર્સ રૂપાણી બ્રધર્સ
ડૉ. પી. એન. પટેલ એન્ડ
ડૉ. ડી. પી. પટેલ
મેસર્સ અશોક ટ્રેડર્સ
,, નેશનલ ટ્રેડિંગ કું.
,, ઇન્ડસ્ટ્રીયલ એન્જીનીયર્સ
,, વલ્લભદાસ મથુરદાસ એન્ડ કું
,, પી. બી શાહ એન્ડ કું
,, જે ફુલચંદ એન્ડ કું
શ્રી કાન્તિલાલ કે. પટેલ
,, કે ચૌડીવાલા
મેસર્સ બોમ્બે જનરલ સ્ટોર્સ
શ્રી દેવચંદ એમ. શાહ
,, ધીરજલાલ ભોગીલાલ ગાંધી
(ત્રિચિનાપલ્લી)
,, દયારામ લાધા સોલંકી
,, લાધા રામજી સોલંકી
મેસર્સ પ્રતાપ એન્ડ કું.
(કોઈમ્બતુર)
શ્રી મદુરા ગુજરાતી સમાજ (મદુરાઈ)
,, અરવિંદભાઈ ધાટલિયા
,, ડી આર. મહેતા.
,, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી
(ગ્રાન્ટ – વડોદરા)
,, ચીમનલાલ બાવીશી
(મેસર્સ તાજ લેધર)
મેસર્સ એન. ટી પટેલ એન્ડ કું.

રૂ. ૧૫૦-૦૦

મેસર્સ કેશવલાલ એન્ડ કું.
(બેંગલોર)
,, મેટ્રો સ્ટીલ ઇન્ડસ્ટ્રીઝ ( ,, )
શ્રી જ્યોતીન્દ્ર વી દોશી ( ,, )
મેસર્સ શક્તિ સ્ટોર્સ (પોંડીચેરી)
શ્રી શક્તિ ટ્રેડિંગ કું ( ,, )
,, એન બી શાહ (બેંગલોર)
,, એન એમ દેસાઈ ( ,, )
,, મનુભાઈ અજમેરા (મદુરાઈ)
,, વી. એન પઢિયાર કોઇમ્બતુર)
મેસર્સ ગાંધી બ્રધર્સ ( ,, )
શ્રી બાબુભાઈ એમ પરેલ
(મેસર્સ ભારત પ્રિન્ટર્સ-કોઈમ્બતુર)
મેસર્સ કુરજી ધનજી (કોઈમ્બતુર)
,, મેસર્સ ફોફાણી કોટન કું ( ,, )
,, હિન્દુસ્તાન ટ્રેડિંગ કું. ( ,, )
,, કુમાર બ્રધર્સ ( ,, )
શ્રી વસ્તુપાલ રજનીકાન્ત ( ,, )
,, સુમનલાલ જે શાહ ( ,, )
,, મેસર્સ છોટાલાલ ભગવાનજી એન્ડ
કું ( ,, )
,, નરસિંહ તુલસીદાસ (કોઈમ્બતુર)
,, રતિલાલ એ શાહ ( ,, )
,, રતિલાલ એન સુતરિયા ( ,, )
,, કલ્યાણજી એન્ડ કું. ( ,, )
,, નવીનચંદ્ર જી. દેસી (સાલેમ)
,, પ્રવિણચંદ્ર એસ શાહ ( ,, )
મેસર્સ કિર્તિલાલ કાલિદાસ એન્ડ
કું (કોઈમ્બતુર)

રૂ ૧૦૦-૦૦

શ્રી ઘનશ્યામદાસ સી. ભાવસાર
,, કનૈયાલાલ સી ભાવસાર
,, લલિતભાઈ સી કોઠારી
,, મણિલાલ ભગવાનજી મહેતા
,, જયંતિલાલ પી સંગ્રાજકા
,, પુરશોત્તમદાસ વાડીલાલ શાહ
,, વાડીલાલ નાનાલાલ શાહ
,, કાન્તિલાલ કસ્તુરચંદ શાહ
મેસર્સ શ્યામ એન્ડ કું.
,, અનિલ આર્ટ ડાયમન્ડસ
શ્રી સી એ મહેતા
,, અરૂણ કે ભણસાલી
,, છગનલાલ વી બરાઇ
,, નંદલાલ એ. દેવી
મેસર્સ મેટ્રોપોલીટન સાયકલ હાઉસ
શ્રી રસિકલાલ બરાઈ
શ્રીમતી સવિતાબ્હેન જી કામદાર
મેસર્સ બરાઈ બ્રધર્સ
શ્રી એચ બી. બરાઈ
મેસર્સ ચીતલિયા બ્રધર્સ
,, ભારત એંગલ્સ
શ્રી. એન એચ. મુનશી
મેસર્સ એલ્યુમિનિયમ ગ્લાસવેર
,, વરજીવનદાસ હીરજી એન્ડ કું.
મેસર્સ પોપ્યુલર સાયકલ
ઇમ્પોર્ટીંગ કું.
,, બી એમ. દેસી એન્ડ કું.
શ્રી એન ડી મહેતા
મેસર્સ બેસ્ટ સાયકલ ઇમ્પોર્ટીંગ કું.
,, બોમ્બે સાયકલ ઇમ્પોર્ટીંગ કું.

કુમારી વીણા એન. મુનશી
શ્રીમતી એચ. મુનશી
મેસર્સ બ્રિટીશ સાયકલ કંપની
,, બર્મા સાયકલ કંપની
,, નોબલ હાર્ડવેર માર્ટ
શ્રી. કે. પી શાહ
,, આર. કે. શાહ
,, જે. પી શાહ
,, એસ. કે શાહ
,, આર. એમ. ઝવેરી
શ્રીમતી કુસુમબહેન કે. શાહ
,, વિમળાબહેન આર. શાહ
,, ગુણવંતબહેન જયાનંદ કોઠારી
કુમારી શ્વેતા જે. કોઠારી
શ્રીમતી જશીબહેન આર. કોઠારી
કુમારી રૂપાબહેન આર. કોઠારી
શ્રીમતી સરલાબહેન બિપીનભાઈ મહેતા
શ્રી બિપીનચંદ્ર એ. મહેતા
,, હિંમતલાલ ડી. શાહ
,, કાન્તિલાલ મોહનલાલ હીકડ
,, બાબુલાલ એમ. હિકડ
,, દ્વારકાદાસ એસ. શાહ
શ્રીમતી ઇન્દુબહેન ડી. શાહ
શ્રી. ઘનશ્યામલાલ એમ. શાહ
,, હંસાબહેન જી. શાહ
મેસર્સ બિપીન ઓપ્ટીકલ કું.
,, ઓક્યુલર ઓપ્ટીકલ કું.
શ્રી. જે. જે. ઉપાધ્યાય
,, સનતલાલ શાહ
,, એચ. એમ. શાહ
કુમારી એલ. એ. શાહ
શ્રીમતી એલ. એ શાહ

શ્રી. રસિકલાલ કે મહેતા
શ્રીમતી કુસુમબહેન આર. મહેતા
શ્રી. શાન્તિલાલ એચ. શાહ
શ્રીમતી અનસુયાબહેન ડી. શાહ
કુમારી નીતાબહેન ભરતભાઈ
શ્રી. રમીકલાલ ચુનીલાલ શાહ
શ્રીમતી કોકીલાબહેન આર. શાહ
શ્રી. હસમુખ કે. શેઠ
,, અશોકકુમાર કે. જોગાની
,, પિયુષ કે. જોગાની
,, નંદકુમાર આર. દેરી
શ્રીમતી સગુણા એન. દેરી
,, હલાબહેન અજમેરા
શ્રી. યશવંત સી. દેસાઈ
શ્રીમતી યશવંત સી. દેસાઈ
શ્રી. મનેશ યશવંત દેસાઈ
,, સૂર્યકાન્ત વ્રજલાલ
શ્રીમતી સૂર્યકાન્ત વ્રજલાલ
શ્રી. શાન્તિભાઈ
,, નરેન્દ્રભાઈ
,, લાલભાઈ
,, હરિકૃષ્ણભાઈ
,, કાન્તિભાઈ
,, ગરિમકાન્ત
,, હરિદાસ એમ. શાહ
,, એચ એમ શાહ
મેસર્સ રશ્મિ ઇલેકટ્રીક કું.
શ્રી. અનિલ એલ. શાહ
,, પ્રતાપ એલ. શાહ
શ્રીમતી પ્રતાપ એલ શાહ
શ્રી રમણલાલ એસ પટેલ
,, ઇન્દ્રવદન એચ. શાહ

શ્રી ગમ૭ એસ. બેડા
,, દિનેશભાઈ એમ શાહ
,, હરિકૃષ્ણ એન સઘવી
,, ડી જી દમણિયા
શ્રીમતી ડી જી દમણિયા
શ્રી કાન્તિલાલ પંડયા
મેસર્સ વોગ એલ્મ કોર્પોરેશન
,, ઝીન્દાબાદ એન્ડ સન્સ
શ્રી સૂર્યકાન્ત બી શાહ
શ્રીમતી સૂર્યકાન્ત બી શાહ
શ્રી પારસમલ જૈન

શ્રી લલિતભાઈ સી કોઠારી
મેસર્સ માગ્નેલ
,, નિખરલ ટ્રેડીંગ કું.
શ્રી વાડીલાલ ડી દોશી
,, કિરણ વી દોશી
,, હસમુખ એસ શાહ
,, લીલાવતી એચ શાહ
,, રાજેશ એચ શાહ
,, સોભીબહેન પી પરીખ
,, રેખા પી પરીખ
,, જયેન્દ્ર બી શાહ



# પ્રતિનિધિઓની યાદી

**અમદાવાદ**

૧ શ્રી અનડા છોટુભાઈ આર
૨ ,, અમીન મનુભાઈ જી
૩ ,, આચાર્ય કાન્તિલાલ એમ
૪ ,, આચાર્ય નવનીતલાલ એ
૫ ,, આણંદજીવાળા તારામતીબહેન એચ
૬ ,, આણંદજીવાળા હરિકૃષ્ણ એ
૭ ,, ઓઝા મફતલાલ
૮ ,, ઓઝા બાલકૃષ્ણ આર
૯ ,, ઉદેસિંહ સોધાજી
૧૦ ,, ઉપાધ્યાય ગજેન્દ્રભાઈ
૧૧ ,, કન્નન દોલતબહેન
૧૨ ,, કવિ અંજનીબહેન
૧૩ ,, કવિ દેવિકાબહેન
૧૪ ,, કોરાગી જયંતભાઈ
૧૫ ,, કોઠારી ધનરાજભાઈ
૧૬ ,, કંસારા કૈલાસબહેન એચ
૧૭ ,, કંસારા હરિવદન એમ
૧૮ ,, ગાંધી જ્યોત્સ્નાબહેન બી
૧૯ ,, ચોસનિયા જીવરાજભાઈ એમ
૨૦ ,, ચૌધરી રઘુવીર
૨૧ ,, ચૌહાણ ચંચળબહેન બી
૨૨ ,, ચૌહાણ ઘનશ્યામભાઈ એ
૨૩ ,, ચૌહાણ રમણલાલ સી
૨૪ ,, જમીનદાર રમેશચંદ્ર સી
૨૫ ,, જાની મહેશકુમાર કે
૨૬ ,, જાની માલતિબહેન કે
૨૭ શ્રી જેસલપુરા શિવલાલ
૨૮ ,, જોશી ઉષાબહેન જી
૨૯ ,, જોશી જગદીપકુમાર
૩૦ ,, જોશી હરિશકુમાર જી
૩૧ ,, જોશી નટવરલાલ આર
૩૨ ,, જોશી પ્રમોદભાઈ આર
૩૩ ,, જોશી બી એન
૩૪ , જોશી ભગવતીબહેન આર
૩૫ ,, જોશી રમણલાલ
૩૬ ,, જોશી વાસુદેવભાઈ એમ
૩૭ ,, ઝવેરી કોકિલાબહેન જે
૩૮ ,, ઝવેરી દીપ્તીબહેન
૩૯ , ડા. બિહારીલાલ જે
૪૦ ,, ઠક્કર નટુભાઈ આર
૪૧ ,, ઠક્કર બસીર એમ
૪૨ ,, ઠક્કર હસુમતીબહેન બી
૪૩ ,, ઠક્કર જસુભાઈ ડી
૪૪ ,, ઠાકર રસિકભાઈ
૪૫ , ઠાકર લાભશંકર
૪૬ ,, ઠાકોર જયાબહેન
૪૭ ,, ઠાકોર જી જે
૪૮ ,, ઠાકોર પીનાકિનભાઈ
૪૯ ,, ત્રિપાઠી બકુલભાઈ
૫૦ , ત્રિપાઠી સ્વાતિબહેન
૫૧ ,, ત્રિવેદી અશ્વિનભાઈ
૫૨ ,, ત્રિવેદી એમ એમ
૫૩ ,, ત્રિવેદી ઇન્દુકુમાર બી
૫૪ ,, ત્રિવેદી કાન્તિલાલ એમ.

૫૫ શ્રી ત્રિવેદી કુંજબાળાબહેન એમ
૫૬ ,, ત્રિવેદી કુંદનબહેન
૫૭ ,, ત્રિવેદી કે એન
૫૮ ,, ત્રિવેદી ચીમનભાઈ
૫૯ ,, ત્રિવેદી ચંદ્ર
૬૦ ,, ત્રિવેદી જયશ્રીબહેન વી
૬૧ ,, ત્રિવેદી નિરંજનભાઈ એમ.
૬૨ ,, ત્રિવેદી પ્રજ્ઞાબહેન
૬૩ ,, ત્રિવેદી ભાનુપ્રસાદ બી
૬૪ ,, ત્રિવેદી મહેશભાઈ સી
૬૫ ,, ત્રિવેદી એચ એમ
૬૬ ,, દલવાડી મોહનભાઈ એ
૬૭ ,, દલાલ અનિલાબહેન એ
૬૮ ,, દવે કે એન
૬૯ ,, દવે ગિરિશભાઈ પી
૭૦ ,, દવે ડાહ્યાભાઈ વી
૭૧ ,, દવે નલિનીબહેન બી
૭૨ ,, દવે પન્નાબહેન બી
૭૩ ,, દવે પી બી
૭૪ ,, દવે બાલમુકુંદ
૭૫ ,, દવે ભૂપતરામ વી
૭૬ ,, દવે ભૂપેન્દ્રકુમાર એસ
૭૭ ,, દવે રમણલાલ યુ
૭૮ ,, દવે લલિતાબહેન બી
૭૯ ,, દવે વસંતરાય બી
૮૦ ,, દ્વિવેદી અરવિંદકુમાર એલ
૮૧ ,, દીવાનજી પ્રમનબહેન
૮૨ ,, દીવાનજી સુમનબહેન
૮૩ ,, દીક્ષિત નિરંજનાબહેન સી
૮૪ ,, દેરાસરી રશ્મિબહેન એચ
૮૫ ,, દેસાઈ ઈન્દુમતીબહેન સી
૮૬ ,, દેસાઈ ગુલાબભાઈ આર
૮૭ શ્રી દેસાઈ નિલાક્ષીબહેન
૮૮ ,, દેસાઈ પ્રમોદાબહેન એચ
૮૯ ,, દેસાઈ ગજેન્દ્રભાઈ એન
૯૦ ,, દેસાઈ વિજયાબેન ઝેડ
૯૧ ,, દેસાઈ સિદ્ધાર્થભાઈ ઝેડ
૯૨ ,, દેસાઈ સુવર્ણાબહેન જી
૯૩ ,, દેસાઈ સુશીલાબહેન આર.
૯૪ ,, દેસાઈ હેમન્તભાઈ જી
૯૫ ,, ધ્રુવ સરૂપબહેન વાય
૯૬ ,, ધ્રુવ મોહિણીબહેન
૯૭ ,, નાયક અમૃતલાલ એસ
૯૮ ,, નાયક એસ સી
૯૯ ,, નાયક કાન્તાબહેન વી
૧૦૦ ,, નાયક નારણભાઈ સી
૧૦૧ ,, નાયક રતિલાલ એસ
૧૦૨ ,, નાયક રમણલાલ ડી
૧૦૩ ,, નાયક લાભશંકર સી
૧૦૪ ,, નાયક વસંતભાઈ
૧૦૫ ,, પટેલ અંબાલાલ જે
૧૦૬ ,, પટેલ અંબાલાલ એમ
૧૦૭ ,, પટેલ અંબાલાલ પી
૧૦૮ ,, પટેલ ઇલાબહેન એમ
૧૦૯ ,, પટેલ એ એ
૧૧૦ ,, પટેલ કનુભાઈ જે
૧૧૧ ,, પટેલ કમળાબહેન એસ
૧૧૨ ,, પટેલ કાન્તિભાઈ ઉર્ફે છોટાભાઈ બી
૧૧૩ ,, પટેલ કેશવભાઈ જે.
૧૧૪ ,, પટેલ ગોવિંદભાઈ બી
૧૧૫ ,, પટેલ ચીનુભાઈ બી
૧૧૬ ,, પટેલ ચંદુભાઈ એફ
૧૧૭ ,, પટેલ છગનભાઈ પી

૧૧૮ શ્રી. પટેલ જમુભાઈ બી.
૧૧૯ ,, પટેલ જમુમતીબહેન એમ.
૧૨૦ ,, પટેલ જેઠાભાઈ એમ.
૧૨૧ ,, પટેલ જયંતિલાલ ટી.
૧૨૨ ,, પટેલ જોઈતારામ ટી.
૧૨૩ ,, પટેલ ટી. સી.
૧૨૪ ,, પટેલ ડાહ્યાભાઈ એમ.
૧૨૫ ,, પટેલ નટવરલાલ એમ
૧૨૬ ,, પટેલ એન. એમ.
૧૨૭ ,, પટેલ પન્નાલાલ
૧૨૮ ,, પટેલ પી સી.
૧૨૯ ,, પટેલ પીતાંબરભાઈ એન.
૧૩૦ ,, પટેલ પુરુષોત્તમભાઈ કે.
૧૩૧ ,, પટેલ પુરુષોત્તમભાઈ એફ
૧૩૨ ,, પટેલ પુરુષોત્તભાઈ એમ.
૧૩૩ ,, પટેલ પ્રવિણાબહેન
૧૩૪ ,, પટેલ બચુભાઈ પી.
૧૩૫ ,, પટેલ બળવંતભાઈ એન.
૧૩૬ ,, પટેલ બાબુભાઈ ડી.
૧૩૭ ,, પટેલ બાબુભાઈ કે.
૧૩૮ ,, પટેલ ભાસ્કરભાઈ સી
૧૩૯ ,, પટેલ ભાનુમતિબહેન વી
૧૪૦ ,, પટેલ ભોળાભાઈ એસ.
૧૪૧ ,, પટેલ મોહનદાસ એમ.
૧૪૨ ,, પટેલ મોહનભાઈ એસ.
૧૪૩ ,, પટેલ રસિકલાલ એમ.
૧૪૪ ,, પટેલ લાલભાઈ બી
૧૪૫ ,, પટેલ લાલજીભાઈ એસ.
૧૪૬ ,, પટેલ વિષ્ણુભાઈ ડી
૧૪૭ ,, પટેલ સવિતાબહેન જે.
૧૪૮ ,, પટેલ સીતાબહેન
૧૪૯ ,, પટેલ શંકરભાઈ આર

૧૫૦ શ્રી. પટેલ હંસાબહેન બી
૧૫૧ ,, પઢાણ મંજુલાબહેન ટી
૧૫૨ ,, પરમાર લાલજીભાઈ પી
૧૫૩ ,, પરીખ કુંજબાળાબહેન
૧૫૪ ,, પરીખ વિદ્યાબહેન જે.
૧૫૫ ,, પરીખ પ્રિયકાન્તભાઈ
૧૫૬ ,, પરીખ ભાઈલાલભાઈ
૧૫૭ ,, પરીખ મુકુંદભાઈ
૧૫૮ ,, પરીખ સાધનાબહેન એસ.
૧૫૯ ,, પરીખ સુબંધુભાઈ આર.
૧૬૦ ,, પાઠક હસમુખભાઈ
૧૬૧ ,, પારેખ નગીનદાસ
૧૬૨ ,, પેટલીકર ઈશ્વરભાઈ
૧૬૩ ,, પેટલીકર કાશીબહેન
૧૬૪ ,, પંચાલ કોકીલાબહેન
૧૬૫ ,, પંચાલ બી પી
૧૬૬ ,, પંચાલ રામચંદ્ર એસ.
૧૬૭ ,, પંડ્યા વિજયાબહેન એમ.
૧૬૮ ,, પંડ્યા નરેન્દ્રભાઈ એસ.
૧૬૯ ,, પંડ્યા ભાનુપ્રસાદ એસ.
૧૭૦ ,, પંડ્યા રમણિકલાલ ન
૧૭૨ ,, પંડ્યા શાંતિકુમાર એમ.
૧૭૩ ,, પંડ્યા શૈલેશ એસ
૧૭૪ ,, પુરોહિત પ્રદ્યુમ્ન
૧૭૫ ,, પ્રજાપતિ ઈશ્વરભાઈ
૧૭૬ ,, પ્રજાપતિ રમણલાલ આર.
૧૭૭ ,, ફડિયા પદ્માબહેન
૧૭૮ ,, ફાધર વાલેસ
૧૭૯ ,, બારોટ નાનુભાઈ કે
૧૮૦ ,, બોડીવાળા ચીનુભાઈ સી
૧૮૧ ,, બગડીવાલા નિર્મળાબહેન આર.

૧૮૨ શ્રી બ્રહ્મભટ્ટ અનિરૂદ્ધભાઈ
૧૮૩ ,, બ્રહ્મભટ્ટ નલિનીબહેન એ
૧૮૪ ,, બ્રહ્મભટ્ટ સુમતિબહેન એન
૧૮૫ ,, ભટ્ટ કલ્પનાબહેન આર
૧૮૬ ,, ભટ્ટ કુસુમબહેન એમ
૧૮૭ ,, ભટ્ટ પ્રવિણભાઈ એમ
૧૮૮ ,, ભટ્ટ પ્રેમશંકરભાઈ
૧૮૯ ,, ભટ્ટ મહેન્દ્રકુમાર એસ
૧૯૦ ,, ભટ્ટ વસુબહેન
૧૯૧ ,, ભટ્ટ વિનોદભાઈ
૧૯૨ ,, ભાયાણી હરિવલ્લભદાસ
૧૯૩ ,, ભાવસાર જયંતીલાલ પી
૧૯૪ ,, ભાવસાર નગીનદાસ બી
૧૯૫ ,, ભાવસાર બાબુલાલ સી
૧૯૬ ,, ભાવસાર ભોગીલાલ બી
૧૯૭ ,, ભાવસાર રમેશચંદ્ર એ
૧૯૮ ,, મજમુદાર હરિન
૧૯૯ ,, મણિયાર પ્રિયકાન્તભાઈ
૨૦૦ ,, મનસુરી જી આર
૨૦૧ ,, મનોરમાબહેન એલ
૨૦૨ , મહેતા અંજનીબહેન એસ
૨૦૩ ,, મહેતા જયંતભાઈ એસ
૨૦૪ ,, મહેતા દિગીશભાઈ એન
૨૦૫ ,, મહેતા પ્રફુલ્લભાઈ એન
૨૦૬ ,, મહેતા પ્રભુલાલ ડી
૨૦૭ , મહેતા પ્રિયકાન્ત જી
૨૦૮ ,, મહેતા ભરતકુમાર સી
૨૦૯ ,, મહેતા મનોરમાબહેન જી
૨૧૦ ,, મહેતા યશોધરાબહેન પી
૨૧૧ ,, મહેતા વિણાબહેન પી
૨૧૨ ,, મહેતા સ્મિતાબહેન ડી
૨૧૩ ,, મહેતા હેમન્તાબહેન પી

૨૧૪ શ્રી માધવ રામાનુજ
૨૧૫ ,, મિસ્ત્રી કાન્તિલાલ એમ
૨૧૬ ,, મુનશી અવિનાશભાઈ જી
૨૧૭ ,, મ્હેઢ સુસ્મિતાબહેન
૨૧૮ ,, મોદી કનૈયાલાલ જે
૨૧૯ , યાજ્ઞિક હસુભાઈ
૨૨૦ , રવાણી મિઠુભાઈ જે
૨૨૧ ,, રાઠોડ કાલિદાસ એન
૨૨૨ ,, રાવત અશોકકુમાર બી
૨૨૩ ,, રાવળ રમણલાલ એન
૨૨૪ ,, રાવળ અનંતરાય
૨૨૫ ,, લલિતમોહન નરોત્તમદાસ
૨૨૬ ,, વકતા દિનેશભાઈ આર
૨૨૭ , વસા લાલભાઈ સી
૨૨૮ ,, વ્યાસ કોકિલાબહેન એચ
૨૨૯ ,, વ્યાસ ચીનુભાઈ એમ
૨૩૦ ,, વ્યાસ શંકરલાલ ટી
૨૩૧ ,, વ્યાસ હરિપ્રસાદભાઈ એન
૨૩૨ ,, શાહ આર બી
૨૩૩ ,, શાહ આર એસ
૨૩૪ , શાહ એન એસ
૨૩૫ ,, શાહ ઓચ્છવલાલ વી
૨૩૬ ,, શાહ કે બી
૨૩૭ ,, શાહ કે સી
૨૩૮ ,, શાહ જયંતિલાલ એન
૨૩૯ , શાહ ડાહ્યાભાઈ ગી
૨૪૦ ,, શાહ દીપ્તીબહેન
૨૪૧ ,, શાહ ધિરજલાલ એસ
૨૪૨ ,, શાહ ધીરેશભાઈ ટી
૨૪૩ ,, શાહ નીનાબહેન એમ
૨૪૪ ,, શાહ પ્રકાશભાઈ એન
૨૪૫ ,, શાહ પ્રતિભાબહેન ડી

૨૪૬ શ્રી. શાહ પ્રભાવતીબહેન પી.
૨૪૭ ,, શાહ ભોગીલાલ એન.
૨૪૮ ,, શાહ મનુભાઈ છ.
૨૪૯ ,, શાહ માલતીબહેન એસ.
૨૫૦ ,, શાહ મૃદુલાબહેન એ.
૨૫૧ ,, શાહ યોગિનીબહેન એમ.
૨૫૨ ,, શાહ રસિકલાલ એફ.
૨૫૩ ,, શાહ રાજેશ્વરીબહેન કે.
૨૫૪ ,, શાહ વાડીલાલ એ.
૨૫૫ ,, શાહ સત્યવતીબહેન છ.
૨૫૬ ,, શાહ સુધાબહેન
૨૫૭ ,, શાહ સુરેશભાઈ આર.
૨૫૮ ,, શાહ શારદાબહેન એ
૨૫૯ ,, શાહ શાન્તિભાઈ એમ
૨૬૦ ,, શાસ્ત્રી કે કા
૨૬૧ ,, શાસ્ત્રી લલિતકુમાર
૨૬૨ ,, શેઠ કનુભાઈ વી.
૨૬૩ ,, શેઠ જયંતિભાઈ સી
૨૬૪ ,, શેઠ રૂપાબહેન
૨૬૫ ,, શોધન પ્રવિણલતાબહેન એચ.
૨૬૬ ,, શોધન હર્ષદલાલ એ
૨૬૭ ,, શોભનભાઈ
૨૬૮ ,, શુકલ દમયંતીબહેન આર.
૨૬૯ ,, શુકલ દામુભાઈ મી
૨૭૦ ,, શુકલ ધીરૂભાઈ એ
૨૭૧ ,, શુકલ નંદુભાઈ ડી
૨૭૨ ,, શુકલ યશવંતભાઈ પી
૨૭૩ ,, શુકલ રમેશભાઈ એલ
૨૭૪ ,, શુકલ રામપ્રસાદભાઈ
૨૭૫ ,, શુકલ લીલાબહેન વાય
૨૭૬ ,, શુકલ સુરેશભાઈ કે
૨૭૭ શ્રી. શુકલ હરિલાલ વી.
૨૭૮ ,, હઝરત અંગિરસ એ.
૨૭૯ ,, હિરપરા વિણાબહેન

**અમરેલી**

૨૮૦ ,, ચરાડવા મનહરલાલ

**આણંદ**

૨૮૧ ,, પટેલ મનુભાઈ લ.

**ઉત્તરસંડી**

૨૮૨ ,, માસ્તર ધર્મેન્દ્ર (મધુરમ્)

**ઉપલેટા**

૨૮૩ ,, ગોહિલ ગંભીરસિંહ
૨૮૪ ,, ગોહિલ ચંદ્રકુંવરબા
૨૮૫ ,, ગણિંગ અમૃતલાલ એમ.
૨૮૬ ,, સોજીત્રા એમ. કે.

**ઉમતા**

૨૮૭ ,, પટેલ રામચંદ્ર 'સુક્રિત'

**ઊંઝા**

૨૮૮ ,, દેસાઈ વિનોદકુમાર એ
૨૮૯ ,, પટેલ જેઠાભાઈ એમ.
૨૯૦ ,, પટેલ રમેશચંદ્ર એ.
૨૯૧ ,, શાહ કીર્તિકુમાર એલ.

**કડી**

૨૯૨ ,, કડિયા રામજીભાઈ
૨૯૩ ,, કડીકર યશવંતભાઈ

**કલકત્તા**

૨૯૪ ,, આશર સરલાબહેન
૨૯૫ ,, આશર રવામજી
૨૯૬ ,, જોશી સત્યવતીબહેન
૨૯૭ ,, જોશી શિવકુમાર

## વ્યવસ્થા સમિતિ



ઊભા ડાબેથી — સર્વશ્રી કનુભાઈ કોઠારી, કેશુભાઈ વ્યાસ, વિનયકુમાર વ્યાસ, કાંતિભાઈ કમહેર. બેઠેલા — સર્વશ્રી ગગજીભાઈ વેર, સત્યનારાયણ ત્રિવેદી (સેક્રેટરી), જયંતીલાલ ચોકસી (ચેરમેન), કનુભાઈ ભાવસાર

ભોજન સમારંભ



ડાબી બાજુથી સર્વશ્રી મગનભાઈ પરેખ અમૃતલાલ સોની મનસુખલાલ વજરિયા ધીરુભાઈ અજમેરા બેઠેલા સર્વશ્રી મનસુખલાલ ફોજદાર (સેક્રેટરી) હિંમતભાઈ નગરશેઠ અમાનીલાલ ભાઈ, ઝાલાવાડ

૨૯૮ શ્રી. પારેખ અરવિંદભાઈ
૨૯૯ ,, પારેખ સુવર્ણાબહેન એ.
૩૦૦ ,, ભાટીયા કનુભાઈ
૩૦૧ ,, ભાવરિયા જ્યોતિબહેન કે.
૩૦૨ ,, મહેતા મીરાંબહેન આર.
૩૦૩ ,, મહેતા રમેશભાઈ

### કલોલ

૩૦૪ ,, પટેલ રમણલાલ સી.
૩૦૫ ,, મુનશી કાલુભાઈ એમ.

### કરજણ

૩૦૬ ,, શાહ બિપિનચંદ્ર કે

### ખાનકૂવા

૩૦૭ ,, પટેલ ઉમેદભાઈ બ.

### ખાવડ

૩૦૮ ,, ઉપાધ્યાય ગિધરલાલ ડી.

### ગાંધીનગર

૩૦૮ , ગાધી અર્ચનાબહેન ડી.
૩૧૦ ,, ગૌતમ ધનંજય વી
૩૧૧ ,, પટેલ હરજીવન વી.
૩૧૨ ,, પાઠક હરિકૃષ્ણભાઈ
૩૧૩ ,, વર્મા શિવકુમાર
૩૧૪ ,, શિનોરવાલા ઝાહિદ

### ગોધરા

૩૧૫ ,, દવે સુબાષભાઈ

### છરાછા

૩૧૬ ,, મોદી મહેન્દ્રકુમાર આર.

### છોટાઉદેપુર

૩૧૭ ,, પટેલ કાન્તિભાઈ ટી
૩૧૮ ,, પટેલ મનુભાઈ સી
૩૧૯ શ્રી. પટેલ રમણભાઈ બી.
૩૨૦ ,, મહારાજા મહેશકુમાર જે.
૩૨૧ ,, વાડી એચ. આઈ
૩૨૨ ,, શાહ એ. જી.
૩૨૩ ,, શાહ અંબાલાલ એચ.
૩૨૪ ,, શાહ કે આર.
૩૨૫ ,, શુકલ આઈ બી.

### જામનગર

૩૨૬ ,, ઝવેરી મનોહર

### જૂનાગઢ

૩૨૭ ,, જોશી ઇન્દુકુમાર
૩૨૮ ,, જોશી મંજુલા આઈ.
૩૨૯ ,, પંડયા જશવંતભાઈ
૩૩૦ ,, બૂચ ઉષાબહેન
૩૩૧ ,, બૂચ ચંદ્રકાન્ત એલ.
૩૩૨ ,, બૂચ જનકરાય સી
૩૩૩ ,, બૂચ વર્ષાબહેન સી.

### ઝઘડિયા

૩૩૪ ,, ગાંધી કુમુદચંદ એન

### ટાંકાટૂંકા

૩૩૫ ,, પટેલ સવજીભાઈ જી.
૩૩૬ ,, સુથાર અમૃતલાલ એમ.

### દહાણુ

૩૩૭ ,, સોમૈયા જયાવતીબહેન જે.
૩૩૮ ,, સોમૈયા જેઠાલાલ

### દિલ્હી

૩૩૯ ,, દવે મહેન્દ્ર
૩૪૦ ,, મહેતા ચંદ્રકાન્ત
૩૪૧ ,, સપટ મંગલદાસ
૩૪૨ ,, શાહ એચ. સી.

### ધનસુરા

૩૪૩ શ્રી શાહ વસન્તલાલ ડી

### ધરમપુર

૩૪૪ ,, દોડિયા હરીસિંહ ક
૩૪૫ ,, પટેલ કપિલ ની

### ધંધુકા

૩૪૬ ,, યાજ્ઞિક નિરંજનભાઈ
૩૪૭ ,, વ્યાસ સતિશભાઈ
૩૪૮ ,, સુણાવકર કનુભાઈ ડી

### ધ્રાંગધ્રા

૩૪૯ ,, નિમાવત જે એમ
૩૫૦ ,, પટેલ પી આર
૩૫૧ ,, મારૂ આર ગી
૩૫૨ ,, શાહ પી એચ

### નડિયાદ

૩૫૩ ,, કાગવાલા કચનલાલ
૩૫૪ ,, ચોક્સી પ્રભાબહેન
૩૫૫ ,, ચૌધરી દેવરાજ કે
૩૫૬ ,, જોશી જયંતિભાઈ
૩૫૭ ,, જોશી જ્યોતિબહેન

### ભરૂચ

૩૫૮ ,, જોશી પુરૂરાજ
૩૫૯ ,, જોશી ચંદુનાબહેન
૩૬૦ ,, પટેલ જ્યોતિબહેન એસ
૩૬૧ ,, પટેલ યોગેન્દ્ર ગી
૩૬૨ ,, પટેલ હર્ષદભાઈ એસ
૩૬૩ ,, પંડ્યા રામચંદ્ર એન
૩૬૪ ,, પંડ્યા વિજ્યાલક્ષ્મીબહેન
૩૬૫ ,, પંડ્યા હરિપ્રસાદભાઈ
૩૬૬ શ્રી પંડ્યા હસાબહેન
૩૬૬ ,, ભાગ્તીય પ્રફુલ્લભાઈ
૩૬૭ ,, મહેતા ખુશવન્ત કે
૩૬૮ ,, મહેતા તરૂલતાબહેન
૩૬૯ ,, મહેતા દિપકભાઈ
૩૭૦ ,, વૈદ્ય ભાનુપ્રસાદ
૩૭૧ ,, શાહ અરૂણાબહેન
૩૭૨ ,, શાહ મનોજભાઈ
૩૭૩ ,, શાહ મનોરમાબહેન આર
૩૭૪ ,, શાહ લતાબહેન એસ
૩૭૫ ,, શાહ સુરેન્દ્રભાઈ
૩૭૬ ,, શાહ હસમુખભાઈ

### નવસારી

૩૭૭ ,, દેસાઈ ખંડુભાઈ બી
૩૭૮ ,, દેસાઈ લીનાબહેન કે
૩૭૯ ,, શાહ ગુણવતીબહેન
૩૮૦ ,, શાહ તારાબહેન

### નારવાસ

૩૮૧ ,, પટેલ રમણભાઈ જે

### નિકોલ

૩૮૨ ,, ચુનારા ધનજીભાઈ પી

### પારખ

૩૮૩ ,, વ્યાસ અનંતરાય આર.
૩૮૪ ,, વ્યાસ મૃણાલિનીબહેન એ.

### પાલનપુર

૩૮૫ ,, દેરાસરી તમ્બીર

### પીપલોદ

૩૮૬ ,, ચૌહાણ ચંદ્રિકાબહેન

### પુરૂષોત્તમનગર

૩૮૭ ,, સુથાર કે જી

### પૂના

૩૮૮ શ્રી. દવે જગદીશભાઈ જે.
૩૮૯ ,, નાગર રમણલાલ
૩૯૦ ,, પરીખ કાન્તિભાઈ

### પેટલાદ

૩૯૧ ,, ત્રિપાઠી અનિલકુમાર વાય.
૩૯૨ ,, દેસાઈ નલિનભાઈ ડી.
૩૯૩ ,, પંડ્યા વિનોદભાઈ એ
૩૯૪ ,, મોદી જનાર્દન એ
૩૯૫ ,, મોદી ધર્મિષ્ઠાબહેન જે.

### પોરબંદર

૩૯૬ ,, ગોહિલ સુમનસિંહ છ.
૩૯૭ ,, પલાણ નરોત્તમભાઈ
૩૯૮ ,, માંડલિયા ધીરજબહેન
૩૯૯ ,, વ્યાસ કલાબહેન બી
૪૦૦ ,, શર્મા કાન્તિલાલ

### બલોલ

૪૦૧ ,, પટેલ ઈશ્વરભાઈ છ.
૪૦૨ ,, પટેલ મનુભાઈ એલ.

### બારડોલી

૪૦૩ ,, દેસાઈ અશ્વિનભાઈ

### બાલાસિનોર

૪૦૪ ,, અધ્વર્યુ વિનોદભાઈ
૪૦૫ ,, અધ્વર્યુ સુગંગીબહેન
૪૦૬ ,, દલોત ચંદનસિંહ
૪૦૭ ,, પટેલ કાન્તિભાઈ
૪૦૮ ,, પાઠક ઇન્દ્રવદન કે
૪૦૯ ,, ભટ્ટ સરોજબહેન
૪૧૦ ,, શાહ ચંપકભાઈ

### બેંગલોર

૪૧૧ શ્રી ટોલિયા પ્રતાપકુમાર જે.

### બોટાદ

૪૧૨ ,, ગઢવી ગમદાન સી.

### બોરસદ

૪૧૩ ,, પટેલ બેચરભાઈ આર.
૪૧૪ ,, પટેલ ભાઈલાલભાઈ એસ.
૪૧૫ ,, મોદી ધીરુભાઈ કે.
૪૧૬ ,, વાળંદ નરોત્તમ કે.

### ભાદરણ

૪૧૭ ,, ત્રિવેદી નવીનચંદ્ર

### ભાલક

૪૧૮ ,, ત્રિવેદી બુદ્ધિધન લ.

### ભાવનગર

૪૧૯ ,, ઓઝા જયંતભાઈ કે
૪૨૦ ,, ગોહિલ મહેન્દ્રભાઈ
૪૨૧ ,, ત્રિવેદી ચંદ્રકાન્ત એન
૪૨૨ ,, દવે નાથાલાલ
૪૨૩ ,, પાઠક અજયભાઈ
૪૨૪ ,, પાઠક પ્રિયવદન એન.
૪૨૫ ,, ભટ્ટ અનંતરાય જે.
૪૨૬ ,, ભટ્ટ કાન્તાલક્ષ્મી એ
૪૨૭ ,, ભટ્ટ કુમાર બળવંતરાય
૪૨૮ ,, ભટ્ટ હરિહરરાય જે
૪૨૯ ,, મહેતા બળવંતભાઈ
૪૩૦ ,, મહેતા રમાગૌરીબહેન એસ.
૪૩૧ ,, મહેતા શાન્તિલાલ કે.
૪૩૨ ,, મંત્રી દિલેરબાનુ

૪૩૩ શ્રી વ્યાસ આર પી
૪૩૪ ,, વ્યાસ પી ડી

**ભોપાલ**

૪૩૫ ,, મહેતા અરૂણાબહેન એ
૪૩૬ ,, મહેતા અશ્વિનકુમાર જી

**મહુવા**

૪૩૭ ,, ભટ્ટ રામશંકર ના

**મહેમદાવાદ**

૪૩૮ ,, મોદી ગુણવંતભાઈ એસ

**મહેસાણા**

૪૩૯ ,, પટેલ કેશુભાઈ જી
૪૪૦ ,, પ્રજાપતિ મણિભાઈ આઈ
૪૪૧ , રાવલ રંજનબાળા એ

**માતર**

૪૪૨ , માતરવાળા શંકરલાલ આર

**મારવી**

૪૪૩ , શુક્લ તનમણિશંકર

**મુંબઈ**

૪૪૪ ,, અડાલજા નટવરભાઈ પી
૪૪૫ ,, ઉદ્દેશી જે એચ
૪૪૬ ,, ઉપાધ્યાય ભદ્રેશ લ
૪૪૭ ,, કંજરીયા નવીનચંદ્ર ટી
૪૪૮ , કતાણી કાન્તિભાઈ
૪૪૯ ,, કિનાવાળા જગદીશભાઈ
૪૫૦ ,, કિનાવાળા નિરંજનાબહેન જે
૪૫૧ ,, કોઠારી અનિલભાઈ
૪૫૨ ,, કોઠારી શાન્તાબહેન
૪૫૩ શ્રી ગાંધી અરૂણ એસ
૪૫૪ ,, ગાંધી ચંદ્રકાન્ત જે
૪૫૫ ,, ગાંધી સરયૂ બી
૪૫૬ ,, ગોર પુષ્પાબહેન બી
૪૫૭ ,, ગોર બાલકૃષ્ણભાઈ જી
૪૫૮ ,, જસાપરા કમલ
૪૫૯ ,, જોશી ક્રિષ્ણકાન્ત
૪૬૦ ,, જોશી જયંતિલાલ એમ
૪૬૧ ,, જોશી દિનકરભાઈ
૪૬૨ ,, જોશી ભગીરથભાઈ આર
૪૬૩ ,, જોશી રમણિકલાલ એચ
૪૬૪ ,, જોશી હંસાબહેન
૪૬૫ ,, ઝવેરી મનસુખલાલ
૪૬૬ ,, ઝવેરી રસિકભાઈ
૪૬૭ ,, ઝવેરી સુશીલાબહેન
૪૬૮ ,, ઠક્કર જસવંતીબહેન
૪૬૯ ,, ઠક્કર તારાબહેન
૪૭૦ ,, ઠક્કર નિરંજનાબહેન એમ
૪૭૧ ,, ઠક્કર મનસુખલાલ
૪૭૨ ,, ઠક્કર મહેન્દ્રભાઈ પી
૪૭૩ ,, ઠક્કર રમણભાઈ
૪૭૪ ,, ઠાકર જયંતિલાલ કે
૪૭૫ ,, ઠાકર મુરલી
૪૭૬ , ડોસા પ્રાગજીભાઈ
૪૭૭ ,, ડોસા પ્રેમકુંવરબા પી
૪૭૮ ,, દલાલ જયંતિલાલ એમ
૪૭૯ , દલાલ જસુમતિબહેન જે
૪૮૦ ,, દવે અનન્તિભાઈ
૪૮૧ ,, દવે જ્યોતિન્દ્રભાઈ એચ
૪૮૨ ,, દિવાન નિલમ શ
૪૮૩ ,, દિક્ષિત કૃષ્ણલાલ ટી
૪૮૪ ,, દેસાઈ કુસુમતભાઈ એમ

૪૮૫ શ્રી. દેસાઈ સુધીરભાઈ
૪૮૬ ,, દોશી ધીરેન્દ્ર
૪૮૭ ,, પટેલ ગોવિંદભાઈ
૪૮૮ ,, પટેલ ધીરૂબહેન
૪૮૯ ,, પટેલ પુરુષોત્તમદાસ
૪૯૦ ,, પટેલ રામભાઈ
૪૯૧ ,, પરીખ પ્રતિભાબહેન
૪૯૨ ,, પરીખ રાજુભાઈ
૪૯૩ ,, પાઠક હીરાબહેન આર
૪૯૪ ,, પારેખ ધીરજબહેન
૪૯૫ ,, પુરોહીત અશ્વિનભાઈ બી.
૪૯૬ ,, પંડયા જનાર્દનભાઈ સી
૪૯૭ ,, પંડયા મહિપતભાઈ એસ
૪૯૮ ,, પંડયા રમાબહેન એમ.
૪૯૯ ,, પંડયા વિઠ્ઠલભાઈ
૫૦૦ ,, પંડયા શંકરભાઈ એમ
૫૦૧ ,, પંડિત હરિહરભાઈ
૫૦૨ ,, ફડનીશી યમુનાબહેન
૫૦૩ ,, બારીયા સંતોષ
૫૦૪ ,, બારીયા સુરેશભાઈ
૫૦૫ ,, બોલે શાંતિલાલ
૫૦૬ ,, બ્રોકર ગુલાબદાસ
૫૦૭ ,, ભટ્ટ બાબુરાવ બી
૫૦૮ ,, ભટ્ટ ભગવતભાઈ આર.
૫૦૯ ,, ભટ્ટ ભારતીબહેન
૫૧૦ ,, મણિયાર ઉમેદભાઈ એમ
૫૧૧ ,, મહેતા કાન્તિલાલ જે
૫૧૨ ,, મહેતા કુસુદ કે
૫૧૩ ,, મહેતા કંચનલક્ષ્મી કે.
૫૧૪ ,, મહેતા જયાબહેન વી.
૫૧૫ ,, મહેતા જશવંતભાઈ
૫૧૬ ,, મહેતા જશવંતભાઈ ડી.
૫૧૭ શ્રી. મહેતા દિલીપ સી.
૫૧૮ ,, મહેતા નિર્મળાબહેન
૫૧૯ ,, મહેતા નિરંજન સી.
૫૨૦ ,, મહેતા પ્રવિણાબહેન
૫૨૧ ,, મહેતા ભાનુમતીબહેન ડી
૫૨૨ ,, મહેતા રમેશચંદ્ર કે
૫૨૩ ,, મહેતા રાજેન્દ્રભાઈ યુ
૫૨૪ ,, મહેતા વનિતાબહેન
૫૨૫ ,, મહેતા સી એમ.
૫૨૬ ,, મહેતા સુભદ્રાબહેન આર.
૫૨૭ ,, મુલ્લાં અરવિંદભાઈ
૫૨૮ ,, મોદી બી. એ
૫૨૯ ,, મોદી મહેન્દ્રભાઈ
૫૩૦ ,, મોદી મોહનલાલ
૫૩૧ ,, મોદી હર્ષદભાઈ
૫૩૨ ,, મોદી હીરાલક્ષ્મીબહેન
૫૩૩ ,, મોરપરીયા રવિન્દ્રભાઈ
૫૩૪ , મોરપરીયા સ્નેહલતાબહેન
૫૩૫ ,, યાજ્ઞિક ચંદ્રકાન્તભાઈ
૫૩૬ ,, યાજ્ઞિક મનોરમાબહેન
૫૩૭ ,, યાજ્ઞિક મિનળબહેન
૫૩૮ ,, રૂપારેલિયા સૂર્યાબહેન
૫૩૯ ,, રેલીયા ધીરેન્દ્ર મ
૫૪૦ ,, રેલીયા સુધાબહેન
૫૪૧ ,, લુહાર તારાબહેન સી.
૫૪૨ ,, વકીલ પુષ્પાબહેન આર
૫૪૩ ,, વકીલ રમણલાલ ન
૫૪૪ ,, વસા ભૂપતરાય આર
૫૪૫ ,, વસાવડા જે. એમ.
૫૪૬ ,, વાડીવાલા એચ એલ.
૫૪૭ ,, વોરા કલાવતીબહેન
૫૪૮ ,, શાસ્ત્રી અરવિંદભાઈ

૫૪૯ શ્રી. શાસ્ત્રી કમલાબહેન
૫૫૦ ,, શાહ અમૃતલાલ એલ.
૫૫૧ ,, શાહ કાન્તાબહેન સ.
૫૫૨ ,, શાહ ઘનશ્યામભાઈ
૫૫૩ ,, શાહ ચંપકલાલ એચ.
૫૫૪ ,, શાહ જયશ્રીબહેન એસ.
૫૫૫ ,, શાહ તારાબહેન આર.
૫૫૬ ,, શાહ દિનેશભાઈ પી.
૫૫૭ ,, શાહ ધનલક્ષ્મીબહેન એન.
૫૫૮ ,, શાહ પુષ્પાબહેન એસ.
૫૫૯ ,, શાહ બિહારીલાલ એમ.
૫૬૦ ,, શાહ મણિબહેન એ.
૫૬૧ ,, શાહ એમ. છ.
૫૬૨ ,, શાહ રમણલાલ સી.
૫૬૩ ,, શાહ રમેશભાઈ
૫૬૪ ,, શાહ રમેશચંદ્ર કે.
૫૬૫ ,, શાહ રાજેન્દ્રભાઈ
૫૬૬ ,, શાહ આર. એચ.
૫૬૭ ,, શાહ સેવંતીલાલ સી.
૫૬૮ ,, શાહ સુરેન્દ્રભાઈ કે.
૫૬૯ ,, શાહ સુરેશભાઈ કે.
૫૭૦ ,, શાહ સુલોચનાબહેન એમ.
૫૭૧ ,, શાહ શકુન્તલાબહેન એન.
૫૭૨ ,, શાહ શશિકાન્ત એચ.
૫૭૩ ,, શાહ હંસાબહેન એસ
૫૭૪ ,, શુકલ ચંદ્રવદન
૫૭૫ ,, શેઠ પદ્માબહેન
૫૭૬ ,, શેઠ રતુભાઈ
૫૭૭ ,, સિંદા સુરેશભાઈ
૫૭૮ ,, સોમપુરા ચીમનલાલ જે.
૫૭૯ ,, સોમપુરા રમીલાબહેન સી.
૫૮૦ ,, સોમપુરા સુરેશભાઈ એચ.
૫૮૧ શ્રી. સોમપુરા હરિપ્રસાદ
૫૮૨ ,, સોલંકી રાજનભાઈ
૫૮૨ ,, સંઘવી કિશોરભાઈ એન.
૫૮૩ ,, સંઘવી જયંતીલાલ એચ.
૫૮૪ ,, સંપટ જયાબહેન એન.
૫૮૫ ,, સંપટ નંદકુમાર વ.
૫૮૬ ,, કુડલીકર પ્રેમીલાબહેન
૫૮૭ ,, કુડલીકર શરદીની બી.

**મોડાસા**

૫૮૮ ,, પટેલ ગુણવંતભાઈ એમ.
૫૮૯ ,, સોની રમણલાલ

**મોરબી**

૫૯૦ ,, સારડા ચંદ્રકાન્તભાઈ છ.
૫૯૧ ,, સારડા નિર્મળાબેન બી.

**મોહોને કલ્યાણ**

૫૯૨ ,, શાહ પદ્મકાન્તભાઈ આર.
૫૯૩ ,, શાહ સુમનબાળાબહેન પી.

**રાજકોટ**

૫૯૪ ,, આચાર્ય અમૃતલાલ બી.
૫૯૫ ,, આચાર્ય ભાનુશંકર એન.
૫૯૬ ,, અંબાણી રજનીકાન્તભાઈ
૫૯૭ ,, અંબાણી સુશીલાબહેન આર.
૫૯૮ ,, દવે ઇશ્વિરલાલ આર.
૫૯૯ ,, દેસાઈ ભાનુબહેન પી.
૬૦૦ ,, દોશી મૃદુલાબહેન બી.
૬૦૧ ,, મણિયાર હંસીકાબહેન એ.
૬૦૨ ,, સંઘવી હરસુખભાઈ

**રાજપીપળા**

૬૦૩ ,, પાલેની એમ. આર.
૬૦૪ ,, મિસ્ત્રી નવનીતલાલ એમ.
૬૦૫ ,, સુથાર ડી. આર

**રાંદેર**

૬૦૬ શ્રી. સુરતી ભૂપેન્દ્રભાઈ વી.

**રાંધેજા**

૬૦૭ ,, ત્રિવેદી જેઠાલાલ એન.

**લાલજપુર**

૬૦૮ ,, ભપાગ વિરેન્દ્ર વલ્લભદાસ

**લુણાવાડા**

૬૦૯ ,, વૈદ્ય કિરીટભાઈ

**વડનગર**

૬૧૦ ,, પટેલ અમૃતલાલ એસ.
૬૧૧ ,, મહેતા મહેન્દ્રભાઈ એન.
૬૧૨ ,, સોલંકી પ્રતાપભાઈ એન.

**વડોદરા**

૬૧૩ ,, ઓઝા અમૃતભાઈ સી
૬૧૪ ,, ગાંધી સુભદ્રાબહેન બી
૬૧૫ ,, ગાંધી સુરેશભાઈ એફ
૬૧૬ ,, ગાંધી હંસાબહેન એસ
૬૧૭ ,, ત્રિપાઠી યોગેન્દ્ર જગન્નાથ
૬૧૮ ,, દેસાઈ પ્રફુલ્લભાઈ પી
૬૧૯ ,, પંડિત વિનુભાઈ સી.
૬૨૦ ,, ભાવસાર હિરુભાઈ એન
૬૨૧ ,, વ્યાસ મણિભાઈ
૬૨૨ ,, શાહ નિરંજન એન
૬૨૩ ,, શાહ રમણલાલ એન.

**વલસાડ**

૬૨૪ ,, દેસાઈ અમરતલાલ એમ.
૬૨૫ ,, પંડ્યા નટવરલાલ કે. (ઉશનસ્)

**વલ્લભવિદ્યાનગર**

૬૨૬ ,, જાડેજા દિલાવરસિંહ
૬૨૭ શ્રી. જાડેજા ઉષાબહેન ડી.
૬૨૮ ,, ઠક્કર રમણલાલ એમ.
૬૨૯ ,, ત્રિવેદી રમેશભાઈ
૬૩૦ ,, પટેલ જશભાઈ કા.
૬૩૧ ,, પટેલ ડી એ.
૬૩૨ ,, શેખડીવાલા જસવંત મ.

**વાલમ**

૬૩૩ ,, દવે ભાસ્કર જી
૬૩૪ ,, પટેલ ચતુરભાઈ એસ

**વાસણા**

૬૩૫ ,, કોન્ટ્રાકટર મનુભાઈ એન.

**વાંઝ**

૬૩૬ ,, પટેલ તનસુખલાલ ટી.

**વિસનગર**

૬૩૭ ,, આચાર્ય જતીન્દ્ર
૬૩૮ ,, દલીચા બી. ડી
૬૩૯ ,, નાયક એચ. સી.
૬૪૦ ,, પટેલ ગોરધનદાસ સી.

**વ્યારા**

૬૪૧ ,, ચૌહાણ ધીરેન ન
૬૪૨ ,, ટેલર જયાબહેન વી
૬૪૩ ,, ટેલર વિઠ્ઠલભાઈ આર.
૬૪૪ ,, દરજી જમભાઈ ર.
૬૪૫ ,, દેસાઈ નવીનચંદ્ર મ.
૬૪૬ ,, પઠાણ જલીલઅહમદખાન એન.
૬૪૭ ,, વ્યાસ ઇન્દુભાઈ
૬૪૮ ,, વ્યાસ કાન્તાબહેન આઈ.
૭૪૯ ,, શાહ કલાબહેન એન.
૬૫૦ ,, શાહ કાન્તિલાલ આર.
૬૫૧ ,, શાહ નટવરલાલ એમ.

૬૫૨ શ્રી. શાહ નટવરલાલ એલ.
૬૫૩ ,, શાહ મનહરલાલ એન.
૬૫૪ ,, શાહ રમેશચંદ્ર એફ.

સાણંદ

૬૫૫ ,, બ્રહ્મભટ્ટ રમેશભાઈ લ.

સોજીત્રા

૬૫૬ ,, પટેલ શંકરભાઈ એ.

સિદ્ધપુર

૬૫૭ ,, આચાર્ય ચંદ્રકાન્તભાઈ એન.
૬૫૮ ,, પટેલ આત્મારામ કે
૬૫૯ ,, શાહ બબુભાઈ એસ

સુરેન્દ્રનગર

૫૬૦ ,, શાહ મનોજભાઈ ડી.

સૂરત

૬૬૧ ,, ગઢવી જેઠીદાન
૬૬૨ ,, ગાંધી નટવરલાલ કે.
૬૬૩ ,, ટાંક વજુભાઈ
૬૬૪ ,, હકીવાલા ગનીભાઈ
૬૬૫ શ્રી. દેસાઈ અરવિંદકુમાર એમ.
૬૬૬ ,, દેસાઈ નિલકંઠભાઈ
૬૬૭ ,, પટેલ ઠાકોરભાઈ બી
૬૬૮ ,, પાઠક જયંતભાઈ
૬૬૯ ,, પાનવાલા રમેશચંદ્ર યુ.
૬૭૦ ,, ભટ્ટ ભાલચંદ્ર આર.
૬૭૧ ,, મહેતા કે. જે.
૬૭૨ ,, મોદી નગીનભાઈ
૬૭૩ ,, શર્મા ભગવતીકુમાર
૬૭૪ ,, શાહ મંજુલાબહેન વી.
૬૭૫ ,, શાહ વસંતભાઈ ડી.

હરસોલ

૬૭૬ ,, શાહ અશોકકુમાર ડી

હિંમતનગર

૬૭૭ ,, ચંદુલાલ એમ
૬૭૮ ,, પટેલ જયંતભાઈ આર.
૬૭૯ ,, પટેલ મથુરભાઈ એચ

કાર્યાલય

૬૮૦ ,, દવે જિતેન્દ્ર સી.
૬૮૧ ,, વાઘમોરે બી. એમ
૬૮૨ ,, મકવાણા લાલજી કે

□

## ગુજરાતી સાહિત્ય પરિષદ : કાર્યવાહક સમિતિ

### સને ૧૯૭૨-૭૩

| | |
|---|---|
| શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) | ( પ્રમુખ ) |
| ,, યશવંત પી શુકલ | ( ઉપપ્રમુખ ) |
| ,, ગુલાબદાસ બ્રોકર | ( ,, ) |
| ,, હીરાબેન પાઠક | ( મંત્રી ) |
| ,, પીતાંબર પટેલ | ( ,, ) |
| ,, શિવકુમાર જોશી | ( ,, ) |
| ,, ઈશ્વર પેટલીકર | ( કોષાધ્યક્ષ ) |
| ,, ઉમાશંકર જોશી | ( કા. મ. ) |
| ,, અનંતરાય રાવળ | ( ,, ) |
| ,, દામુભાઈ શુકલ | ( ,, ) |
| ,, વિનોદભાઈ અધ્વર્યુ | ( ,, ) |
| ,, જયંત પાઠક | ( ,, ) |

### મધ્યસ્થ સમિતિ

શ્રી પિનાકીન ઠાકોર
,, મનસુખલાલ ઝવેરી
,, બકુલ ત્રિપાઠી
,, કેશવરામ કા. શાસ્ત્રી
,, ભોગીલાલ સાંડેસરા
,, નટવરલાલ પંડ્યા
,, હસિતભાઈ બૂચ
,, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

શ્રી સુસ્મિતાબહેન મ્હેડ
,, ચંદ્રકાન્ત મહેતા
,, દિલાવરસિંહ જાડેજા
,, રઘુવીર ચૌધરી
,, હરિપ્રસાદ શાસ્ત્રી
,, નરોત્તમ વાળંદ
,, જયંતીલાલ દલાલ
,, પુષ્કરભાઈ ગોકાણી



મદ્રાસના ૨૬મા અધિવેશનના નવવરિત પ્રમુખ
**શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ)**

## ૨૬મા અધિવેશનના પ્રમુખ
## શ્રી ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ)નું વ્યાખ્યાન

# સાહિત્યની ગંગોત્રી

[૧]

ભારતીય સસ્કૃતિ જ્યા વધુમા વધુ પ્રમાણમા સચવાઈ રહી છે એવી મદિરોની આ તીર્થભૂમિમા, ભારતના સુદૂરના પશ્ચિમ કિનારે આવેલા ગુજરાતના સાહિત્યકારોનુ સમ્મેલન ભરાય એ કેવો મગલ યોગ છે! છેક પ્રાચીનકાળથી આપણી ચેતનામા વિકસતી રહેલી આપણા વૈવિધ્યસભર ઉપખડની સાસ્કૃતિક એકતાની ભાવના અહી અનુભવાય છે જે ભૌગોલિક સીમાઓમા આ એકતાનુ સર્જન થયું છે તેનો વિષ્ણુપુરાણમા આ પ્રમાણે ઉલ્લેખ છે

उत्तर यत् समुद्रस्य हिमाद्रेश्चैव दक्षिणम् ।
वर्ष तद् भारत नाम भारती यत्र सतति ॥

બહુ જૂના કાળથી આજ સુધી આખા ભારતમા

गगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन् सन्निधि कुरु ॥

એમ સ્નાન કરતી વખતે ભારતની મહાન નદીઓની સ્તુતિ કરતા ભાવિકો ભારતની એકતા અનુભવે છે એ એકતાનો આજે અહી આવતા જે સાક્ષાત્કાર આપણે કરીએ છીએ તે આપણા જીવનનુ એક મીઠુ સભારણુ બની રહેશે

આ તીર્થભૂમિમાં પગ મૂકતાં આપણે અનુભવીએ છીએ કે ભારતને એના મહાન આચાર્યોની ભેટ આપનાર એક મોટા સારસ્વતક્ષેત્રમાં આપણે છીએ. એ પરંપરા ડૉ. રાધાકૃષ્ણન્ જેવા મનીષી દ્વારા આજ પર્યંત જળવાઈ રહી છે.

એ જ પ્રમાણે અહીં આવતાં આપણા મુક્તિસંગ્રામના એક લોકપ્રિય કવિ ને આપણી સાહિત્યપરિષદના એક ભૂતપૂર્વ પ્રમુખ અરદેશર ફરામજી ખબરદારની ભાવભીની સ્મૃતિ આપણા ચિત્તને ભરી દે છે, ને

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી
ત્યાં ત્યા સદાકાળ ગુજરાત!

એ એમનું દર્શન, એની સાર્થતા સાથે આપણી કલ્પનાને સભર બનાવે છે. અહીંની સ્વાગતસમિતિએ બહુ ઉચિત રીતે આપણા એ દિવંગત કવિની સ્મૃતિ આ પ્રસંગ સાથે ગૂંથી લઈ આપણા સૌની કૃતજ્ઞતાને મૂર્ત કરી છે

આ પ્રદેશની તમિળ ભાષા ભારતની પ્રાચીનતમ અને સમૃદ્ધ ભાષાઓ પૈકીની એક છે સંસ્કૃત ભાષાએ પણ એમાંથી ઘણું ઉછીનું લીધું છે. સુબ્રમણ્યમ્ ભારતી જેવાં કવિરત્નોની સરસ્વતીથી એ ભાષા દીપ્તિમતી બની છે. વળી એ પણ એક નોંધપાત્ર ઘટના છે કે આ પ્રદેશના શ્રી રાજાજી જેવા સમર્થ રાજનીતિજ્ઞો અક્ષરની આરાધના પણ કરતા રહે છે અહીંના મુખ્યમંત્રી શ્રી કરુણાનિધિ પણ આવા જ એક સારસ્વત છે, અને આપણા સમ્મેલનનુ ઉદ્ઘાટન એમના જેવા અક્ષરના ઉપાસકનેનાને શુભ હસ્તે થાય એ ઘણા આનંદની વાત છે

તમિળભાષી આ પ્રદેશમાં આજે રાજ્યપાલના પદે એક ગુજરાતી છે એ ઘટના આમ તો આપણા દેશની રાજકીય વ્યવસ્થામાં અસાધારણ નહિ લેખાય, પણ અહીં આ પદે પાંચ વર્ષ રહેવાની ગણતરીથી આવેલા આપણા શ્રી કે. કે શાહ તમિળભાષી બનવાના સંકલ્પ સાથે આવ્યા, ને જોતજોતામાં એ ભાષામાં એમણે કૌશલ્ય પણ મેળવી લીધુ છે, એ નોંધપાત્ર બીના છે. આ સમેલન અહીં ભરાય તે માટે પ્રોત્સાહન ને સતત પ્રેરણા આપી, એની પ્રત્યેક વિગતમા સક્રિય રસ લઈ એમણે પરિષદ માટે પૂરી આત્મીયતા દાખવી છે

આપણું આ સમ્મેલન યુદ્ધને લઈને મુલતવી રહ્યા પછી જે કંઈ બની ગયુ છે તેણે, કજળની જતી માનવચેતના સમક્ષ, શ્રદ્ધાનાં નવાં દ્વાર

આપણી અને અન્ય પ્રજાઓ માટે ખોલી આપ્યાં છે. આપણી પ્રજાની એ ગૌરવગાથા માટે આપણા રાષ્ટ્રની અડગ સંકલ્પશક્તિ અને દક્ષ આયોજન તથા આપણા જવાનોનાં વજ્રસામર્થ્ય, ભવ્ય ત્યાગ અને બલિદાનનાં આપણે આભારી છીએ. પ્રેમ અને બન્ધુતાથી ભરેલા નવા જગતના સર્જન માટે પ્રતિજ્ઞાબદ્ધ એવા આપણા રાષ્ટ્રને વિનાશક શસ્ત્રોનો ઉપયોગ કરવાની જે કડવી ફરજ બજાવવી પડી તે ન્યાય, ધર્મ અને માનવતાની ચ્ઞાની ધર્મભાવના વિના આપણે બજાવી શક્યા ન હોત. આવા કપરા પથમાં આપણને પૂરા આત્મવિશ્વાસ સાથે અને સુદૃઢ પગલે દોરવા માટે આપણે ભગવાન મહાકાળના ઋણી છીએ. તાંડવ દ્વારા શિવનું સર્જન કરતા એ નટરાજને વિનમ્ર હૃદયે આપણી ભાવભરી વંદના હો !

[૨]

દર બે વર્ષે જ્યારે આપણે એક વખત ગુજરાતમાં અને બીજી વખત ગુજરાત બહાર આપણું સંમેલન યોજીએ છીએ ત્યારે આપણા કાર્યપ્રદેશ અને આપણી સિદ્ધિઓ ને મર્યાદા તથા ઊણપોનું ચિત્ર મંત્રીઓ રજૂ કરતા હોય છે, એટલે એ અંગેની વિગતોમાં અહીં નહિ ઊતરતાં આપણે સહુ સાથે મળી, આપણે બે વર્ષ પછી ફરીથી મળીએ તે દરમ્યાન આપણે કરવા જેવું શું શું છે તેનો એક અછડતો ઉલ્લેખ કરી લઈએ.

પહેલા સાહિત્ય-સમેલનના પ્રમુખ ગોવર્ધનરામે પરિષદનો હેતુ સમજાવતાં જણાવેલું કે, 'ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારવો અને એ સાહિત્યને લોકપ્રિય કરવું' આ હેતુ સિદ્ધ કરવા પરિષદ આજ સુધી મથતી રહી છે. સાહિત્યનો વિસ્તાર વધારવા ગુજરાત અને ગુજરાત બહાર પરિષદનાં મૂળ ફેલાવી અનેક તેજસ્વી વિદ્વાનોને પરિષદના મંચ પર એકઠા કરવા એ પ્રયત્નશીલ રહે છે અગાઉ માત્ર સમ્મેલન મળતું તેનો વિસ્તાર કરી એક વર્ષ સમ્મેલન તો બીજે વર્ષે જ્ઞાનસત્ર એવી પ્રણાલી એણે અપનાવી છે અને પરિણામે આપણા સાહિત્યક્ષેત્રે ઘણા નવા નવા વિદ્વાનોની શક્તિનો આપણને લાભ મળવા માંડયો છે વળી જ્ઞાનસત્ર ગ્રામવિસ્તારમાં ભરાય એ નેમ પોતાની સમક્ષ રાખી પરિષદ ગોવર્ધનરામે નિરૂપેલા 'સાહિત્યનો વિસ્તાર વધારવો' અને 'સાહિત્યને લોકપ્રિય કરવું' એ ધ્યેયને પાર પાડવાની દિશામાં સક્રિય પગલાં ભરતી રહી છે.

હવે જ્ઞાનસત્રના આયોજન પાછળ રહેલી દૃષ્ટિનો વિસ્તાર કરી ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોએ સ્થાનિક જ્ઞાનસત્રો દર વર્ષે એવી રીતે યોજવાં જોઈએ કે

દર અશેક વર્ષે ગુજરાતના બધા જિલ્લાઓમાં સ્થાનિક જ્ઞાનસત્રો વાગફરતી યોજાતાં રહે. શિક્ષણના વધી ગયેલા વિસ્તારથી નાના નાના જ્ઞાનસત્રો માટેની સારી એવી ભૂમિકા સર્જવાની શક્યતાઓ હોવાથી યુવાન સાસ્ત્રત પેઢીની શક્તિનો આપણા લોકોને લાભ મળશે અને પરિષદના મૂળ આખા ગુજરાતમાં ફેલાશે. આમ એક બે દાયકામાં, સાહિત્ય જે આજે મૂઠીભર લોકોની પાસે જ જળવાયું છે તે બહુજનસમાજ સુધી પહોંચવાની ક્ષમતા પ્રાપ્ત કરશે

આ જ પ્રમાણે આપણા સાહિત્યની જે કાયાપલટ થઈ ગઈ છે તેની પૂરી સભાનતા ને સમજ આપણા પ્રાથમિકથી માંડી યુનિવર્સિટીકક્ષા સુધીના અધ્યાપકોમાં આવે ને તે તાઝ ને તાઝ રહે એ દૃષ્ટિએ આપણી છયે યુનિવર્સિટીઓ ને સરકારના શિક્ષણ અધિકારીના સહકારથી પરિષદ દર વર્ષે પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટીના અધ્યાપકો માટે ગુજરાતી ભાષાસાહિત્યશિક્ષણની ગ્રીષ્મ સંસ્થાઓ ચલાવે, એ વખતે પાઠ્યપુસ્તકોનું મૂલ્યાંકન પણ થાય, ને અનુભવોની આપલે થાય તો પરિષદ પોતાની નેમ પાર પાડવામાં બહુ મહત્ત્વનું પગલું ભરી શકે સાહિત્યને વધુ લોકપ્રિય બનાવવા માટે પરિષદ સમક્ષ જે વિશાળ કાર્યક્ષેત્ર છે તેનો આપણને ખ્યાલ આવે તે પૂરતા જ આ ઉદાહરણો છે

[ ૩ ]

ગોવર્ધનરામે વ્યક્ત કરેલી બે નેમો પૈકી 'સાહિત્યનો વિસ્તાર' માપવા માટે ગ્રંથપ્રકાશનો તરફ નજર કરવાની હોય તો એમાં ઘણું સારું તેમ જ નરસું પણ સર્જાઈ રહ્યું છે પરિષદે પોતે પણ પ્રકાશન પ્રવૃત્તિ હાથ ધરેલી છે, પણ 'સાહિત્યનો વિસ્તાર વધારવો' અને 'સાહિત્યને લોકપ્રિય કરવું' એ બે નેમ ભેગી લેતાં 'વિસ્તારથી' જે અભિપ્રેત છે તેમાં સાહિત્યની ગુણવત્તા વધવા સાથે એના ભાવકોનું ક્ષેત્ર પણ વિસ્તરતું જ રહે એ અપેક્ષિત છે એ ત્યારે જ બને જ્યારે એનામાં લોકપ્રિય બનવાની ક્ષમતા હોય આજે 'સાહિત્ય' અને 'લોકપ્રિયતા' એ લગભગ વિરોધાભાસી શબ્દો બની ગયા છે એથી તો કોશિયાઓ પણ માણી શકે એવું સાહિત્ય સર્જવાની વિદ્વાનોને વિનતિ કરવા ગાંધીજી પ્રેરાયા હતા

આ વિનતિ પાછળ ગાંધીજી 'સાહિત્ય' શબ્દથી શાનું સૂચન કરતા હતા? એ પોતે સાહિત્યના સારા એવા મર્મી હતા. એમના લખાણમાં

અનેક વખતે સાહિત્યની છટાઓ સહજ રીતે વ્યક્ત થતી, એટલે જ્યારે લેખકોને એમના જેવા મનીષી વિનતિ કરે ત્યારે લેખકો પોતાનાં સાહિત્યનાં ધોરણો કે મૂલ્યોને ભોગે કવિકર્મ કરે એવી એમની દૃષ્ટિ હોઈ શકે જ નહિ. સાહિત્ય એટલે સમયના દર્પણમાં પડતા શાશ્વતીના પ્રતિબિમ્બે લાધતી, રસાનુભૂતિએ પ્રેરેલી, સમયને અતિક્રમતી વાણી. માનવજાત પોતાના કવિઓ દ્વારા આવી વાણીનું સર્જન યુગાન્તરોથી કરતી આવી છે. એ પરંપરા છેક ગઈ કાલ સુધી ચાલુ હતી. સમયે અતિક્રમતી નરસિંહ, મીરાં, પ્રેમાનંદ આદિની રસાનુભૂતિપ્રેરિત વાણી આજ પણ એના નવનવોન્મેષ સાથે આપણા રસાત્માને પ્રસ્પંદિત કરે છે. હું સમજું છું ત્યાં સુધી ગાંધીજી જ્યારે લેખકોને પોતાના દિલની વાત અને દર્દ જણાવતા હતા ત્યારે તેમની કલ્પનામાં આથી લેશમાત્ર ઓછું ન હતું. છેક દયારામ સુધી આપણે ત્યાં આ પરંપરા એના અનેક નામી-અનામી કવિઓએ સારી રીતે જાળવી રાખી હતી, અને મોટે ભાગે અક્ષરજ્ઞાનથી વંચિત આપણો બહુજનસમાજ સંસ્કૃતિનાં અજવાળાંમાં વિહરતો હતો એમાં જેમ પુરુષો તેમ સ્ત્રીઓનો પણ મહત્ત્વનો ફાળો હતો, અને તેમની પાસેથી ઉપનિષદોની વાણીનુ સ્મરણ કરાવે એવુ ઘણુ આપણને મળતું રહેતું. ઉદાહરણ તરીકે ગંગાસતીની આ એક પંક્તિ જુઓ :

'વીજળીને ઝબકારે મોતી પરોવવું હો પાનબાઈ.'

આવી આર્ષવાણી આજે આપણે જેમને 'એલિટ' નામે ઓળખીએ છીએ તે ભદ્ર લોકની જ અનામત નહિ પણ બહુજનની પણ અણમોલ સંપત હતી

[ ૪ ]

બહુજન સમાજથી પોતાને નોખો લેખનાર આજના જેવો "વાચક" એ સમાજે સર્જ્યો ન હતો, પણ આજનો વાચક જે કાવ્યાનંદ ઝખે છે તેવી ઝખના એ સમાજમા સૌ કોઈ ને રહેતી એ સમાજનો પ્રત્યેક જણ સાંભળવા આતુર અને પોતે જે કંઈ સાભળતો તેનો પોતાનાથી બની શકે તેવો બદલો વાળવા તત્પર એવો મુગ્ધ 'શ્રોતા' હતો જે જગતમાં તે રહેતો તે તેને અજાણ્યું ન હતુ. તેમા તેને અખૂટ રસ હતો. તેના મનોરથો, તેની આશા, આકાંક્ષા, તેની ચિન્તા ને ભીતિઓ, તેના રાગદ્વેષ, તેના ઉત્સવો, તેના મેળા, તેનાં મનોરંજન, નાચગાન, વાર્તાપુરાણ, વાણીવિલાસ, કલ્પના-

(Absolute Poetry) કહે છે તે મુખ્ય છે. આ વિચારમાં કવિતાને જીવનમૂલ્યોથી – Ethical અને Moral મૂલ્યોથી – મુક્ત રાખવાનું વલણ જણાય છે. કાવ્યમાં શુદ્ધ-અશુદ્ધ, શ્લીલ-અશ્લીલ જેવા પ્રશ્નો ઊભા થાય છે એનું એક કારણ એનું વિશિષ્ટ ઉપાદાન ભાષા છે. શબ્દ હમેશાં અર્થયુક્ત હોય છે ને તે સામાજિક નીપજ છે તેથી તેના પ્રયોગમાં સામાજિક સંદર્ભ રહેલો હોય છે. ભલે કાન્તાસંમિત, પણ ઉપદેશ એમાં હોય એવા આલંકારિકોના વિધાનમાં શબ્દની સામાજિકતાનો સ્વીકાર રહેલો સમજાય છે. વળી શુદ્ધ કે મૂલ્યનિરપેક્ષ કાવ્યનો વિચાર કરતાં કાવ્યના અનેક પ્રકારો પણ ધ્યાનમાં રાખવા પડે છે. રામાયણ, મહાભારત કે ગીતા પણ કાવ્ય કહેવાય છે ને સુન્દરમ્‌નું "મારી બંસીમાં બોલ બે વગાડી તું જા" એ ગીત પણ કાવ્ય કહેવાય છે. સુન્દરમ્‌ના ગીતમાં કેવલ કવિતાની અપેક્ષા રખાય તેવી રામાયણ, મહાભારત કે ગીતામાં ન રખાય. કેવલ કવિતા તે નાના ઊર્મિકાવ્યમાં શક્ય, પણ પેલાં મહાકાવ્યોમાં તો ભાગ્યે જ શક્ય. પછી મહાકાવ્યોને કાવ્યો જ ન કહીએ તો જુદી વાત. ખરી વાત તો એ લાગે છે કે નરી કવિતા એક આદર્શ છે. એવા આદર્શ ઉપર નજર રાખવાથી કાવ્યમાં કાવ્યેતર ભાગનાં તત્ત્વોનો ખોટો મહિમા કરતાં બચી જવાય એ લાભ રહેલો છે; ને તેથી એવી કવિતાનો આગ્રહ ઇષ્ટ છે; પણ એવા આગ્રહમાં જો આપણે કાવ્યના બીજા અનેક પ્રકારોની અવગણના કરતા થઈએ તો હાથ્યુ આપણને જ છે આપણી, અને જગતની અન્ય ભાષાઓની સાંપ્રત કવિતા ઉપર ફ્રેન્ચ અને જર્મન કલાકારો તેમ જ તત્ત્વવિચારકોનો પ્રભાવ પડ્યો છે. શુદ્ધ કવિતાનો વિચાર અન્ય કલાઓના સ્વરૂપવિચાર ઉપરથી ઉદ્‌ભવ્યો જણાય છે; પણ બધી કલાઓનું વિવેચન એકસરખી રીતે ને ધોરણે શક્ય નથી નૃત્ય, ચિત્ર કે સંગીતમાં કાવ્યના પ્રકારોમાં રહેલો છે તેવો તાત્ત્વિક સ્વરૂપભેદ કે રચનાભેદ ભાગ્યે જ જોવા મળશે.

કાવ્યની સૃષ્ટિને બ્રહ્માની સૃષ્ટિથી ચઢિયાતી ને સ્વતંત્ર કહી તેથી એના શબ્દાર્થને પણ અલૌકિક કહીએ તો ખોટું નથી; એમની અલૌકિકતા એમના ચમત્કારમાં છે. પણ કાવ્યના શબ્દાર્થ અને તેથી કાવ્ય લૌકિકનાથી સર્વથા મુક્ત હોતું નથી. શબ્દને કવિ શુદ્ધ કરે, એને સામાજિક અધ્યાસોથી મુક્ત કરે, શબ્દમાંથી ચમત્કારક અર્થ મેળવે તો પણ શબ્દ અને અર્થને મૂળમાંથી સાવ છૂટા પાડી શકાતા નથી સહૃદય બન્ને કૃતિમાં માત્ર

સંવિધાનરીતિની અનવદ્યતા જુએ, એક સ્વતંત્ર સૃષ્ટિ તેના પોતાના જ ઋતને વશ રહીને પ્રવર્તતી જુએ, તથાપિ એ કૃતિના સામાજિક સંદર્ભ તરફ એની નજર ગયા વગર રહી શકતી નથી. કાવ્યનું કલાતંત્ર તે તો કાવ્ય સમસ્તનો અંશ છે ને સહૃદય તો અખંડ કૃતિને જાણવામાણવા માગે છે. ભાવકના ચિત્તમાં લૌકિક અને અલૌકિક અનુભવના સંચય માટે જુદા ખંડ નથી, જુદા હોય તો ય એકબીજામાં અવરજવર શક્ય છે ને એવી અવરજવર સતત થતી રહે છે. પોતાની સૃષ્ટિના તંત્રને પૂરી વફાદારીથી પ્રગટ કરતી કૃતિ પણ ભાવક માટે સામાજિક ભૂમિકાએ એના વિશે વિચાર કરવાનો અવકાશ આપે છે. આનો અર્થ એ થયો કે કાવ્યનું માત્ર સૌન્દર્ય-શાસ્ત્રની દૃષ્ટિએ જ ભાવન થતું નથી, એમાં નીતિશાસ્ત્રની દૃષ્ટિ પણ આવે જ છે. અહીં એમ કહેવાનો આશય નથી કે સમાજના નૈતિક મૂલ્યો જે સ્થળ કાળ પરત્વે ભિન્ન ને પરિવર્તનશીલ હોય છે તેનો પુરસ્કાર કે તિરસ્કાર કલાકૃતિના મૂલ્યાંકનમાં નિયામક બળ બની રહેવું જોઈએ. કાવ્ય તો કાવ્યનાં ધોરણે જ મૂલવાય, ધ્યાનમાં એ રાખવાનું છે કે કેવળ (નીતિ-વિષયક) મૂલ્યનિરપેક્ષ કવિતા, કાવ્યની બાહ્ય અને આંતર ઉપાદાન સામગ્રી જોતાં, શક્ય નથી. આથી એના વિવેચનમાં પણ શ્રેય પ્રેયના મૂલ્યોની વાત આવે, સામાજિક સંદર્ભ આવે તો તેથી કવિતા ઉપર અત્યાચાર થાય છે એમ માનવાનું નથી. કલાકૃતિમાં જ મૂલ્ય વિચારનું બીજ રહેલું હોય છે. ભાષાના પ્રભવમાં ને તેના સૂક્ષ્મતમ અર્થવિકાસમાં પ્રજાકીય રુચિ ને સંસ્કારોનો પ્રભાવ રહેલો છે ને કાવ્યના શબ્દાર્થ પણ એનાથી સર્વથા મુક્ત નથી. અન્ય કોઈ પણ કલાના કરતાં કવિતાનો લોક સાથેનો સંબંધ વધારે ગાઢ અને સ્થાયી હોય છે કારણ કે કાવ્યનું ઉપાદાન જે ભાષા તે પ્રજાએ આપેલું સાધન છે. જીવનમૂલ્યોને પોષવાનો, સંવર્ધવાનો ને સંસ્કારવાનો વિશેષ અધિકાર સાહિત્યને એટલે જ મળ્યો છે, એટલે જ એની પાસે પ્રજા જીવનના વિશિષ્ટ પ્રસંગોમાં પ્રેરણા ને માર્ગદર્શનની અવિશેષ અપેક્ષા રાખે છે.

કાવ્ય, અને કલા માત્ર રૂપાન્તરનો કીમિયો છે. કીમિયો એટલા માટે કે આના રૂપાન્તરમાં ચમત્કૃતિ સધાય છે. આ ચમત્કૃતિ ક્યાંથી આવે છે? કવિકર્મમાંથી. કવિકર્મનો મહિમા કરતાં એ ભૂલવાનું નથી કે અહીં "કર્મ" જેટલો જ મહત્ત્વનો શબ્દ "કવિ" છે. કવિકર્મ તે માત્ર ઉપાદાન પરત્વેનો કસબ જ નથી, એ કેવળ હુન્નર કે ઉદ્યમ નથી. કવિની નિર્મિતિ પાછળ પ્રેરણાનું તત્ત્વ રહેલું હોય છે. પ્રેરણાના આવેગમાં જ ને એના નિયમન

હેઠળ જ કવિકર્મ થાય છે. આ પ્રેરણાનો વાલેરી નિષેધ કરે છે એ તો જાણીતું છે. એ કહે છે કે કોઈ અજ્ઞાત બળ કવિ પાસે કામ લેતું હોય તો તેમાં કવિકર્મનું ગૌરવ ક્યાં રહ્યું? એ તો એટલે સુધી કહે છે કે એવી કોઈ પ્રેરણાના પ્રભાવ હેઠળ ઉત્તમ કૃતિ સર્જવા કરતાં હું મારી જ શક્તિથી સામાન્ય કક્ષાનું કાવ્ય રચવાનું વધુ પસંદ કરું. અહીં વાલેરીનો પ્રેરણાનો ખ્યાલ થોડી વિચારણા માગી લે છે. પ્રેરણાને એ **કોઈ અજ્ઞાત બળ** કહે છે ને એની સામે **પોતાની જ શક્તિ** મૂકે છે. આ પોતાની જ—કવિની જ શક્તિ તે કઈ? સામાન્ય જનની શક્તિથી કવિની આ સર્જનશક્તિ ભિન્ન તે શાથી? ભિન્ન છે એ તો સાચું જ, કેમ જે સામાન્ય જન પોતાની શક્તિથી સામાન્ય કાવ્ય પણ લખી શકતો નથી. એટલે વાલેરી જેને સામાન્ય કાવ્ય લખવા માટેની શક્તિ તરીકે ઓળખાવે છે તે પણ અસામાન્ય શક્તિ તો છે, જેના વિના કાવ્ય ન થાય તે શક્તિ છે. પછી એને કલ્પના કહીએ, પ્રતિભા કહીએ કે પ્રેરણા કહીએ. પ્રેરણા એ કોઈ કવિશક્તિની બહારનું તત્ત્વ નથી; એ ઉપરથી આવીને કવિને માત્ર માધ્યમ બનાવી કલાકૃતિની રચના કરી આપનારું બળ નથી કવિકર્મ અને પ્રેરણા વચ્ચે વિરોધ કલ્પવો, પ્રેરણા કવિકર્મનો નિષેધ કરે છે એમ સમજવું બરાબર નથી. આ પ્રેરણા કવિચિત્તની જ એક અવસ્થા છે. ચિત્તની બધી શક્તિઓ એક સાથે પોતાની સર્વોચ્ચ કક્ષાએ રહી, ઉગ્રતા સાધીને, એકાગ્ર થાય ને એક જ દિશામાં પ્રવૃત્ત થાય એને જ પ્રેરણા સમજીએ તો પેલા વિરોધ કે નિષેધને કોઈ સ્થાન રહે નહિ વાલેરીએ અપ્રસ્તુત આવા વિરોધ દ્વારા એક વસ્તુ સ્પષ્ટ કરી આપી છે તે એ કે 'કાવ્ય લખાઈ ગયું', 'કોઈ આવીને લખાવી ગયું,' એવા એવા દાવા હેઠળ કવિને પોતાની શક્તિ અને સજ્જતાનું રજૂઆત ઢાંકવાનો અધિકાર મળતો નથી એટલે કે કાવ્યરચનાની સંપૂર્ણ જવાબદારી કવિની જ છે સર્જનપ્રવૃત્તિ એ સંપૂર્ણ અભાન પ્રવૃત્તિ નથી, ઘણે અંશે સભાન પ્રવૃત્તિ છે કવિ જે કંઈ કરે છે તે બૌદ્ધિક તપાસ કે પૃથક્કરણમાં ટકી શકે એવું હોવું જોઈએ પણ કાવ્યરચનામાં સભાનતાનો સ્વીકાર કરીએ ત્યારે સાથે સાથે એ પણ ન ભૂલીએ કે પ્રેરણાના આવેગ હેઠળ ને એને વશ રહીને પેલી સભાનતા પ્રવર્તે છે, અર્થાત્ એવું ભાન એ કવિચિત્તનું આગવું ભાન છે એ માત્ર બૌદ્ધિક, તાર્કિક રીતનું ભાન નથી કવિના કલ્પનામાં પદાર્થ પદાર્થ વચ્ચે, ભાવ અને વસ્તુ વચ્ચે સામ્ય કે વિરોધ જોવાની શક્તિ રહેલી છે આથી ક્યારેક ભાવકને કૃતિમાં કોઈ અલંકાર, પ્રતીક કે પ્રતિરૂપ મૂંઝવે છે એ બુદ્ધિથી,

માત્ર બુદ્ધિથી સામ્ય કે વૈષમ્ય જોવા જાય છે ત્યારે નિરાશ થાય છે ને કવિનાં અલંકારાદિ મનસ્વી ને દૂરાકૃષ્ટ કે ધૃષ્ટ હોવાની ફરિયાદ કરે છે. સાચી વાત એ લાગે છે કે કવિચિત્તમાં કાવ્યસામગ્રી જે ઘાટ પામે છે, વ્યવસ્થા પામે છે તેમાં માત્ર તર્કનું જ પ્રવર્તન હોતું નથી, સ્વપ્નાવસ્થા જેવી અસંપ્રજ્ઞાત શક્તિનુ પ્રવર્તન પણ હોય છે કાવ્યમાં સ્વપ્નવિધાન કે સ્વપ્નસમ વિધાન ( Dream–Construction )નો સ્વીકાર થયો છે. પ્રતિરૂપો અને કવિના ભાવવિચાર વચ્ચે જે સબંધ જોવામાં આવે છે તે માત્ર તર્કથી સિદ્ધ થતો સંબધ નથી, કવિચિત્તે અન્યથા અનુભવેલો સંબંધ પણ છે.

આજની જાગતિક પરિસ્થિતિમા સાહિત્યકાર મૂંઝાય, હતાશ થાય એવા ઘણાં બળો પ્રવર્તે છે. બીજા મહાયુદ્ધ પછી જીવનમાં હતાશાની, વિચ્છિન્નતાની, મૂલ્યહ્રાસની, અશ્રદ્ધાની ને એકલવાયાપણાની જે લાગણી જન્મી તેનો પડઘો સાહિત્યમા પણ સંભળાય છે સાહિત્યકાર જેવો સંવેદનશીલ, પટુકરણ જીવ એવો પડઘો ન પાડે તો જ નવાઈ. આને પરિણામે અસ્તિત્વવાદ, અસાગ્વાદ, શૂન્યવાદ આદિ વિચારધારાઓ પુરસ્કૃત થઈ છે ને એમને સાહિત્યમા નવી પ્રતિષ્ઠા મળી છે. આ વલણને આવકારીએ, કેમ જે એથી આપણો સાહિત્યકાર કલામાં જીવનદર્શનનો ઇનકાર કરતો કરતો ય તેનો સ્વીકાર કરી રહ્યો છે. પણ પ્રશ્ન એ થાય છે કે સાહિત્યકારને મન જીવન તે આટલું જ ? આવડુ જ ? વહેમ એવો જાય છે કે આ સિવાયના બીજાનો સાહિત્યસર્જનમાંથી એકડો જ કાઢી નાખવાની એણે ગાંઠ તો નથી વાળી ? એને કોઈ પ્રતિબદ્ધતા તો નથી નડતી ? એ કોઈ ગતાનુગતિકતાથી, દેખાદેખીથી તો આવુ નથી કરતો ? એના મનમા એવુ તો નથી ને કે આથી જુદું કરીશુ તો જુનવાણીમાં ખપી જઈશુ ? જેનુ આન્તર ઉપાદાન જીવન છે તે સાહિત્યમાં તો જીવનનુ સ્થૂલ સૂક્ષ્મ, આંતર-બાહ્ય સરલ-સંકુલ, યથાર્થ-ભાવનામય-બધુ જ સામગ્રી તરીકે ખપમાં આવી શકે. શરત માત્ર એટલી કે કલાકારને એની સીધી ને અગત અનુભૂતિ હોય. કોઈ વાદ કે વિચારસરણીને એ અનુસરતો હોય તો તે ઇતિહાસના એક સમયખંડની વિચારધારા તરીકે નહિ, પણ એના ચિત્તના સંવેદનઅંશ તરીકે જ અનુસરી શકે; એને એની બૌદ્ધિક પ્રતીતિ જ નહી, ભાવાનુભૂતિ થવી જોઈએ આમ થાય તો જ કલાકારને માથેથી કૃતકતાનું આળ ટળે. જીવનમાં તો એક તત્ત્વ લેખે શ્રદ્ધા પણ હોય ને અશ્રદ્ધા પણ હોય શ્રદ્ધામાંથી સારું કાવ્ય

બની આવે તેમ અશ્રદ્ધામાંથી પણ બની આવે; પણ શ્રદ્ધા જેમ ઉછીની ન લેવાય તેમ અશ્રદ્ધા પણ ઉછીની ન લેવાય. આજની કેટલીક કૃતિઓ, ખાસ કરીને કાવ્યો, જોતાં મારું કુતૂહલ એ રહ્યું છે કે એક જ કવિ હતાશા ને વિચ્છિન્નતા સાથે શ્રદ્ધાભક્તિ ને પ્રેમમસ્તી એક સાથે જ કેવી રીતે અનુભવતો હશે! "કવિતા" કે "સંસ્કૃતિ"માં એનું અશ્રદ્ધાનું, વિચ્છિન્નતાનું કાવ્ય જોવા મળે તે સાથે જ વળી "દક્ષિણા" કે "સમર્પણ"માં એની દેવપ્રાર્થના ને પ્રેમલક્ષણાભક્તિની કૃતિ જોવા મળે! સમજીએ કે કવિ કોઈ વાદવિચારથી પ્રતિબદ્ધ નથી, કે પછી એની કૃતિ "પરલક્ષી" છે; એમ હોય તો સારું. કલાસર્જનમાં એ વહેનાર સાચવીને જેને જેવું ધરે તેવું તેને આપવાનો ઉદ્યમ ન કરતો હોય તો સારું.

સાંપ્રત સાહિત્યની વિવેચના કરતાં યુરોપ–અમેરિકાના કેટલાક વિવેચકો હવે આ હતાશા, વિચ્છિન્નતા, એકલવાયાપણું આદિ લાગણીઓના આલેખન પરત્વે વહેમની નજરથી જોવા લાગ્યા છે. કલામાં એક યા બીજા તત્ત્વ ઉપર વધારે પડતો ઝોક દઈ કૃતિનું મૂલ્યાંકન કરવાની વૃત્તિ સામે તેઓ અણગમો પ્રગટ કરતા થયા છે. એક વિવેચક કહે છે કે કલાકૃતિ પ્રત્યે આજનો વિવેચક એક જ આંખે જોતો થયો છે. તબીબની તટસ્થતાથી ને કઠોરતાથી કૃતિની શાસ્ત્રીય તપાસ કરતાં તે પોતાનાં વળગણોના ચોકઠામાં કૃતિને બેસાડવાનો પ્રયત્ન કરે છે ને ન બેસે તો તેને કલાકૃતિ તરીકે રદબાતલ ગણે છે. મૂલ્યનાશ ને મૂલ્યહ્રાસના બુમરાણ વિશે પણ તેને વહેમ છે કે એ કદાચ સાંપ્રત બુદ્ધિજીવી વર્ગની, ઇતિહાસના આધાર વિનાની, શોધ છે હમણાં પ્રસિદ્ધ સાહિત્યકાર સોલ બેલોએ સાંપ્રત પ્રજાજીવનના પ્રવાહથી અળગા પડી ગયાના સાહિત્યકારના ખ્યાલનું વિશ્લેષણ કરતાં ટીકા કરી કે " without the common world the novelist is nothing but a curiosity and will find himself in a glass case along some dull museum corridor of the future." એકલતા (Alienation)ના આકર્ષક ખ્યાલમાં રહેલી ભ્રાન્તિનો નિર્દેશ કરી સાહિત્યકારને માનવજીવનની મૂલ્યવાન સંસ્કારસંપત્તિ સાથે સંબંધ રહેવાની હિમાયત કરતાં એ કહે છે: " If he (writer) thinks his alienation has much significance, he is wrong It is nine-tenths cant. If he thinks his rebellion significant, he is wrong again because the world is far more revolutionary in being

simply what it is ......The 'romantic criminal' or desperado cannot get within miles of the significant human truth. It is with this truth that the writer must be concerned." સાત સાગર પાર કરીને આવવાનું છે એટલે આવા વિચારને આવતાં વાર લાગે; પણ આપણા સાહિત્યકારોની ગ્રહણશીલતામાં જેમને શ્રદ્ધા છે તેઓ ખાતરી રાખી કે શકે બીજા વિચારો આવ્યા છે તેમ વહેલેમોડો આ વિચાર પણ આવશે.

[૨]

આ પ્રસંગે આપણી સાંપ્રત વિવેચનપ્રવૃત્તિ, તેના પ્રવાહો ને ગતિદિશા જોઈ જવાનું યોગ્ય ગણાય એમ સમજું છું. વિવેચનક્ષેત્રમાં આજે તીખા તરુણો ને કાવકા વિવેચકો પ્રવૃત્ત છે, વિવેચનનાં માન્ય ધોરણોને ઉલટાવવા-પલટાવવાની ને નવાં સ્થાપવાની પ્રવૃત્તિ ચાલે છે તે સાથે એ ધોરણોનો નૂતન સાહિત્યના સંદર્ભમાં વિનિયોગ કરવાના પ્રયત્નો પણ થાય છે વિવેચનનો ગમે તેટલો મહિમા કરીએ તો પણ એ વાત તો સ્વીકારવી જ પડે કે તેણે સર્જનને મૂલવવાનું હોઈ તે માટે માતબર કલાકૃતિની અપેક્ષા રહે છે. એવી કલાકૃતિ ન હોય તો વિવેચનને કોઈ ઓંય જ નથી. વિવેચનમા નવાં ધોરણો ને નવી વિભાવનાઓ રચપાય છે ને પ્રચલિત થાય છે તે કલાકૃતિનાં વિશિષ્ટ લક્ષણોને આધારે. ગઈ સદીના અંતભાગમાં ને આ સદીમાં યુરોપ-અમેરિકામાં કેટલાક પ્રતિભાશાળી સર્જકોની વિલક્ષણ કૃતિઓએ વિવેચનને નવો વળાંક આપ્યો રૂઢ વિવેચનરીતિ એવી કૃતિઓની મુલવણી માટે કામમાં આવે એવી ન રહી તેથી વિવેચનના ધોરણો નવેસર રચવાસ્થાપવા પડયા. વિજ્ઞાન, મનોવિજ્ઞાન, સમાજશાસ્ત્ર આદિ જ્ઞાનની અનેક શાખાઓમાં થયેલા વિકાસનો લાભ વિવેચનને મળ્યો ને સર્જનને સમજવામૂલવવાનાં નવાં ઓજારો પ્રાપ્ત થયાં. આવા જ્ઞાનની મદદથી કલાકૃતિનાં અંતર્ગત તત્ત્વોનો પરિચય પામવામાં ને કલાના વ્યાકરણને તપાસવામાં સુવિધા થઈ

આપણે ત્યાં આનાથી કંઈક જુદુ બન્યુ નૂતન વિવેચનાનાં ધોરણો ને ખ્યાલોનો પરિચય આપણા વિવેચકને થયો ત્યારે એમની કસોટીએ તપામી શકાય એવી કલાકૃતિઓ આપણે ત્યા નહોતી, એટલે કે આપણે ત્યાં નવા સર્જન પહેલાં નવું વિવેચન આવ્યુ પરિણામે વિવેચનથી પ્રભાવિત થઈને તેને અનુસરતી, તેના ચોકઠામાં બેસે એવી કૃતિઓ રચવાના પ્રયાસો થવા લાગ્યા. બીજી બાજુ આ નવા ધોરણોથી આપણે જૂની કૃતિઓને મૂલવવાનો

પ્રયાસ કરવા લાગ્યા ને તે નવા ચોકઠામાં ન બેઠી તેથી જૂઠી કે ખોટી એવો અભિપ્રાય ઉચ્ચારવા લાગ્યા. જે શક્તિશાળી કલાકાર તે તો વિવેચનને ગાંઠે નહિ, તેને હંફાવે, તેનાથી ઊફરો ચાલે ને વિવેચકને પોતાનાં ધોરણો બદલવાની ફરજ પાડે એમ કહીએ તે સાચું, ઘણું સાચું; પણ આપણે આ સત્યનો નવી કૃતિઓના બચાવમાં ને જૂની કૃતિઓની વિરુદ્ધમાં ઉપયોગ કરીએ તે બરાબર નથી. નવી કૃતિઓ રૂઢ વિવેચનની પકડમાં ન આવે તો તે સત્ત્વશીલ સંગીન કલાકૃતિઓ ને જૂની કૃતિઓ નવા વિવેચનના ચોકઠાને ન ગાંઠે ત્યારે તે અકલાત્મક કાચી કૃતિઓ એમ કહેવામાં વકીલાત છે, ન્યાયબુદ્ધિ નથી.

નવી–જૂની પેઢીઓ વચ્ચે ઘર્ષણ થાય, ગજગ્રાહ ચાલે, વિવેચનના સંપ્રત્યયો પરત્વે વિરોધ વરતાય તે ગાળામાં સર્જનમાં અને વિવેચનમાં અવ્યવસ્થા ને અરાજકતા આવે. પુરાણું તે જ સારું એવી મતિથી નવાને જોતાં નવામાં જે કંઈ ઇષ્ટ ને આવકાર્ય તેનો તિરસ્કાર થઈ જાય, તો નવું તે જ સાચું એવા અભિનિવેશમાં જૂનાનાં કેટલાંક ઉત્તમ તત્ત્વો અવગણાઈ જાય કે તેમની ઉપેક્ષા થઈ જાય. આપણે ત્યાં વિવેચનનાં જૂનાં ધોરણો સાવ ઊખડી ગયાં નથી, પણ હચમચી તો ગયા જ છે. એ ધોરણોની નવા સંદર્ભમાં સાર્થકતા શોધીને, મઠારી બેસાડીને એમની પુનઃપ્રતિષ્ઠા કરવાના પ્રયાસ મંદ જણાય છે ને બીજી બાજુ નવા ધોરણો વિશે તારસ્વરે ઊહાપોહ થતો હોવા છતાં એ સ્થિર થયાં હોય એમ લાગતું નથી. પરિણામે વિવેચનમાં આજે એક પ્રકારની અરાજકતા જોવા મળે છે. કલાકૃતિનું તેની સમગ્રતામાં વિવેચન ઓછું થાય છે, એને બદલે જેને જે ખ્યાલ ભાવ્યો-ફાવ્યો તેના ચોકઠામાં કૃતિને પૂરવાનું વલણ પ્રવર્તે છે. વિવેચનમાં કૃતિનું,–તેની અખિલાઈમાં, તેના પાયાથી ટોચ સુધીના આકૃતિ-સ્થાપત્યનું ને એ સ્થાપત્ય જેનું આલય છે તે હાર્દનું ભાવન સાંપડતું નથી. કલા અને વિવેચનના પ્રશ્નો પરત્વેના દર્શનની આવી વૃત્તિપ્રવૃત્તિથી વધુ સૂચવાય છે. આવી અવ્યવસ્થાનું એક કારણ અને આજના સાહિત્યમાં સત્ત્વસમૃદ્ધ કૃતિઓના અભાવમાં જણાય છે. સર્જન કરતાં વિવેચન કરવાનો ઉત્સાહ આજના સાહિત્યકારમાં વિશેષ જણાય છે. એ પોતાની કલાવિભાવના અનુસાર કલાકૃતિ આપીને એના ઇષ્ટ અભિપ્રાયની સ્થાપના કરવાને બદલે વિવેચન દ્વારા પોતાના અભિપ્રાયો જ આગળ ધરી તેના સ્વીકારનો આગ્રહ કરે છે. વિવેચનના સંપ્રત્યયો ને તેનાં ધોરણોની સંસ્થાપના માટે કલાકૃતિ જેવું નાનમરું બીજું કોઈ સાધન

નથી એક અસાધારણ કલાકૃતિ સર્જાય એટલે વિવેચનના ઘણા પ્રશ્નો એથી ઊકલી કે શમી જાય છે. આખરે તો વિવેચનપ્રવૃત્તિ સર્જનના આશ્રયે ને આધારે કે તેનું અનુસંધાન કરીને જ થતી પ્રવૃત્તિ છે. સર્જન સમૃદ્ધ ન હોય તો વિવેચન પણ, એના વ્યાકરણની બધી સામગ્રી છતાં, દરિદ્ર જ રહેવાનું, કેમ જે એને કૃતિમાંથી જ મળી શકે છે તે પ્રાણવાયુ નહિ મળવાનો.

સાંપ્રત વિવેચનમાં રંગરાગી તત્ત્વો વધતાં જણાય છે. રંગરાગીપણાનું એક લક્ષણ તે વસ્તુને અખિલાઈમાં જોવાને બદલે એને મનફાવતા ખૂણેથી જોવાનું છે. રંગરાગીને કેન્દ્ર કરતાં પરિઘમાં વધારે રસ હોય છે, કેન્દ્ર ન હોય તો પરિઘ પણ ન હોય એ હકીકત એ ભૂલી જાય છે ન્યાય કરતાં વકીલાત એને વધારે ગમે છે, જવાબદારી કરતાં આત્મસંતોષ, આત્માભિવ્યક્તિ ને આત્મસ્થાપના તરફ એ વધારે તાકે છે એને ગંભીરતા ને તટસ્થતા કરતાં તરલતા ને ચાપલ્ય વધારે આકર્ષે છે કોઈ અભિપ્રાયને તેના સંદર્ભથી છૂટો પાડીને, તેને બ્રહ્મવાક્ય ગણી તેના પુરસ્કારપ્રચારમાં રાચવાનુ વલણ ક્યારેક વિવેચકનુ રુચિદારિદ્રય ને રુચિદુષ્ટતા પણ પ્રગટ કરે છે. વાંચતાં જે કંઈ એની દૃષ્ટિની હડફેટે ચઢયું તેને તે ઊંચકી લે છે ને પ્રચલિત અપરૂઢ ઉક્તિવિશેષથી ( mannerisms ), લપટી ઉક્તિઓથી વિવેચનનું કામ રેડવે-છે. અશ્લીલતાનો પ્રશ્ન હોય તો કલાકૃતિમાં કલાને ભોગે ઇતર વસ્તુઓને સ્થાન આપવું એ જ મોટી અશ્લીલતા છે, જે જાણીએ છીએ તે કલાકૃતિમાં ન કહેવાની દિલચોરી જ અશ્લીલતા છે એવુ એવુ કહેવામાં ચબરાકપણું છે, ચતુરાઈ છે, અન્ય સંદર્ભમા એ વિધાનો કામનાં ને સાચાં હોવાનો સભંવ પણ છે, પણ એથી અશ્લીલતાનો પ્રશ્ન સમજવામાં કશી સરળતા થતી નથી, એના નિરાકરણમાં કશી સહાય મળતી નથી. કોઈ કૃતિનુ અવલોકન કરતા 'કૃતિ થઈ, પણ આકૃતિ સિદ્ધ ના થઈ,' 'કાવ્ય કાવ્ય થતું રહી ગયું' એવુ ભાખીને આપણે વિવેચનની ગભીર જવાબદારીમાંથી છૂટી જવા જેવું કરીએ છીએ રંગરાગી વિવેચક વળી કોઈ વાર સ્વૈરવિહાર પણ કરે. કૃતિને ત્યારે તે માત્ર નિમિત્ત ગણે એની નજર કૃતિ ઉપર નહિ તેટલી પોતાના માનીતા મતના પ્રકટીકરણ ઉપર હોય, એટલે એ કૃતિમાં હોય તેનું ને ન હોય તેનું પણ વિવેચન કરે, રમૂજના રંગમાં આવીને અંગત વાતો પીરસે, નવરાશની વેળાએ મિત્રો સાથે સાહિત્યગોષ્ઠિ થઈ હોય તેની હળવી-ગંભીર નોંધોની આપણને જાણ કરે હાસ્ય-કટાક્ષની શૈલીલીલાથી બીજા કરતાં પોતાને જ વધુ પ્રસન્ન કરવાની એની આ પ્રવૃત્તિમાં વિવેચન કરતાં

બુદ્ધિચાપલ્ય વધારે હોય છે. વિવેચનનો પાયો વિવેક છે. આત્મરતિ અને આત્મમસ્તીનો મહિમા જેટલો સર્જનમાં તેટલો વિવેચનમાં ન હોવો જોઈએ. વિવેચનમાં વિવેચકનો હૃદય-અંશ ભળે, એની સંવેદનશીલતાની, ભાવનથી ઉદ્દીપ્ત થયેલા સંવેદનની મુદ્રા ઊઠે એ ખરું, છતાં વિવેચન ઘણે અંશે બૌદ્ધિક પ્રવૃત્તિ છે, શાસ્ત્રની શાખા છે, એ ભૂલવું ન જોઈએ.

આપણે ત્યાં મહાશાળાઓમાં ને વિદ્યાપીઠોમાં જે વિવેચનપ્રવૃત્તિ ચાલે છે-તેની અવારનવાર ટીકા સાંભળવા મળે છે. એવા વિવેચનને અધ્યાપકી વિવેચન કહીને એની સત્ત્વશીલતા, અદ્યતનતા ને સાર્થકતા અંગે શંકા પણ સેવવામાં આવે છે. આવી ટીકા અને શંકામાં તથ્ય નથી એમ નહીં, પણ કોઈ વિવેચન અધ્યાપકનું છે એમ જાણતાં જ એને અધ્યાપકી વિવેચન કહી એની નિંદા કરવી ઠીક નથી. હકીકતમાં આપણા ઘણા વિવેચકો, આજ પહેલાંના ને અત્યારના, અધ્યાપકો છે. આનંદશંકર ને બળવન્તરાય, રામનારાયણ, વિષ્ણુપ્રસાદ ને વિજયરાય, ઉમાશંકર, મનસુખલાલ ને અનંતરાય, સુરેશ જોશી, ઉશનસ્, જયન્ત કોઠારી ને અનિરુદ્ધ – આ સૌની વિવેચન પ્રવૃત્તિ ઓછેવત્તે અંશે અધ્યાપનકાર્યના પ્રત્યક્ષ કે પરોક્ષ ફલરૂપ છે. એમણે પાઠ્યપુસ્તકોનું – અધ્યાપનનિમિત્તે પ્રાપ્ત થયેલા. સાહિત્ય-વિષયનું વિવેચન કર્યું છે. પુસ્તક પાઠ્યપુસ્તક હોય કે વિવેચક અધ્યાપક હોય તેથી પુસ્તકના ગુણદોષમાં કે વિવેચકની શક્તિમર્યાદામાં તત્ત્વતઃ કશો ફેર પડતો નથી. એટલે અધ્યાપકી વિવેચનની સૂઝ કે આંટી હોવા માટે કોઈ વાજબી કારણ નથી. વૈયક્તિક "એલર્જી" એ વસ્તુના કોઈ ગુણધર્મનું નિરપેક્ષ પરિણામ નથી; એ તો વસ્તુ તરફનો આપણી પ્રકૃતિનો અંગત પ્રત્યાઘાત છે. વિવેચનમાં બિનઅધ્યાપકી ને અધ્યાપકી એવા વ્યવસાયલક્ષી ભેદ પાડવા કરતાં સાચું કે ઉત્તમ વિવેચન અને કૃતક કે અધમ વિવેચન એવા ભેદ પાડવા વધારે ઉપકારક નવડે. એથી વિવેચનમાં ઇષ્ટાનિષ્ટ લક્ષણો અંગે વધારે સ્પષ્ટતા થાય ને કલાકૃતિની મુલવણીના સાચાખોટા ગજ પારખી શકાય. વળી, કેટલાંક શાસ્ત્રોમાં પ્રવેશ કરાવવા માટે શાસ્ત્રીય વિષયનું સાદું પૃથક્કરણ કરી સરલીકરણ કરવાનું પ્રયોજન હોય છે. આવું વિવેચન કંઈક ચોકઠાબંધ થાય છે એ ખરું, પણ તેમ છતાં વિષયપ્રવેશ માટે અનિવાર્ય પણ ગણાય.

પણ અહીં વિદ્યાપીઠોમાં ચાલતી વિવેચનપ્રવૃત્તિનો બચાવ કરવાનો મારો આશય નથી. એ પ્રવૃત્તિમાં જો અધ્યાપક-વિવેચક પૂરો જાગ્રત ને જ્ઞાનસજ્જ ન હોય તો ઘણો અનર્થ થવાનો સંભવ છે જ. સામાન્ય રીતે

આપણો અધ્યાપક અધ્યાપનકાર્ય કરતાં વિવેચનની ધરેડમાં ચાલવાનું પસંદ કરે છે, કૃતિ વિશે આજ પહેલાં જે કહેવાઈ ગયું હોય તેનો હવાલો આપીને એ સંતોષ અનુભવે છે. કોઈ વળી પોતાનાં ગૃહીતો આગળ કરીને વૈયક્તિક ગમા-અણગમા પ્રગટ કરવાનું તાકે છે. વર્ગમાં થતા વિવેચનની એક વિશિષ્ટ જવાબદારી છે. પોતાની સામે મંડાઈ રહેલી આંખોમાં અધ્યાપકે જિજ્ઞાસાની ઝલક જોવાની છે ને એ જિજ્ઞાસા સંતોષવાનો પ્રયાસ કરવાનો છે. વિદ્યાર્થી આગળ આપણે જે રજૂ કરીએ છીએ તે એની સાહિત્યરુચિ જગાડવામાં ને તેનું ઘડતર કરવામાં, તેને કેળવવામાં સાધનરૂપ બનવાનું છે એવો ખ્યાલ રાખવાનો છે. આથી આપણા અભિપ્રાયો સ્પષ્ટ હોય, સમતોલ હોય એ ખાસ આવશ્યક છે. આપણે એને કોઈ સાચા-ખોટા વિવેચનસૂત્રો પકડાવવાનાં નથી, કૃતિનો આસ્વાદ કરાવવાનો છે, તેની બધી બાજુએથી સમીક્ષા કરી તારતમ્યબુદ્ધિથી બાંધેલા અભિપ્રાયો મૂકવાના છે. આપણને ગમતી ટીકા કે પ્રશંસા આપીને વિદ્યાર્થીમાં બુદ્ધિભેદ જન્માવવાનુ, સહૃદય-ધર્મને કોરે મૂકીને અસમતોલ, એકાંગી ચુકાદા આપવાનુ અધ્યાપકનું કામ નથી એની વિદ્યાપ્રવૃત્તિથી વિદ્યાર્થીમા વિવેકબુદ્ધિ જાગ્રત થાય એ જોવાનુ એનું કામ છે આને માટે અધ્યાપકમા કાવ્યશાસ્ત્રાદિના અવેક્ષણથી પ્રાપ્ત થયેલી પૂરી સજ્જતાની ને નિર્મળ રુચિની અપેક્ષા રહે છે સત્યનિષ્ઠ, વિવેકપૂત દૃષ્ટિવાળો વિવેચક કૃતિઓ ઉપરથી અભિપ્રાયો બાંધે છે, અભિપ્રાયમા કૃતિઓને બાંધતો નથી અધ્યાપક-વિવેચક તેને જેની પૂરી જાણકારી હોય, પ્રતીતિ હોય તેને વિશે જ બોલે એમા કશું ખોટું નથી, બલકે એ જ યોગ્ય છે એ કામુ કે કાફકાને બદલે નવલરામ કે નિરંજન વિશે વધારે પ્રતીતિ-પૂર્વક કહી શકતો હોય તો તે જ કહે, એમા આપણે નાહક તકરાર નહીં કરીએ કશુ અપરિચિત ને અધૂરું – ને કદાચ એ જ કારણે મોહ પમાડતું – હાથમાં આવતાં તેને વિશે સર્વજ્ઞની અદાથી કરેલી વાત કરતા આપણને જેનો પરિચય છે તેને વિશેની વાત વધારે શ્રદ્ધેય ગણાય હાથી સૂપડા જેવો કે થાભલા જેવો છે એવા વર્ણન કરતા જેનો સર્વાંગ પરિચય છે એવા પ્રાણી વિશેનુ આપણું વર્ણન સાચુ હોવાનો સંભવ વધારે. આપણો વિદ્યાર્થી, જો એની સાહિત્યરુચિ કેળવાઈ હશે તો ભવિષ્યમા કોઈવાર વર્ગમા આપણાથી બોલાયેલા બોલનો તોલ કરવાનો છે એ વાત મનમા રાખવી સારી

વિદ્યાપીઠોના અભ્યાસક્રમમા કલાકૃતિઓ ને વિવેચનસિદ્ધાન્તોનો અભ્યાસ નિયત થયો હોય છે, પણ એનુ અધ્યાપન કોઈ સારાં પરિણામો

-લાગી શક્યું હોય એવું દેખાતું નથી. કલાકૃતિઓને સાહિત્યસિદ્ધાન્તોના પ્રકાશમાં જોવામૂલવવાની સ્વતંત્ર દૃષ્ટિશક્તિ વિદ્યાર્થીને પ્રાપ્ત થતી દેખાતી નથી. આપણો અધ્યાપનકાર્યક્રમ અદ્યતન સાહિત્યપ્રવાહોના પરિશીલન સુધી પહોંચતો નથી ને તેથી વિદ્યાર્થી વિદ્યાપીઠની બહાર થતી સાહિત્યપ્રવૃત્તિથી કંઈક અંશે અજાણ ને અસ્પૃષ્ટ રહે છે. જૂની કૃતિઓની તપાસ નવી વિવેચન વિભાવનાઓના સંદર્ભમાં વધુ કરવા જેવી છે. એથી એ કૃતિઓ ને નવું વિવેચન પણ કસોટીએ ચઢશે. પ્રતિષ્ઠિત કૃતિઓ ને સાહિત્યકારોના પુનર્મૂલ્યાંકનનો અવસર વિદ્યાપીઠોનો અભ્યાસક્રમ આપે છે, પણ આપણા શોધપ્રબંધો, મહાનિબંધો જોતાં તેનો પૂરો લાભ લેવાતો હોય એમ જણાતું નથી. પ્રજાકીય રુચિની કેળવણીની દૃષ્ટિએ, પ્રજાકીય સંસ્કારસંપત્તિના પોષણસંવર્ધનની દૃષ્ટિએ આ પરિસ્થિતિ જરૂર ચિંતા ઉપજાવે એવી છે. સન્નિષ્ઠ, વિદ્યાનિષ્ઠાવાળા, જ્ઞાન અને રસને જીવનનું એક ઉદાત્ત મૂલ્ય સમજનાર સૌ અધ્યાપકોએ આનો ઉપાય વિચારવાનો છે.

વિદ્યાપીઠો બહાર પણ વિવેચનપ્રવૃત્તિ થાય છે. આપણાં વર્તમાનપત્રો ને સામયિકોનાં કેટલાંક પાનાં વિવેચન રોકે છે. રેડિયો, પરિસંવાદો આદિ માધ્યમોનો ઉપયોગ પણ વિવેચનો માટે કરવામાં આવે છે. કેટલાંક સામયિકો તો માત્ર સાહિત્યવિવેચન જ આપે છે. આ પ્રવૃત્તિ સારી રીતે ચાલતી હોય તો તેથી પ્રજાકીય રુચિક્ષેપને પોષવાસંસ્કારવાની દિશામાં ઘણું કામ થાય. પત્રોમાં સાહિત્યતત્ત્વવિચાર થાય, વિવેચનના સંપ્રત્યયો તપાસાય ને સર્જાતા સાહિત્યની સમીક્ષા કરાય. 'ટાઇમ્સ લિટરરી સપ્લિમેન્ટ'માં થાય છે તેવું, ઊંચા ધોરણનું વિવેચન થાય તો તેમાંનું કેટલુંક ગ્રંથસ્થ પણ થાય. આનંદશંકરે "વસંત" દ્વારા ને વિજયરાયે "કૌમુદી–માનસી" દ્વારા કેટલુંક ઉત્તમ ને ચિરંજીવ વિવેચન આપ્યું છે. આવાં વિવેચનોને સ્થલ–સમયની મર્યાદા વધારે નડે છે; પત્ર કે સામયિકનાં નિયત પ્રકાશનસમય ને પૃષ્ઠસંખ્યાને લક્ષમાં રાખતાં ક્યારેક ઉતાવળે, પેંગડે પગ રાખીને લખવું પડે કે ટૂંકામાં પતાવવું પડે. સર્જાતા સાહિત્યનો પરિચય કરાવતાં સારાં ને નરસાં, અલ્પસત્ત્વ ને ઉત્તમ એવાં પુસ્તકો ઉપર કલમ ચલાવવી પડે. આદર્શ વિવેચક તટસ્થ હોય, નિષ્પક્ષ હોય, નીડર હોય એ ખરું, પણ સમકાલીન કૃતિઓની સમીક્ષામાં આપણા વિવેચકને અંગત રાગદ્વેષ, આ કે તે છાવણીમાં રહી પોતાની ધજા ફરકાવવાનો લોભ, મુરબ્બીઓની બે આંખની શરમ વગેરે નથી જ નડતાં એવું નથી. કોઈવાર સમીક્ષક પોતાને

ગમતા ગજથી માપી એક કૃતિની પ્રશસા કરે ને એવી જ બીજી કૃતિની નિદા કરતો જણાય ત્યારે વહેમ જાય કે પ્રશસ્ત કૃતિનો કર્તા એની વગનો, ને નિદાસ્પદ કૃતિનો કર્તા સામી છાવણીનો તો નહિ હોય! આવુ અહી જ બને છે ને આજે જ બને છે એવુ નથી સર્જન કરતા વિવેચન સીધી રીતે લોકાભિમુખ હોઈ, લોકશિક્ષણની વધારે સીધી પ્રવૃત્તિ હોઈ એમા વ્યવહારના રાગદ્વેષાદિ તત્ત્વોનો પ્રભાવ વધારે સીધી રીતે પડે ને તેને દૂષિત કરે એ ઘણે અશે બુદ્ધિની નીપજ હોઈ એમા બુદ્ધિના આગ્રહો, પૂર્વગ્રહો ને અપ્રમાણિકતા પ્રવેશે ને તેને અસ્વચ્છ કરે નવીન ગણાઈશુ કે જુનવાણી ગણાઈ જઈશુ એવા ધ્યાનથી થતા વિવેચનમા ચિત્તનો મુક્ત વ્યાપાર નથી, ઓશિયાળાપણુ છે, નિર્મળ રુચિ નથી રુચિદુષ્ટતા છે પોતાને જે નથી ગમતુ તે ન કહેવામા જેમ અપ્રમાણિકતા છે તેમ પોતાને જે ગમે છે તે ન કહેવામા પણ અપ્રમાણિકતા છે

વિવેચનવૃત્તિનુ પ્રભવસ્થાન તો કૃતિની રસાત્મકતામા છે કૃતિમાથી જાગતો રસાનદ માત્ર બુદ્ધિએ પ્રાપ્ત કરેલો કે બુદ્ધિથી માણવાનો વિષય નથી ચિત્તની વિવિધ શક્તિઓની એકાગ્ર અભિમુખતાથી એ પ્રાપ્ત થાય છે કૃતિના પરિશીલનથી થયેલો આનદ વ્યક્ત કરવામા પછી બુદ્ધિની તેની કાવ્યશાસ્ત્રાદિના અવેક્ષણથી મેળવેલી સજ્જતાની અપેક્ષા રહે છે બીજી રીતે કહીએ તો પ્રથમ વિવેચકે કૃતિના કેદ્રમા રહેલા રસાનદની અનુભૂતિ કરવાની છે ને પછી એ અનુભૂતિના કારણો શોધતા રચનાના વ્યાકરણની તપાસમા ઊતરવાનુ છે આવી તપાસમા તે રચનાકૃતિના ઘટક અશોના પરસ્પર વિનિયોગનુ ઔચિત્ય તપાસે છદ અલકાર શબ્દ લય સમગ્ર શૈલીકાક તપાસે ને પોતાને થયેલા આનદનુ કારણ શોધે તેમ તેનુ વાજબીપણુ સિદ્ધ કરે કૃતિના કેદ્રભૂત રસાત્મક તત્ત્વની અનુભૂત પ્રતીતિ વગર કૃતિના આ કે તે ઘટકની એની પથે પણ અકૃતાર્થ રહે એવુ રચનાના વ્યાકરણની જ આલોચના કરીને વિરમી જતું વિવેચન કૃતિના આસ્વાદ્ય તત્ત્વને પામવામા ભાગ્યે જ ઉપકારક થાય એમા તો વસ્તુને શુ જાણે વ્યાકરણી કહેવા વારો આવે

સ્પષ્ટ રીતે કહીએ તો વિવેચક કૃતિના વિવેચન કરતા કૃતિનો જ પ્રત્યક્ષ પરિચય મેળવે ને તેના આસ્વાદમાથી જ પોતાનો સ્વતત્ર અભિપ્રાય પામે એ ઇષ્ટ સ્થિતિ છે રચનાકૃતિના સીધા પરિચય વગર, તેને વિશેના અભિપ્રાયો વાચીને કૃતિને પામ્યાનો સતોષ લેવાનુ સારુ નથી વિવેચન

ગ્રંથો વાંચીને ભેગા કરેલા અભિપ્રાયોના ખડકલાથી માહિતીરૂપ જ્ઞાન વધે, પણ તેથી સાહિત્યરુચિ ભાગ્યે જ કેળવાય. બીજાના જે અભિપ્રાયો આપણે જાણ્યા તે તેણે તો કૃતિના પરિશીલનથી મેળવ્યા હોય, એના સ્વકીય રસાસ્વાદના પરિણામરૂપ હોય, એણે સાહિત્યપ્રવાહના વિશિષ્ટ સંદર્ભમાં એ બાંધ્યા હોય. આપણે એને વળગી પડીએ ને બીજાને વળગાડવા જઈએ ત્યારે બધું અનાધાર લાગે આવી પ્રવૃત્તિ જાતને અને બીજાને છેતરવા જેવી ગણાય. બીજાને છેતરવા જેવી એટલા માટે કે ઓછા સજ્જ ભાવક આવા વળગાડને વશ થઈ જાય છે ને કૃતિને જાણ્યા વગર જ તેને વિશે સારું કે નરસું માનવા પ્રેરાય છે. કોઈવાર સર્જક પણ આવા વિવેચનની પકડમાં આવી જાય છે ને તેને નજર આગળ રાખી સર્જનપ્રવૃત્તિ કરે છે. આમ તો પ્રતિભાશાળી સર્જક સ્વતંત્ર રહી શકે, પણ ઓછી શક્તિવાળા સર્જક ઉપર એની અસર જરૂર થાય છે કોઈપણ જમાનામાં પ્રવર્તતા કલાવિષયક ખ્યાલોમાં રહેલી ક્ષતિઓ કે વિકૃતિઓ જોવી હોય તો તે મધ્યમકલાના સર્જકની કૃતિમાંથી સહેલાઈથી જડે

પ્રજાકીય રુચિકોષને કેળવવાનું, તેને સંસ્કારવાનું ને સમૃદ્ધ કરવાનું સર્જકનુ કાર્ય, વિવેચકના કાર્યની અપેક્ષાએ કંઈક પરોક્ષ રીતે ને સૂક્ષ્મ સ્તરે ચાલતુ હોય છે તેથી સર્જકનો અનન્યપરતંત્રતાનો, "સ્વાન્તઃ સુખાય"નો દાવો એક દૃષ્ટિએ સ્વીકારી શકાય ને બને, પણ વિવેચકનો એવો દાવો ભાગ્યે જ સ્વીકાર્ય બને. એ સાહિત્યપદાર્થને તપાસે છે, એનુ પૃથક્કરણ, વિવરણ ને મૂલ્યાંકન કરે છે ત્યારે તેમાં એને થયેલા આનંદની અભિવ્યક્તિ જ એને અભિપ્રેત નથી, પોતાના રસાનુભવનો અન્યના અનુભવ સાથે તાળો મળે, પોતાના અભિપ્રાયનો સ્વીકાર થાય એવી વાસના પણ એને રહે છે એની પ્રવૃત્તિ સર્જકની પ્રવૃત્તિ કરતાં વધારે સીધી રીતે સમાજાભિમુખ છે, સમાજના પુરસ્કાર–તિરસ્કાર ઉપર આધાર રાખનારી છે, કેમ જે એ જો પ્રમાણિક હોય તો એણે સહૃદયની રુચિ કેળવવાની જવાબદારી સ્વીકારેલી છે. લોક, શાસ્ત્ર, કાવ્ય આદિના અવેક્ષણની, એટલે જ, સર્જનના કરતાં એના કાર્ય પરત્વે વધારે અપેક્ષા રહે છે સર્જક જીવનના કોઈ એકાદ ખંડને પોતાનુ ક્ષેત્ર કરીને એમાં જ રમમાણ રહી ઉત્તમ કૃતિઓ સર્જી શકે, પણ વિવેચક માટે તો સાહિત્યના આખા પ્રવાહની, વિવેચન વિષય બનેલી કૃતિ સાથે અન્ય કૃતિઓની, સર્જનનાં સમાજગત પ્રેરકપોષક બળોની પૂરી જાણકારી આવશ્યક છે. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમના ‘ વિવેચનની પ્રતિષ્ઠા ’ નામક વ્યાખ્યાનને

અંતે વિવેચકની સજ્જતા, વિવેચનનો ઉદ્ભવ, આદર્શ ને આશય, તેની સફળતા ને કૃતાર્થતા વિશે જે કહ્યું છે તે મને જચ્યું છે એટલે એમના એ વ્યાખ્યાનની છેલ્લી કંડિકા આપીને મારું વ્યાખ્યાન પૂરું કરું છું. તેઓ કહે છે : 'વિવેચક માટે प्रमाणम् अन्तःकरण प्रवृत्तय એ આદર્શ સ્થિતિ છે એ દુઃસાધ્ય છે, પણ અશક્ય નથી. लोकशास्त्रकाव्याद्यवेक्षणात् निपुणता તેણે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ. ભિન્ન ભિન્ન પ્રજાઓના ગ્રન્થમણિઓનું પરિશીલન, તેમાંથી મન્યશાસ્ત્રીઓએ તારવેલા સિદ્ધાન્તોનું પર્યેષણ, શિષ્ટ ગ્રંથોના સ્વકીય વિમર્શના પ્રકાશમાં પરંપરાપ્રાપ્ત સિદ્ધાન્તોનું શોધન એ બધી પ્રાથમિક તૈયારી માટે અભ્યાસીએ સુરુચિ કેળવવી અને દૃઢ કરવી જોઈએ. સુરુચિ કેળવાય અને તે અંતઃકરણનો ગુણ બને ત્યાં સુધી અભ્યાસી સહૃદય સાહિત્યવિષયક નિર્ણયો મોકૂફ રાખે અથવા શોધનયોગ્ય ગણે. સુરુચિ દૃઢ થતાં, એટલે કે વિવેચનનેત્ર ઊઘડતાં સિદ્ધાન્તોનો સીધો વિનિયોગ કરવો રહેશે નહીં, ગ્રંથમણિ એને વારંવાર સંભારવા પડશે નહીં, વિવેચકનું અખંડ વ્યક્તિત્વ વિવેચનવિષયથી સહજ સ્ફુરી આનંદપર્યવસાયી, સત્યપ્રતિપાદક ને સૌષ્ઠવયુક્ત વિવેચનોમાં પ્રગટ થશે. વિવેચકની એ ધન્યતા હશે. વિવેચનની એ ગરવી પ્રતિષ્ઠા હશે.''



અધિવેશનના વિભાગીય અધ્યક્ષો



સાહિત્યસંગમ વિભાગ
**શ્રી ચંદ્રવદન મહેતા**



પુરાતત્ત્વ અને સંશોધન વિભાગ
**ડૉ. હરિવલ્લભ ભાયાણી**

## અધિવેશનના વિભાગીય અધ્યક્ષો



વિવેચન (સિદ્ધાંત અને વિવેચનસાહિત્ય) વિભાગ

શ્રી જયંત પાઠક

અનુસન્ધાનું ધાર્યું છે સામાન્ય રિવાજ એવો છે કે ભાષણમા એ પરિષદ-સમેલનના વચગાળામાં થયેલા સંશોધનકાર્યની સવિસ્તર વિગતો આપવી અને તેમનુ મૂલ્ય આંકવુ. અને ભાષણનુ એ અંગ ઘણું ઉપયોગી હોય છે તેમાં કશી શંકા નથી પણ મને લાગે છે કે આ પ્રકારના સર્વેક્ષણની સમસ્યાઓનો અને મુશ્કેલીઓનો પણ હવે આપણે વિચાર કરવો જોઈએ

આપણે જાણીએ છીએ કે ઉક્ત પ્રકારના પ્રયાસોમા મોટે ભાગે તો લખાણો અને લેખકોના નામોલ્લેખથી જ સંતોષ માનવો પડે છે મૂલ્યાંકનને પક્ષે, અહીં તહીં પ્રશસાનાં બેચાર વચનો ફૂલની જેમ વેરવાથી વિશેષ બહુ ઓછુ થઈ શકે છે, રજૂ કરાતી સૂચી પણ અધૂરી અને કાઈક અંશે અસ્ત-વ્યસ્ત રૂપમાં મળે છે મને લાગે છે કે સંશોધનસાહિત્યની સૂચિ( કે સર્વેક્ષણ)-ના વ્યાપ, સ્વરૂપ અને પદ્ધતિને લગતી કશીક ચોક્કસ નીતિ નક્કી કરવી જરૂરી છે સૂચિકારની એક મુશ્કેલી સૂચિમા કોનો સમાવેશ કરવો, કોનો નહીં તે પરત્વે છે સંશોધનવિષયક લેખોમા અપહરણરૂપ, દોહનરૂપ, લોકભોગ્ય, અખબારી અને પરિચયાત્મક લખાણોથી માડીને મૌલિક તથ્યો, વિચારો કે આલોચનાવાળા નિષ્ણાતના લેખો સુધીનો કક્ષાભેદ અને જાતજાતની ભેળસેળ જોવા મળે છે આમાથી પસંદગી કરવાનુ કાર્ય ઘણું દુષ્કર હોય છે બીજી મૂંઝવણ તે ગુજરાતી ભાષામા લખાયેલા સાહિત્યને જ લક્ષમાં લેવુ કે કોઈ પણ ભાષાનુ ગુજરાતને લગતું સંશોધનાત્મક લખાણ પણ સૂચિમા સમાવવુ આમ તો ગુજરાતી સાહિત્ય પરિષદનો સબંધ ગુજરાતીમા રચાયેલા સાહિત્યની સાથે જ ગણાય પણ ભાષા, ઇતિહાસ, પુરાતત્ત્વ વગેરેને લગતુ સંશોધન કોઈ એક જ ભાષાના ચીમાડામા બંધાયેલુ નથી હોતુ અને જ્યા ગુજરાતી લખાણો તે જ વિષયના ઈતર ભાષામા થયેલા સંશોધનનો આધાર લઈને ચાલતા હોય કે તેમની શુદ્ધિવૃદ્ધિરૂપે હોય ત્યા તેમની ગુણવત્તા મૂલવવા માટે તે વિષયમા થયેલા સમગ્ર અદ્યતન કાર્યને લક્ષમા લેવાનુ અનિવાર્ય હોય છે 'વસંતવિલાસ'ને લગતુ કાર્ય અંગ્રેજી અને હિંદીમા, 'નલરાયદવદંતીચરિય' કે 'ઉપદેશમાના – બાલાવબોધ' ને લગતુ કાર્ય અંગ્રેજીમા થયેલુ છે અપભ્રંશને લગતુ ઘણુ મજબૂત સાહિત્ય અંગ્રેજી તથા જર્મનમા છે ગુજરાતી વ્યાકરણને લગતા કાર્ડોના અને મિસ્રાના મહત્ત્વના પુસ્તકો અંગ્રેજીમા પ્રગટ થયા છે સંયુક્ત ક્રિયાપદો અને પ્રેરક રચનાઓને લગતા વિવિધ લેખો અને પુસ્તકો અંગ્રેજી, જર્મન અને હિન્દીમા હમણા હમણાંમાં પ્રકાશિત થયા છે આપણા રસના અન્ય વિષયો માટે પણ અંગ્રેજી

ઉપરાત ફ્રેંચ, જર્મન, રૂસી, ચેક વગેરે ભાષામા કાર્ય થઈ રહ્યુ છે પુરાતત્ત્વને લગતુ તો મોટા ભાગનુ સંશોધનકાર્ય ઇતર ભાષામા જ હોય છે આથી સમગ્ર સાહિત્યને કોઈક રીતે લક્ષમા લીધા વિના સંશોધનસૂચિ બનાવીએ તો તે અનેક દૃષ્ટિએ અધૂરી અને ઓછી ઉપયોગિતાવાળી નીવડશે

પણ બધા કાર્યનો સમાવેશ કરતી અને સામગ્રીનુ વર્ગીકરણ તથા જરૂરજોગી સંક્ષિપ્ત સમીક્ષા આપતી ચોક્કસ નિર્દેશો સાથેની દ્વિવાર્ષિક સંશોધનસૂચિ બનાવવાની નેમ રાખીએ, તો દેખીતા જ એ કામ ઘણુ મોટુ–અને આપણાં પુસ્તકાલયોની કચાશો જોતાં ઘણુ જ કપરુ તેમ જ લાંબો સમય માગી લે તેવુ છે મારા મતે અધ્યક્ષીય વક્તવ્યનુ પ્રધાન લક્ષ્ય તે તે સમયે અગ્રવર્તી બનેલા સંશોધનપ્રશ્નોની ચર્ચા અને તે સંબંધે થયેલા કાર્યનો ઊહાપોહ અને આલોચના–એટલા પૂરતો મર્યાદિત રખાય, અને દ્વિવાર્ષિક સંશોધનસૂચિ માટે કશીક અલાયદી ગોઠવણ કરી શકાય તે ઘણું ઇચ્છવા જેવુ છે અને મારા પૂરતો તો મે એ જ પ્રણાલીનો અહી આદર કર્યો છે

[ ૨ ]

આરંભ હુ ઇતિહાસ અને પુરાતત્ત્વના, વિશેષે કરુ ગુજરાતના ઇતિહાસને લગતા આજસુધીના મોટાભાગના પ્રયત્નોમા અમુક અંશે પુરાણકથા, દંતકથા, લોકકથા કે કિંવદંતીને મુખ્ય આધાર લેખે સ્વીકારીને ચાલવાનુ એક પ્રબળ વલણ દેખાય છે ચિકિત્સક દૃષ્ટિની નબળાઈનુ કે અભાવનુ એ પરિણામ છે ઇતિહાસના જે ગાળાઓને લગતી પ્રમાણભૂત માહીતી ઓછી, અધૂરી કે નહિવત્ હોય તે ગાળાઓને ધર્માચાર્યો રાજપુરોહિતો, ભાટચારણો અને મુગ્ધજનોની કલ્પિત અર્ધકલ્પિત કથાવાર્તાઓથી ભરી દઈને તેમને આધારે ભવ્ય ભૂતકાળનુ ગૌરવ માણવુ એના જેવુ ઇતિહાસનુ વિઘાતક બીજુ કોઈ બળ નથી આ સ્વયપ્રતીત વસ્તુને હમણાના ડૉ હસમુખ સાંકળિયાના દ્વારકાના પુરાતાત્ત્વિક ખોદકામથી મોટુ સમર્થન મળ્યું છે [1] તે ખોદકામ ઉપરથી નિશ્ચિત થાય છે કે હાલના દ્વારકાની નીચે જુદાજુદા સમયની જે ૭ દ્વારકાના અવશેષો મળ્યા તેમા સૌથી જૂની દ્વારકાના અવશેષો ઇ સ પૂર્વે પહેલી–બીજી શતાબ્દીથી વધુ પ્રાચીન નથી, અને શ્રીકૃષ્ણના મંદિરનો હરિવંશમા જે ઉલ્લેખ છે તે ઈસવી છઠ્ઠી શતાબ્દીના દ્વારકામંદિરને

૧ જુઓ ડૉ હસમુખ સાંકળિયાનો 'પુરાતત્ત્વો અને પુરાણ—મહાભારત અને રામાયણ' ( 'સ્વાધ્યાય', ૯ ૧, ઑક્ટોબર ૧૯૭૧ પા ૮૮–૧૧૦ ) એ લેખ.

લાગતો હોવાનો ઘણો સંભવ છે ચોથી શતાબ્દી પહેલાંના ભાગમાં દેવમંદિરોનું અસ્તિત્વ જ ન હતું એ પુરાતાત્ત્વિક તથ્ય આ સંબંધમાં આપણે ખાસ યાદ રાખવાનું છે.

વળી ભારતમાં નગરસંસ્કૃતિના આરંભ અને વિકાસને લગતી હકીકતો પણ આંખ ઉઘાડે તેવી છે હડપ્પીય સંસ્કૃતિની પછીના ગાળામાં વિકસેલી જે તામ્રાશ્મયુગીન સંસ્કૃતિઓના પુરાતત્ત્વીય અવશેષો મળ્યા છે તે સંસ્કૃતિઓ અને હડપ્પીય સંસ્કૃતિ વચ્ચે આશરે સાત સો વરસનો ગાળો રહેલો છે—[1] તેમની વચ્ચે સાતત્ય કે સંપર્કના કોઈ પુરાવા મળ્યા નથી. માત્ર સૌરાષ્ટ્રમાં કંઈક અંશે ક્રમશઃ સંક્રમણ થયાનું દેખાય છે ગંગાનદીને કાંઠેના દોઆબના પ્રદેશમાં ઈ સ ૫૦૦ પહેલા કોઈ નગરો વિકસ્યાં ન હતા—તેની શકયતા જ ન હતી. દોઆબ શાલવૃક્ષોનાં જંગલોથી ભરેલું હતુ અને તેની કઠણ જમીન તામ્ર-કાંસ્યયુગમાં સ્થાયી ખેતી માટે પ્રતિકૂળ હતી ચિત્રિત રાખોડી મૃત્પાત્રો ('પી જી વેર')વાળા લોકો (આશરે ઈ. સ પૂર્વે ૮૦૦–૪૦૦)ની પૂર્વે ત્યાં કોઈ મોટી વસાહતો ન હતી ઉક્ત લોકોના કાળમાં પણ મર્યાદિત ખેતીવાળા ગ્રામજીવનનું ચિત્ર જ પ્રાપ્ત થાય છે માત્ર ઔદિચ્ય કાળા ઓપવાળાં પાત્રો ('એન બી. પી વેર')ના સમયમાં જ (આશરે ઈ. સ પૂર્વે ૫૫૦ થી ૧૦૦) મોટા નગર સ્થપાયા. વિશાળ પ્રમાણમાં ખેતી થાય તો જ નગરો ઉદ્ભવે તેવી ખેતી વિપુલ પ્રમાણમા લોઢાના ઓજારો વડે જ શકય તાંબાના ઓજારોથી જંગલો વાઢવાનું કે મોટા પ્રમાણમાં જમીન ખેડવાનુ ન બને આ લોખંડનો જથ્થો બિહારની ખાણોમાંથી પ્રાપ્ત થતા અને લોહધાતુવિદ્યાનું જ્ઞાન વધ્યું ત્યારે જ ઈ સ પૂર્વે ૫૦૦ આસપાસ દોઆબમાં મોટા નગરો વસવા લાગ્યા. આ બધુ જોતા સમજી શકાશે કે યાદવોની મથુરા, પાંડવ-કૌરવોનું હસ્તિનાપુર વગેરે આ સમય પહેલાં માત્ર પૌરાણિક કલ્પના માટે જ અસ્તિત્વ ધરાવી શકે, વાસ્તવિકપણે નહીં જ.

ડૉ. સાંકળિયાએ દર્શાવ્યું છે તેમ પુરાણોમા જેમનો અસુરોના લોખંડના, ચાંદીના અને સોનાના એમ ત્રણ પુરના રૂપે 'કુગાલો' થયેલો છે, તે ત્રિપુર (=હાલનું જબલપુર પાસેનું તેવર) નગર તરીકે ઈસની ઈ સ પૂર્વે છઠ્ઠા–સાતમા શતકમા સ્થપાયેલું, અને તે માટે લોઢાની ધાતુનો વપરાશ કારણ

1 આ અંશ માટે મુખ્યત્વે ડી પી અગ્રવાલકૃત The Copper–Bronze Age in India (૧૯૭૧) એ પુસ્તકનો આધાર લીધો છે

જૂન હતો. એ યાદ રાખવાનું છે કે ભારતમાં લોહયુગના આરંભ માટે હજી સુધી ઈ. સ. પૂર્વે ૮૦૦ પહેલાંના પુરાવા નથી મળ્યા. આમ ભારતમાં પ્રવેશેલા આર્યોનો વિજય તેમના લોઢાની ધાતુના વપરાશના જ્ઞાનને આભારી હોવાની અટકળ પણ ખોટી ઠરી છે. આર્યોના આગમન અને હડપ્પીય સંસ્કૃતિ સાથેના તેમના સંપર્ક અંગેની પહેલાંની કાચી અટકળો પુરાતત્ત્વે તોડી પાડી છે. ઘોડો અને ચાવળ આર્યો પોતાની સાથે લાવ્યાની વાત હવે પડતી મુકાઈ છે. ઘોડો પ્રાગ્-હડપ્પીય તેમ જ હડપ્પીય સંસ્કૃતિમાં જાણીતો હતો અને લોથલમાંથી ચોખાના દાણાના અવશેષ મળ્યા છે. કાર્બન –૧૪ ને આધારે કરેલા સમયનિર્ણય અનુસાર હડપ્પીય સંસ્કૃતિના પાટનગર વિસ્તારોનો સમય આશરે ઈ. સ. પૂર્વે ૨૩૫૦ થી ૨૦૦૦ નો તથા સીમાવર્તી વિસ્તારોનો (જેમાં લોથલ વગેરે ગુજરાત-સૌરાષ્ટ્રના પ્રદેશો પણ આવી જાય છે) સમય આશરે ઈ. સ. પૂર્વે ૨૨૦૦ થી ૧૭૦૦ નો નક્કી થયો છે. તામ્રાશ્મયુગીન સંસ્કૃતિઓના અવશેષો પરથી ડૉ. અગ્રવાલે કાઢેલાં તારણોમાંથી થોડાંક આ પ્રમાણે છે :

(૧) આશરે ઈ. પૂ. ૨૦૦૦–૧૬૦૦ ની બનાસકાંઠાની તામ્રાશ્મયુગીન સંસ્કૃતિ (દક્ષિણ રાજસ્થાનના અહાડ અને ગિલુંદમાંથી પ્રાપ્ત અવશેષો)-નાં કેટલાંક લક્ષણો હડપ્પીય સંસ્કૃતિનો પ્રભાવ સૂચવે છે,

(૨) તે સંસ્કૃતિનાં મૃત્પાત્રોના આકારો અને ચિત્રાંકનોમાં પશ્ચિમ એશિયાઈ લાક્ષણિકતાઓના અણસાર છે;

(૩) કાળાં–રાતાં મૃત્પાત્રો ('બ્લૅક ઍન્ડ રેડ વેર')ના અવશેષોના ઉત્તરોત્તર અર્વાચીન સમયનિર્ણયને આધારે તે લોથલમાંથી બનાસકાંઠાની સંસ્કૃતિમાં પ્રસર્યા હોવાનો સંભવ છે.

આ તારણોને પ્રાચીન આર્યોની ઈ. પૂ. ૨૦૦૦ લગભગ મેસોપોટેમિયામાં ઉપસ્થિતિ હોવાની હકીકત સાથે સાંકળી લઈ ડૉ. અગ્રવાલ એવો તર્ક રજૂ કરે છે કે બનાસકાંઠાની તામ્રાશ્મયુગીન સંસ્કૃતિવાળા લોકો તે જ ભારતમાં આવેલા આર્યો હોય, તેઓ સૌરાષ્ટ્રમાંથી રાજસ્થાનમાં થઈને પશ્ચિમ દોઆબ તથા પૂર્વ પંજાબ સુધી પ્રસર્યા હોય, સૌરાષ્ટ્રમાં તેઓ સમુદ્રમાર્ગે પ્રવેશ્યા હોય અને ત્યાંની હડપ્પીય સંસ્કૃતિનો અંત લાવી, તે જ સંસ્કૃતિના ઘણા અંશોને અપનાવીને તેઓ ભારતમાં અન્યત્ર પ્રસર્યા હોય. પણ તેમના આ તર્કનો વૈદિક સાહિત્યમાં મળતા આર્યોના સપ્તસિંધુથી મધ્યપ્રદેશ સુધીના ક્રમિક પ્રસરણ સાથે મેળ બેસે તેમ નથી. વળી પ્રાચીન

સાહિત્યમાં સૌરાષ્ટ્રનો નિર્દેશ પાણિનિથી વહેલો મળતો નથી; અને રાજસ્થાનના પ્રદેશો પણ અજ્ઞાત જણાય છે તે બાબતનો પણ ખુલાસો આપી શકાય તેવું નથી. પણ આ બધામાં કૃષ્ણ અને યાદવોની દ્વારકાના કોઈ દૂરદૂરનાં નામનિશાન પણ દેખાતાં નથી. ઉપરની ચર્ચા ઉપરથી એ વાત પણ સમજાશે કે પ્રાગિતિહાસ ઉકેલવા માટે પુરાતત્ત્વીય અવશેષોનો પૂરતો ઉપયોગ ત્યારે જ કરી શકાય, જ્યારે સમયનિર્ણયને લગતી, વસતિમ્થાનના ભૌગોલિક પરિવેશને લગતી તથા ટેક્નોલૉજીના વિકાસને લગતી વિચારણા સંયુક્તપણે કરવામાં આવે. માત્ર એક જ વિદ્યાશાખામાં અલગપણે થતા સંશોધનકાર્યની મર્યાદાઓ હવે ઉઘાડી પડવા લાગી છે. સંશોધક માટે સંલગ્ન એવી વિદ્યાશાખાઓનું જ્ઞાન તથા વિવિધ વિષયના નિષ્ણાતોનો સહયોગ પ્રાપ્ત કરવાનું અનિવાર્ય બની રહ્યું છે.

[ ૩ ]

પુરાતાત્ત્વિક સામગ્રી પરથી ઐતિહાસિક નિષ્કર્ષો તારવવા માટે વિવિધ વિષયના નિષ્ણાતોનો સહયોગ અનિવાર્ય બન્યો હોવાનું એક વધુ ઉદાહરણ આપણને સિંધુલિપિને ઉકેલવાના કેટલાક અદ્યતન પ્રયાસોમાં પ્રાપ્ત થાય છે. હડપ્પીય સંસ્કૃતિના અવશેષોમાં મળતી મુદ્રાઓ વગેરે પરનાં લખાણોને ઉકેલવાના લેંગ્ડન, હન્ટર અને હેરાસ વગેરેના આગલા પ્રયાસો[1] પછી હમણાં છેલ્લાં પાંચસાત વરસમાં બે ગંભીર પ્રયાસો થયા છે અને એ બંને પ્રયાસો કરનારાઓએ પોતાને સફળતા મળ્યાનો પણ દાવો કર્યો છે તેમાંનો એક કેટલાક રૂસી વિદ્વાનોએ કરેલો સહપ્રયાસ છે, જેમાં ગણિતજ્ઞો, ભાષાવિદો વગેરેએ સાથે મળીને કામ કર્યું છે તે જ પ્રમાણે બીજા પ્રયાસમાં ગણકયંત્ર, આંકડાશાસ્ત્ર, પુરાલિપિશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાન વગેરેના જાણકાર કેટલાક ફીની વિદ્વાનોએ સહકાર કર્યો છે તો વળી બંને પ્રયાસોનુ નિષ્ણાત અને તલસ્પર્શી વિવેચન પણ બે ભાષાવિજ્ઞાનીઓએ ગણિતજ્ઞોનું આવશ્યક માર્ગદર્શન મેળવીને કરેલુ છે[2]

---

૧. આ આગલા પ્રયાસોનું તારણ ગુજરાતી વાચકોને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીકૃત "હડપ્પા ને મોહેંજો-દડો' એ પુસ્તકના ચોથા પ્રકરણમાં મળશે.

૨. રૂસી તથા ફીની પુસ્તિકાઓનાં તથા તેમનાં નામ વગેરે માટે જુઓ 'લૅન્ગ્વેજ', ૪૬, ૪ (૧૯૭૦), પૃષ્ઠ ૯૫૨ થી ૯૯૭ ઉપર પ્રકાશિત બ્રાઈટ અને ઝ્વેલે-બિલની સમીક્ષા. અહીં એ સમીક્ષાના મુદ્દાઓનો આધાર લીધો છે.

સિંધુલિપિના અભિલેખો માત્ર મુદ્રાઓ, મુદ્રાંકનો, ઠીકરાં અને તામ્રપટ્ટિકા ઉપરના હોઈને કદમાં ઘણા ટૂંકા છે, તેમનો વિષયવ્યાપ પણ ઘણો મર્યાદિત લાગે છે, અને એકેય દ્વૈભાષિક લેખ મળેલો નથી. આથી તેમના ઉકેલ માટે, (૧) લિપિસંકેતો કયાં સ્થાનોએ અને કેટલી વાર વપરાયા છે તેને લગતાં આંકડાશાસ્ત્રીય તારણો, તથા (૨) તે પછીની આંતરિક સૂઝ અને અનુમાનો—એ બે બાબત ઉપર આધાર રાખતી પદ્ધતિને જ અવકાશ છે, અન્ય કોઈ પદ્ધતિને નહીં. પ્રસ્તુત બંને પ્રયાસો આ પદ્ધતિએ જ થયેલા છે. સિંધુલિપિની બે મુખ્ય સમસ્યા તે (૧) લિપિની પ્રકૃતિ અને સ્વરૂપનો નિર્ણય, અને (૨) લખાણોની ભાષાનો નિર્ણય. આ બંને બાબતને લગતા પ્રસ્તુત પ્રયાસોના નિષ્કર્ષનો સાર આ પ્રમાણે છે : મિસરી, એસિરિઆઈ, સુમેરી વગેરે અન્ય પ્રાચીન લિપિઓના સંકેતોની સાથે ગણકયંત્રની મદદથી તુલના કરતાં જણાય છે કે સિંધુલિપિના સંકેતો અમુક અંશે શબ્દવાચક ને અમુક અંશે અક્ષરવાચક છે. એટલે કે લિપિ 'શબ્દાક્ષરિક' ('લોગોસિલેબિક') છે. લિપિ ડાબેરી નહીં, પણ જમણેરી છે—એટલે કે તે જમણેથી ડાબી તરફ જાય છે. તેના અમુક સંકેતો ધાતુવાચક અને બીજા પ્રત્યયવાચક છે. પહેલાં ધાતુ, પછી પ્રકૃતિ સાધકપ્રત્યય અને પછી પદસાધક પ્રત્યય એવો ક્રમ છે. પૂર્વે કે વચ્ચે લાગ્યા હોય તેવા કોઈ પ્રત્યયો નથી, માત્ર, પાછળ લાગતા પ્રત્યયો જ છે, જેના પરથી એવું અનુમાન અનિવાર્ય બને છે કે લિપિની ભાષા ભારતીય–આર્ય કે મુંડા ન હોઈ શકે, અને તો પછી તે દ્રાવિડી ભાષા જ હોઈ શકે. લખાણોની ભાષા દ્રાવિડી હોવાના મુદ્દા અંગે રૂસી તથા ફીની વિદ્વાનો સહમત છે. પછી આ પ્રયાસોનું વિવેચન કરતાં ઝાઇડ અને ઝ્વેલેબિલે દર્શાવ્યું છે કે હડપ્પીય સંસ્કૃતિના અભિલેખોની ભાષા દ્રાવિડી હોય એ તો અનેક સંભાવનામાંની એક સંભાવના છે. તે તુર્કી કે આલ્તાઈ કુળની પણ કોઈક ભાષા હોઈ શકે અને ઈંગિત, અફઘાનિસ્તાન તથા તુર્કસ્તાનમાંથી પ્રાપ્ત પુરાતાત્ત્વિક અવશેષો સાથેનું હડપ્પીય અવશેષોનું કેટલુંક લક્ષણસામ્ય ધ્યાનમાં લેતા આ વિકલ્પને પણ ચકાસવો જરૂરી છે. વળી લખાણોના જે શબ્દો, વાક્યો વગેરે બેસાડવામાં આવ્યા છે, તેમની જેવી છે તેવી સ્વીકાર્યતાનો આધાર પણ ભાષા દ્રાવિડી હોવાની માન્યતાની સાથે તરે કે ડૂબે તેમ છે

ભાષા દ્રાવિડી હોવાનું સ્વીકારીને ચાલતા પણ તે આદિમ દ્રાવિડી કે આદિમ ઉત્તરી દ્રાવિડી હોવાના વિકલ્પો ધ્યાનમાં રાખ્યા વિના આગળ નહીં વધી શકાય. અને પ્રસ્તુત પ્રયાસોમાં આ બાબતની ઉપેક્ષા થયેલી છે.

આમ લિપિના પ્રકૃતિનિર્ણય માટે ગાણિતિક પદ્ધતિનો લીધેલો આધાર એ સિંધુલિપિના ઉકેલની દિશામાં થયેલું નવપ્રસ્થાન છે અને તેના નિષ્કર્ષો વિશ્વાસપાત્ર છે, પણ એ લિપિપ્રકાર દ્વારા સૂચિત ભાષાપ્રકાર દ્રાવિડી, અલ્તાઈ વગેરે અનેક ભાષાઓને લાગુ પડે એટલો સર્વસાધારણ છે, અને તે (૧) પૂર્વપ્રત્યયો કે અંતઃપ્રત્યયોને બદલે પરપ્રત્યયો, (૨) સ્થિરસ્વરૂપનો શબ્દક્રમ, (૩) વિશેષણાત્મક પદોની પૂર્વસ્થતા—એવાં માત્ર ત્રણચાર લક્ષણો ઉપર આધારિત છે. ઝાઇડ અને ઝ્વેલેબિલના મતે તપાસપદ્ધતિ ભાષાના ઇતિહાસ પરત્વે તથા વર્ણસંકેતોના સંયોજન પરત્વે વ્યવસ્થા અને સમીક્ષક દૃષ્ટિની ખામીવાળી હોવાથી સિંધુલિપિ ઉકેલવાના પ્રસ્તુત રૂસી તેમ જ ફીની પ્રયાસ પ્રતીતિ પ્રગટાવી શકતા નથી.

આ ઉપરાંત હમણાં લોથલ વગેરેના ઉત્ખનનકાર્યની સાથે સંકળાયેલ એસ. આર. રાવે[1] સિંધુલિપિ ઉકેલવાનો એક પ્રયાસ કર્યો છે. લેખોની ભાષા ભારત–યુરોપીય હોવાનો, અને અમુક અંશે તે હિત્તી, ભારત–ઈરાની અને ભારતીય–આર્ય (વૈદિક ભાષા)ને મળતી હોવાનો તેમનો તર્ક છે. પરંતુ ઉપર્યુક્ત રૂસી–ફીની પ્રયાસોનાં લિપિ અને ભાષાને લગતાં અનુમાનો પોતાની અટકળોથી તદ્દન જુદા હોવા છતાં રાવે એ ગંભીર પ્રયાસોની ચર્ચા કે આલોચના નથી કરી, અને ભાષા, ભારત–યુરોપીય માનવાથી ઉદ્‌ભવતી સમસ્યાઓનો પણ ઘટતો વિચાર નથી કર્યો ઉપરાંત તેમની ઉકેલપદ્ધતિ અનુસાર અટકળેલા શબ્દોનું સ્વરૂપ અને રચના ભારત–યુરોપીય કે ભારતીય–આર્ય શબ્દસ્વરૂપ અને શબ્દરચનાની સાથે મૂળભૂત બાબતોમાં વિસંવાદી જણાય છે. તેમનો પ્રયાસ ઉપર્યુક્ત બે પ્રયાસોની સરખામણીમાં ઘણો નબળો હોવાનું દેખાઈ આવે છે

[ ૪ ]

ઇતિહાસ અને પુરાતત્ત્વની પછી હવે હું સાહિત્યસંશોધનને લગતી બેચાર બાબતોનો ઊહાપોહ કરીશ. આરંભ મધ્યકાલીન સાહિત્યને લગતા એક સર્વસાધારણ મુદ્દાથી કરું

સાહિત્યની અંતિમ મુલવણી રસવત્તા અને મૌલિકતાના ધોરણે જ કરવી જોઈએ એ માન્ય સિદ્ધાંતનું તાત્પર્ય એવું નથી કે સાહિત્યને બીજી

૧. જુઓ તેમનો લેખ 'ઇન્ડસ સ્ક્રિપ્ટ ડિસાયફર્ડ' ('ધ ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિઆ', ૧૨–૧૨–૭૧, પૃષ્ઠ ૨૧–૨૫).

કોઈ રીતે ન જ તપાસાય કે તેની તપાસ એટલી જ સાર્થક અને રસિક ન નીવડે. હકીકતે સાહિત્યનું સાંસ્કૃતિક પ્રયોજન પણ અતિશય મહત્ત્વનું છે. તે તે યુગ કે પ્રદેશના સાહિત્યની વિશિષ્ટ પ્રકૃતિ અને સ્વરૂપનો ખુલાસો તેના સાંસ્કૃતિક સંદર્ભ અને પ્રયોજનોને આધારે જ મળે. ઉપરાંત તે તે સાહિત્યના આસ્વાદ માટે પણ અમુક અંગે, ઉપર્યુક્ત બાબતોની નોંધ લેતો દૃષ્ટિકોણ અપનાવવો પડશે. આપણા મધ્યકાલીન સાહિત્યને આ વાત ખાસ લાગુ પડે છે. મધ્યકાલીન રચનાઓના બહિરંગ તેમ જ અંતરંગને તે સમયના સાંસ્કૃતિક-સામાજિક પરિવેશની સાથે સાંધીને જોવાતપાસવાનું કામ આપણે વ્યવસ્થિતપણે હાથ ધરવું જોઈએ. સમાજના કયા વર્ગને માટે કયા વર્ગના લેખકોએ એ સાહિત્ય રચેલું ? તેના વડે સમાજની કઈ જરૂરિયાતો પુરાતી ? તેના પર અન્ય પ્રાચીન, સમકાલીન અને ઇતર-પ્રદેશીય સાહિત્ય અને પરિબળોનો શો પ્રભાવ હતો ? સામગ્રી અને સ્વરૂપની બાબતમાં કઈ પરંપરાઓનું અનુવર્તન થતું હતું ?—આ બધાં તત્ત્વો તેમ જ રચનાનું પાઠ્ય નહીં પણ શ્રવ્ય સ્વરૂપ તેની સામગ્રી, ઘાટઘૂટ, શૈલી, ભાષા વગેરેનો નિર્ણય કરવામાં કેવો ભાગ ભજવતાં ? પૂર્વ પરંપરાને જાળવી રાખવાનો આદર્શ યુગબળોના આઘાત નીચે વ્યવહારમાં જાણ્યેઅજાણ્યે કેટલો અને કેવો પરિવર્તિત થતો રહેતો ?—આવા આવા પ્રશ્નોને અનુલક્ષીને કૃતિને તપાસીએ તો જ તેના અસ્તિત્વનો ઘટતો ખુલાસો મળે.

## [ ૫ ]

મધ્યકાલીન કૃતિઓના અભ્યાસનું તેવું જ બીજું મહત્ત્વનું પાસું તે કથાઘટકો અને કથાપ્રકૃતિની દૃષ્ટિએ કરાતી તપાસ. સંસ્કૃતપ્રાકૃત કથા-સાહિત્યના કયા કથાઘટકો અને કથાપ્રકૃતિઓ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ચાલુ રહ્યાં, તેમાં કેવા ફેરફાર થયા, સમકાલીન ભારતીય તથા વિદેશી સાહિત્યોની સાથે આ બાબતમાં કેવું આદાનપ્રદાન થયું વગેરે વિષયોને લગતા અન્વેષણ માટે ઘણો મોટો અવકાશ છે આ નવી દિશામાં કેટલુંક મૂલ્યવાન કાર્ય નવા સંશોધકોને હાથે થવા લાગ્યું છે. પણ આ વિષયમાં મધ્યકાલીન કથાકોશ, કથાઘટકસૂચિ, કથાપ્રકૃતિની સૂચિ વગેરે જેવી એચાર વ્યવસ્થિત યોજનાઓ હાથ ધરાશે તો જ નક્કર અને સઘન કાર્ય થઈ શકશે.

ભવાઈના અડવાના વેશમાના અડવાનાં પરાક્રમોનું પગેરું અથવા તો 'અરેબિયન નાયટ્સ 'ના આરંભકથાનો અણુસાર નવમીદસમી શતાબ્દીની

પ્રાકૃત કથાઓમાં મળે, અને તેનાં અનેક રૂપાંતરો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં સમયે સમયે ડોકાયાં કરે–તે જોનાર આ પ્રકારના અન્વેષણનાં રસ અને મૂલ્ય સમજી શકશે.

[ ૬ ]

સંશોધનમાં પૂર્વગ્રહ કે ખોટું મમત્વ તથ્ય શોધી કાઢવા કે વાસ્તવિક નિર્ણય તારવવા આડે સૌથી મોટો અંતરાય ઊભો કરે છે દૃષ્ટિ સ્વચ્છ ન હોય તો સંશોધકો ભ્રમનો ભોગ બને અને તેમનો શ્રમ તદ્દન એળે જાય આ સત્યનું એક જ્વલંત ઉદાહરણ આપણને હિન્દી સાહિત્યનો આદિકાલ નક્કી કરવાના કેટલાક આધુનિક પ્રયાસોમાંથી મળે છે.

શરૂઆતમાં કેટલાક હિન્દી વિદ્વાનોએ સમગ્ર અપભ્રંશ સાહિત્યને પુરાણી હિન્દીના સાહિત્ય તરીકે ઘટાવવા પ્રયાસ કરેલો પણ સમજ વધતાં હવે કેટલાકે એ મંતવ્ય તજી દીધું છે પણ જાણે કે આની ખોટ પૂરવી હોય તેમ બીજા કેટલાક વિદ્વાનો એવી માન્યતાનો પુરસ્કાર અને પ્રચાર કરી રહ્યા છે કે સોળમી શતાબ્દી સુધીના સમગ્ર ગુજરાતી–રાજસ્થાની સાહિત્યને પ્રાચીન હિન્દી સાહિત્ય ગણી લેવું. 'ભરતેશ્વર બાહુબલિ રાસ', 'નેમિનાથચતુષ્પદિકા', 'સ્થૂલિભદ્ર ફાગુ', 'વસંતવિલાસ ફાગુ', 'કાન્હડદે પ્રબંધ', 'માધવનલ કામકંદલા' વગેરે સર્વ રચનાઓને તેઓ જૂની હિન્દીની રચનાઓ ગણાવવા લાગ્યા છે આની પાછળની તેમની તર્કસરણી આ પ્રમાણે છે: (૧) ભોજપુરી, વ્રજ, અવધી અને મૈથિલીની જેમ પૂર્વી રાજસ્થાની પણ હિન્દીની એક બોલી છે (૨) પૂર્વી રાજસ્થાની અને પશ્ચિમી રાજસ્થાની બંને એક જ પ્રદેશની હોવાથી સમગ્રપણે રાજસ્થાની એટલે હિન્દીની એક બોલી. (૩) પશ્ચિમી રાજસ્થાની અને ગુજરાતી પંદરમી શતાબ્દી સુધી એક હોવાનું અને પછીથી અલગ થયાનું વિદ્વાનો કહે છે, માટે પંદરમી–સોળમી શતાબ્દી સુધીની ગુજરાતી–રાજસ્થાની તે હિન્દીની જ બોલી થઈ. (૪) આથી ત્યાં સુધીનું એ સાહિત્ય પ્રાચીન હિન્દી સાહિત્ય જ કહેવાય (૫) જો એમ ન ગણીએ, અને જૂના રાજસ્થાની–ગુજરાતી સાહિત્યને ઇતર ભાષાનું સાહિત્ય ગણીએ તો પછી હિન્દીમાં આદિકાલીન સાહિત્ય જ રહેતું નથી, અને હિન્દી સાહિત્યનો આરંભ ચૌદમી કે પંદરમી શતાબ્દીથી કરવો પડે. દેખીતા જ આવી સ્થિતિ અકલ્પ્ય છે

ઉપર્યુક્ત વિચારણાના હકીકતદોષો, સમજદોષો અને તર્કદોષો ઉઘાડા છે. સદ્ભાગ્યે હિન્દીના થોડાક વિદ્વાનો આવી આત્યંતિક વિચારણાના પક્ષપાતી

નથી. તેઓનો પણ નિષ્કર્ષ તો ઉપર પ્રમાણે જ છે, પણ ગુજરાત-રાજસ્થાનના વિદ્વાનો તેમના પ્રદેશમાં રચાયેલી પ્રાચીન કૃતિઓની ભાષાને ગુજરાની કે રાજસ્થાની સમજી બેઠા છે એ વાતને ધ્યાનમાં લઈને તેઓ સમાધાનવૃત્તિથી કહે છે કે જે કૃતિઓની ભાષાને હિન્દીવાળા હિન્દી માને, રાજસ્થાનીવાળા રાજસ્થાની માને અને ગુજરાતીવાળા ગુજરાતી માને તે કૃતિઓની ભાષામાં હજી સ્વરૂપભેદ નથી થયો એમ ગણીને તેને ઉક્ત ભાષાઓની પૂર્વભૂમિકા સમજવી. અને તો એ ગાળાની કૃતિઓને પ્રાચીન હિન્દી સાહિત્યની કૃતિઓ પણ જરૂર ગણી શકાય

હિન્દી સાહિત્યના વિદ્વાનોની આવી નિર્ણયરીતિ આપણને પેલા અબુધ ગ્રામજનની યાદ આપે છે, જેણે દેડકું જોઈને ગૂંચવાયેલા ગમારો આગળ બેધડક નિર્ણય આપેલો કે નિઃશંક એ કાં તો ચકલું હોય, નહીં તો પછી મોર તો ખરો જ!

અમુક કૃતિ મગડી સાહિત્યની છે, બંગાળી સાહિત્યની છે કે હિન્દી સાહિત્યની છે—એનો નિર્ણય તે કૃતિની ભાષા કઈ છે તેને આધારે જ થઈ શકે પણ ખરી ખૂબી તો એ છે કે જે કૃતિઓને અન્ય અભ્યાસીઓએ ગુજરાતી-રાજસ્થાનીની ગણી છે, તે જ કૃતિઓને આદિકાલીન હિન્દી સાહિત્યની ગણાવનારાઓએ તેમની ભાષાની વૈજ્ઞાનિક તપાસ કરવાનો કશો જ ગંભીર પ્રયાસ નથી કર્યો. માત્ર અંગત છાપને આધારે જ તેમણે પૃથગ્જનની જેમ નિર્ણય લઈ લીધો છે હકીકતે આ પ્રશ્ન પાયામા ભાષાવિજ્ઞાનનો પ્રશ્ન છે, સાહિત્યનો નહીં. અને દુર્ભાગ્યે આદિકાલીન હિન્દી સાહિત્યની ચર્ચા કરનારાઓ ઘણું ખરું આ વિષય માટેની પ્રાકૃત, અપભ્રંશ, રાજસ્થાની અને ગુજરાતીની તથા ભાષાવિજ્ઞાનની આવશ્યક પ્રમાણમાં જે જાણકારી જોઈએ તેનાથી સજ્જ થયા વિના જ મતસ્થાપન કે મતપ્રદર્શન કરતા રહ્યા છે એ કહેવાની જરૂર નથી કે સાહિત્યકૃતિ કોઈ પણ ભાષાની કે કોઈ પણ પ્રદેશની હોય—તે આખી માનવજાતના દરેક સાહિત્યરસિકની પોતાની જ સંપત્તિ છે આ દૃષ્ટિએ મમત્વ-પરત્વનો કોઈ સવાલ જ રહેતો નથી. પણ હકીકતના પ્રશ્નોનો નિર્ણય તો વૈજ્ઞાનિક દૃષ્ટિ અને પદ્ધતિએ જ થાય. તેમાં ગૌરવસ્થાપનની નહીં, પણ તટસ્થવૃત્તિથી જ અન્વેષણ કરવાનું હોય. ગુજરાતી-રાજસ્થાની કૃતિઓને આદિકાલીન હિન્દી કૃતિઓ ગણાવવાના સમર્થનમાં જે દલીલો અપાઈ છે તે સાવ લૂખી હોઈને સાધારણ તપાસની સામે પણ ટકી શકે તેવી નથી. એ કૃતિઓની ભાષાનું વિશ્લેષણ—સૌભાગ્ય

નહીં, પણ નિષ્ણાતની કક્ષાનું—કરીને સહેજે બતાવી શકાય તેમ છે કે તે ભાષાનું ધ્વનિ, રૂપ, શબ્દ, વાક્ય અને શબ્દાર્થને લગતુ સાતત્ય આજ સુધીની ગુજરાતી-રાજસ્થાનીમાં લાક્ષણિકપણે મળે છે, નહીં કે હિન્દીમા. આ વિષયમાં હિન્દી, રાજસ્થાની અને ગુજરાતીમાં જે અંશ સમાનપણે મળતો હોય તે નહીં, પણ વિશિષ્ટ અંશ જ નિર્ણાયક થઈ શકે.

વળી આઠમી શતાબ્દીમાં ગુજરાત, રાજસ્થાન, મધ્યપ્રદેશ, ઉત્તરપ્રદેશ વગેરે સ્થળોની લોકબોલીઓનાં આગવા સ્વરૂપ વિકસી ચૂકયાં હોવાના પુરાવા આપણને ઉદ્યોતનની ‘કુવલયમાલાકથા’ વગેરેમાથી મળે છે, એટલે પંદરમી-સોળમી શતાબ્દી સુધી એક સમાન ભાષાસ્વરૂપ ઉક્ત પ્રદેશોમાં પ્રચલિત હોવાની માન્યતા પણ તદ્દન નિરાધાર છે અને આ વિષયના અત્યાર સુધીના અનેક ગંભીર અભ્યાસીઓમાથી કોઈએ એવુ કહ્યુ નથી કે હિન્દી, રાજસ્થાની અને ગુજરાતી પંદરમી શતાબ્દી સુધી એક જ હતી કૃતિના કર્તાઓનાં, લહિયાઓનાં, રચનાનાં અને હસ્તપ્રતની પ્રાપ્તિના સ્થળો પણ નિર્ણાયક રીતે ગુજરાત-રાજસ્થાનના છે પરતુ આ વિષયની અન્યત્ર સપ્રમાણ અને સવિસ્તર ચર્ચા કરવાનુ મે ધાર્યું હોવાથી અહી તેના તરફ માત્ર આગળી ચીધી છે

[ ૭ ]

મધ્યકાલીન સાહિત્યના સંશોધન ઉપરથી આપણે લોકસાહિત્યના સંશોધન પર આવીએ. એક અગ્રયાયી તરીકે મેઘાણીએ ઘણું મૂલ્યવાન કાર્ય કર્યું — એ દિશામાં આંખ ઉઘાડી અને હવા પ્રગટાવી. પણ એ પ્રારંભની કૌતુકરાગી અને અહોભાવી દૃષ્ટિના આપણે ભોગ બન્યા અને હવે તો લોકસાહિત્યનો આપણો ખ્યાલ પણ ધૂંધળો અને સેળભેળિયો બની રહ્યો છે (કે બની ગયો છે!) લોકસાહિત્ય, લોકભોગ્ય સાહિત્ય અને લોકસમૂહ માટેનુ સાહિત્ય એ ત્રણે જુદી જ ચીજો છે વળી કંઠસ્થ સાહિત્ય અને ગ્રંથસ્થ સાહિત્ય (કે શ્રવ્ય સાહિત્ય અને પઠનીય સાહિત્ય) એ વિભાગો પણ લોક-સાહિત્ય અને શિષ્ટ સાહિત્યના માત્ર નામાન્તર નથી. મોટા ભાગનુ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય સાભળવા માટે કે કંઠસ્થ કરવા માટે હતુ, પણ માત્ર તે જ કારણે તે બધુ લોકસાહિત્ય નથી ચારણી કે ડિંગળ સાહિત્ય રાજ્યાશ્રયે, રૂઢ પરંપરા અને રચનાશૈલીમા, ખાસ તાલીમ પામેલા હાથે રચાયેલુ સાહિત્ય છે—તે કંઠસ્થ કે લોકભોગ્ય (ને છતા પણ ‘લોકગ્રાહ્ય’ તો નહી જ) હોવાને કારણે લોકસાહિત્ય નથી બની જતુ મધ્યકાલીન સંતસાહિત્ય—પદો,

ભજનો, ધોળો વગેરે—પણ નિશ્ચિત કવિએ, નિશ્ચિત પરંપરા અને શૈલીમાં કરેલી રચનાઓ હોઈને તે પણ લોકસાહિત્ય નથી જ. અને એવી ધાટી અને શૈલીમાં અમુક વ્યક્તિએ કરેલી અર્વાચીન રચનાઓને પણ લોકસાહિત્ય ન જ કહેવાય. પૂર્વપરંપરાથી જે કંઠોપકંઠ જળવાઈને ઊતરી આવ્યું હોય, નિરક્ષર જનતામાં પ્રચલિત હોય, કોઈ જ્ઞાત કર્તાની રચના હોવાનું ન જણાય, અને વ્યાપક લોકજીવનની સામગ્રીવાળી અવિદગ્ધ શૈલીની રચના હોય તે જ લોકસાહિત્ય નામને પાત્ર.

લોકસાહિત્ય અને લોકકથાના સંશોધનનું એક પાસું તે ક્ષેત્રતપાસ દ્વારા લોકસાહિત્યનો સંગ્રહ અને સંકલન, અને બીજું તેટલું જ મહત્ત્વનું પાસું તે સંગૃહીત સામગ્રીનું અધ્યયન. અધ્યયનનું પણ એક અત્યંત રસપ્રદ અંગ તે કથાઘટકો અને કથાપ્રકૃતિને લગતું અન્વેષણ આપણે ત્યાં મોટે ભાગે અસ્પૃશ્ય રહેલા આ પ્રદેશ ઉપર તાત્કાલિક તો આપણું બધું જ લક્ષ આપવું જરૂરી છે પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન ભારતીય તથા વિદેશી સાહિત્યોની સાથે એ દ્વારા લોકસાહિત્યનું અનુસંધાન સ્થપાય છે, તથા સાંસ્કૃતિક આદાનપ્રદાન અને પ્રસરણ અંગે શોધખોળ કરવાનાં વિશ્વાભિમુખ દ્વારો તે ખોલી આપે છે લોકસાહિત્યનું મહિમાડિંડિમ પીટ્યે રાખવાથી કશું જ ન વળે પશ્ચિમનાં વિશ્વવિદ્યાલયોમાં લોકસાહિત્યનું ગંભીર અધ્યયન અનેક દસકાઓથી થઈ ગયું છે, તે વિષયનાં પાયાના વિભાવો, વ્યાખ્યાઓ, પરિભાષા અને રીતિપદ્ધતિઓ નિશ્ચિત થઈ ચૂક્યાં છે અને એક તથ્યલક્ષી સૂક્ષ્મદર્શી વિશાળ સાહિત્યનું નિર્માણ થયેલું છે. તેની દૃષ્ટિ અને પદ્ધતિનો પૂરેપૂરો લાભ લઈને લોકસાહિત્યના સંશોધનને આપણે પણ એક વૈજ્ઞાનિક અધ્યયનની કક્ષાએ સ્થાપવું જોઈએ અને પ્રારંભિક મુગ્ધાવસ્થામાંથી જલદીથી છૂટવું જોઈએ આપણી પાસે લોકસાહિત્યની સામગ્રીનો ભર્યો ભંડાર હોવા છતાં તેના અધ્યયનની કોઈ બલિષ્ઠ પરંપરા સ્થપાઈ નથી, ને તોયે બેચાર ભજના જ માણસોને હાથે થયેલાં પ્રાથમિક કોટિનાં જે-તે કામોથી લોકસાહિત્યનો ઉદ્ધાર થઈ ગયો હોવાનો સંતોષ આપણે કેમ માણી શકતા હઈશું એ એક અણઉકલ્યો કોયડો છે.

[ ૮ ]

સાહિત્યના સંશોધનની ચર્ચા બાદ હવે ભાષાસંશોધનને લગતી થોડીક બાબતો જોઈએ

અનેક જૂના પ્રશ્નોની પુનર્વિચારણા થતી રહેવી જોઈએ તો જ પહેલાંના નિષ્કર્ષોની કચાશો અને શિથિલતાઓ સુધરે અને પ્રગતિ થાય. ઉદાહરણ તરીકે આપણે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ વચ્ચે પ્રાચીનોની દૃષ્ટિએ કેવો સંબંધ હતો એ પ્રશ્ન લઈએ વરરુચિથી માર્કંડેય સુધીના પ્રાકૃત વ્યાકરણકારોએ પ્રાકૃતને સંસ્કૃત ઉપરથી સાધી છે. તેમણે "મહારાષ્ટ્રીમાં બે સ્વર વચ્ચે રહેલા 'ટ'નો 'ડ' થાય છે," "શૌરસેનીમાં તેવા 'ત'નો 'દ' થાય છે" – વગેરે સ્વરૂપે સંસ્કૃતમાંથી પ્રાકૃત બનાવવાના નિયમો આપેલા છે હેમચંદ્રે પ્રાકૃતને સસ્કૃતમાંથી થયેલું કે આવેલું કહ્યું છે ('તત્ર ભવં તતો આગતં વા') તો અભિનવગુપ્તે સંસ્કૃતનુ ભ્રષ્ટસ્વરૂપ ('અપભ્રંશ') તે 'ભાષા' (= પ્રાકૃતો) અને ભાષાનું ભ્રષ્ટ સ્વરૂપ તે 'વિભાષા' (= પ્રાકૃત સિવાયની અન્ય પ્રાદેશિક કે જાતિગત બોલીઓ) એવી સમજણ આપેલી છે પણ આમાંથી એટલું જ સમજવાનુ છે કે પ્રાચીન વ્યાકરણકારોને મતે, જ્યાં 'ઘટો', 'હસતિ' વગેરે બોલવું જોઈએ ત્યા સામાન્ય લોકો અશક્તિને કારણે કે પ્રમાદ વગેરેને કારણે 'ઘડો', 'હસઇ' એમ વિકૃત કે ભ્રષ્ટ બોલે છે, અને વનચરો વગેરે તો આ ભ્રષ્ટ રૂપોને પણ 'વિભ્રષ્ટ' કરીને બોલે છે. માત્ર આ અર્થમા જ પ્રાકૃત ભાષા સસ્કૃતમાંથી થયેલી કે આવેલી હોવાનુ વ્યાકરણકારો કહે છે પણ ભાષામાત્ર સતત પરિવર્તનશીલ છે તેને પરિણામે, અથવા તો સસ્કૃતમાં થયેલા કાલક્રમિક પરિવર્તનને પરિણામે સસ્કૃત ભાષા પ્રાકૃતોરૂપે પરિણમી છે એવી કશી પણ ચોક્કસ સમજ આ નિરૂપણ પાછળ નથી દેખાતી. ભાષાઓનું કાળના પ્રવાહમા થતુ સતત અને નિયમબદ્ધ પરિવર્તન (વિશેષે ધ્વનિપરિવર્તન) એ ૧૯મી શતાબ્દીમા પશ્ચિમમા ઉદય પામેલા ઐતિહાસિક ભાષાવિજ્ઞાનની જ દેણ છે પ્રાચીન વ્યાકરણકારો પાસે આવી કોઈ ઐતિહાસિક ક્રમવિકાસની દૃષ્ટિ હતી એમ માનવા માટે કશો જ આધાર કે પુરાવો નથી શબ્દવ્યુત્પત્તિ કે નિરુક્તિને લગતી તેમની વિચારણામા પણ એકકાલીન કક્ષાએ કરેલુ શબ્દસિદ્ધિનુ જ વિવરણ છે, તેની પાછળ કોઈ ઐતિહાસિક પરિવર્તનના સિદ્ધાંતની સમજ નથી સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ, અથવા સસ્કૃત અને પ્રાકૃત વચ્ચેના વ્યવસ્થિત ભેદોની દૃષ્ટિએ પ્રયોગોનુ પ્રમાણીકરણ–Validation–કરવુ એ નિરુક્તોનુ અને પ્રાકૃત વ્યાકરણોનું સૈદ્ધાન્તિક લક્ષ્ય છે પ્રાચીન પ્રાકૃત વ્યાકરણોનુ જે સ્વરૂપ છે તેનો સતોષકારક ખુલાસો આ દૃષ્ટિએ જ આપી શકાશે..અર્વાચીન ભાષાવિજ્ઞાનની પરિભાષાનો ઉપયોગ કરીને પ્રાકૃત વ્યાકરણોનુ લક્ષણ બાંધીએ તો તેમને

એક પ્રકારના Contrastive વ્યાકરણો કરી શકાય. તેઓ એક ભાષિક Code ઉપરથી બીજો ભાષિક Code બનાવી લેવાના નિયમો આપે છે.

ઉપર્યુક્ત સમજણના પ્રકાશમાં પ્રાકૃત વ્યાકરણકારોના કાર્યને તપાસતાં તેમનું નિરૂપણ કાચું, ખોટું કે છૂટકતૂટક હોવાનો જે દોષ તેમને વારંવાર અપાયો છે તે તદ્દન અસ્થાને હોવાનું જણાશે

[ ૯ ]

ભાષાઓનો ઇતિહાસ ઘણો અટપટો હોય છે તેમાં પ્રવર્તેલાં વિવિધ પ્રવાહો, પ્રભાવો અને પરિબળોને, તથા બધી સંલગ્ન સામગ્રીને ધ્યાનમાં લઈએ તો જ પ્રશ્નોને ઉકેલવાની દિશામાં આગળ વધાય. આ જાણીતી વાત અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતીના ઇતિહાસમાંથી કેવી સમર્થિત થાય છે તે બેત્રણ નાની વિગતોની તપાસ પણ આપણને દેખાડી આપે છે.

હેમચંદ્રે આપેલા અપભ્રંશના વર્ણનમાં કેટલાંક અનન્ય સાર્વનામિક રૂપો ધ્યાન ખેંચે છે : ધ્રુ 'જે, જે કારણે,' ત્રં 'તેથી', તુધ્ર 'તારુ'. આ રૂપો સ્વરૂપે ઘણા જ વિલક્ષણ છે, તેમનુ ઘડતર અને વ્યુત્પત્તિ અસ્પષ્ટ છે અને પ્રકાશિત અપભ્રંશ સાહિત્યમાંથી તેમની કશી ભાળ મળેલી નહીં, તેથી તે કૃત્રિમ હોય અથવા તો કશીક ગેરસમજ કે ગરબડનું પરિણામ હોય એવી કેટલાક વિદ્વાનોને શંકા હતી પણ 'પઉમસિરિચરિય' નામક અગિઆરમી શતાબ્દી લગભગ રચાયેલા એક અપભ્રંશ કાવ્યમાંથી તુ 'તારુ' એવું રૂપ બે વાર વપરાયેલુ મળ્યુ, અને તેથી હેમચંદ્રે નોંધેલા રૂપને કેટલુંક સમર્થન મળ્યું પરંતુ ઉક્ત કાવ્યની એક જ હસ્તપ્રત મળેલી અને તે પણ ઘણી અશુદ્ધ, તેથી હજી પણ આવા રૂપનુ અસ્તિત્વ સાવ શંકાથી પર ન બન્યું. તુજ્ઝુ એવુ નિયમિત રૂપ લહિયાને હાથે ભ્રષ્ટ થઈને તુદ્ધ બની ગયું હોય એવી શંકા પણ લઈ શકાય તેમ હતું. પણ ગુરુ નાનકની રચનાઓમાં અનેક વાર 'તુધુ' શબ્દ વપરાયેલો છે તેના તરફ ધ્યાન જતાં, અને પંજાબીની પોથવાડી બોલીમા તે અત્યારે પણ પ્રચલિત હોવાનુ જાણવામાં આવતા હેમચંદ્રે નોંધેલા તુધ્રની પ્રામાણિકતા અસંદિગ્ધપણે સ્થાપિત થઈ સાથે હેમચંદ્રના કેટલાક અપભ્રંશ ઉદાહરણો પંજાબીભાષી પ્રદેશના હોવાનું તથ્ય પણ આપણને પ્રાપ્ત થયું

[ ૧૦ ]

ભાષાઓના સંપર્ક અને પરસ્પર પ્રભાવની સમસ્યાનું એક ઉદાહરણ જૂની ગુજરાતીની કૃતિઓમા ઠેઠ સોળમી શતાબ્દી સુધી વપરાતો રહેલો

સંબંધવિભક્તિનો '-ચો' પ્રત્યય પૂરું પાડે છે. એ મરાઠીમાંથી આવ્યો હોય, તો પણ તેનો શતાબ્દીઓ સુધી ચાલુ રહેલો પ્રયોગ ખુલાસો માગે છે: આરંભમાં, પ્રતિષ્ઠા ધરાવતી એક નવીનતા લેખે તે સંતોએ રચેલાં પદોમાંથી અંતિમ કડીમાંથી લેવાયો હોય અને પછી એક રૂઢ શૈલીલક્ષણ બનતાં અન્યત્ર પણ, અને ઇતર પ્રકારની રચનાઓમાં પણ, તેને પ્રવેશ મળ્યો હોય. છતાં તેની વ્યાપકતા અને સાતત્ય જોતાં એ ગાળા દરમિયાન મરાઠી અને ગુજરાતીનો ગણનાપાત્ર અને ચાલુ સંપર્ક હોવાનું પણ સૂચવાય છે. 'ઇલા' પ્રત્યયવાળા ભૂતકૃદંતનાં રૂપો વાળી અને મરાઠી ભાષાના પ્રભાવવાળી નરસિંહનાં કોઈ કોઈ પદોની પંક્તિઓથી આ વાતનું સમર્થન થાય છે. તેમ છતાં જ્યારે તે સમયનો ઇતિહાસ આપણને મરાઠીભાષી અને ગુજરાતીભાષી લોકોના સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક સંપર્કોની વિગતે માહિતી આપે ત્યારે જ તેને આધારે આ મરાઠી પ્રત્યયો સાહિત્યિક ગુજરાતીમાં કેમ પ્રવર્ત્યા તેની વિશ્વાસપાત્ર મીમાંસા આપણને મળે. જોઈ શકાશે કે ભાષાના ઇતિહાસની એકાદ ગડી બેસારવા માટે પણ સામાન્ય ઇતિહાસનું કેટલું મહત્ત્વ છે. તેરમી શતાબ્દીના પ્રબંધસાહિત્યમાં સચવાયેલા એક અપભ્રંશ દુહામાં મળતુ તુહાલા (='તારું') એવું વિલક્ષણ સાર્વનામિક વિશેષણ અને ચારણી સાહિત્યના અનેક દુહાઓમાં મળતું 'તોળા' એવું રૂપ, અથવા તો બારમી શતાબ્દી લગભગની અપભ્રંશ રચનામાં 'શોભા'ના અર્થમાં મળતો 'ભવાઈ' શબ્દ – વગેરે બીજાં પણ આ પ્રકારનાં અનેક ઉદાહરણ પ્રાપ્ત થતાં રહે છે.

[ ૧૧ ]

જેમાં અન્ય વિદ્યાશાખાઓના સહયોગમાં કામ કરવાનો અવકાશ હોય અને પરિણામે વધુ ઊંડાણથી ખોજકાર્ય ચલાવી શકાય તે રીતનો એક નૂતન વિકાસ હમણાં ભાષાવિજ્ઞાનના ક્ષેત્રમાં પણ થઈ રહ્યો છે. અર્વાચીન ભાષાવિજ્ઞાન આ પહેલાં ઉચ્ચારણ–ધ્વનિઓના અધ્યયન માટે ભૌતિક વિજ્ઞાનની સહાય લેતું થયેલું. તે પછી તેનાં કેટલાક પાસાં માટે તે ગણિતની મદદ લેવા લાગ્યું—'ઇન્ફોર્મેશન થિઅરી', 'કોમ્યુનિકેશન એન્જિનિઅરિંગ', આંકડાશાસ્ત્ર, 'સેટ થિયરી' વગેરેનો પણ ઉપયોગ થવા લાગ્યો. ગણકયંત્રોના ઉપયોગ પર આધારિત 'કોમ્પ્યુટેશનલ' ભાષાવિજ્ઞાન પણ ગાણિતિક ભાષાવિજ્ઞાનના વિકાસની દિશામાં એક નવું સોપાન છે. તો બીજી તરફ

ભાષા મનુષ્યના વર્તનનો એક પ્રકાર હોઈને તે દૃષ્ટિએ ભાષાસ્વરૂપ અને ભાષાપ્રયોગના કેટલાક વિશિષ્ટ ધર્મો તપાસવા મનોવૈજ્ઞાનિક ભાષાવિજ્ઞાનની નવી શાખાનો ઉદય થયો, અને આ અરસામાં પ્રગટ થયેલા ચૉમ્સ્કીના ક્રાંતિકારી 'ચિત્તવાદી' અભિગમે ભાષાવૈજ્ઞાનિક અધ્યયનમાં માનસિક પ્રક્રિયાને ફરી પ્રાધાન્ય અર્પ્યું. આથી વાણીના ઉત્પાદન અને ગ્રહણ પાછળની સમસ્ત પ્રક્રિયા હવે તપાસવિષય બની છે.[1]

વક્તવ્યનો ચિત્તમાં ઉદ્ભવ થાય ત્યારથી શરૂ કરીને તેને ભાષાકીય અર્થરૂપે ઘાટ અપાય, તે વાક્યના ઢાળામાં ઢળે, તેને શબ્દદેહ મળે અને અંતે ધ્વનિસ્વરૂપ પામીને તે શ્વાસ અને અવયવોના હલનચલન દ્વારા પ્રકટ બને—આ રીતનો વાણીનો પ્રજનન-વ્યાપાર, અને તેથી ઊલટા ક્રમે તેનો ગ્રહણવ્યાપાર—આ બધા અંગે રૂપાંતરણીય-પ્રજનનીય અભિગમ અનુસાર અત્યારે અત્યંત વેગીલી સંશોધનપ્રવૃત્તિ ચાલી રહી છે.

વ્યાકરણ એટલે માત્ર વ્યક્ત વાણીના આધારભૂત ધ્વનિઘટકો અને રૂપઘટકોની વ્યવસ્થાનું વર્ણન જ નહીં—તેનાથી તો ભાષાની સપાટીના બંધારણનો જ ખ્યાલ મળે. વ્યાકરણે પ્રકટ કરવાનું છે તે તો ભાષાનું અંતર્ગત બંધારણ—ભાષકનું ભાષાસામર્થ્ય, તેણે શીખેલાં વાક્યો ઉપરથી તેના ચિત્તે તારવેલી વ્યવસ્થા, જેને આધારે તે અસંખ્ય નવાં વાક્યો આવશ્યકતા પ્રમાણે ઘડી કાઢી શકે છે. ભાષાવિજ્ઞાનમાં આવેલા આ દૃષ્ટિપરિવર્તનથી ભાષાનાં બધાં પાસાંઓનું ઊંડાણથી અધ્યયન કરવાની નવી રીતિપદ્ધતિઓ વિકસવા લાગી છે, અને માનવી જીવન અને વ્યવહારમાં ભાષા જે એક મૂળભૂત વિધાયક અને ધારક તત્ત્વ તરીકે ભાગ ભજવે છે તેની તપાસને પૂરો અવકાશ મળી રહે છે. બીજી તરફ, અર્વાચીન ભાષાવિજ્ઞાનના ઉદ્ભવ પહેલાં પરંપરાગત વ્યાકરણોએ ભાષાના સ્વભાવ અને સ્વરૂપ પરત્વે જે આંતરિક સૂઝ મેળવેલી તેની સાથે પણ આ નૂતન અભિગમથી અનુસંધાન સ્થપાય છે ભાષાકીય પરિવર્તનને-ઐતિહાસિક પરિવર્તનને પણ આ નવી પદ્ધતિએ તપાસવાથી કેટલીક અણઉકલી ગૂંચો ઉકલવાની આશા બંધાઈ છે, અને એક પેઢી પાસેથી બીજી પેઢી બાલ્યવયમાં જે ભાષા ગ્રહણ કરતી

---

૧. આ અંગેની પ્રાથમિક કોટિની માહિતી માટે જુઓ 'અર્વાચીન ભાષાવિજ્ઞાન—તેની એક નૂતન વિકાસદિશાના સંદર્ભમાં' ('પરબ' ૧૯૭૧, ૩, પૃષ્ઠ ૫૨-૬૩) એ લેખ અને તેમાં નિર્દિષ્ટ પુસ્તકો.

હોય છે તેની આ દૃષ્ટિએ ગવેષણા કરીને તે દ્વારા પરિવર્તનની પ્રક્રિયા પર પ્રકાશ પાડવાના ગંભીર પ્રયત્નો થઈ રહ્યા છે.[1]

## [ ૧૨ ]

અર્વાચીન ભાષાવિજ્ઞાને એક ત્રીજી દિશામાં પણ નૂતન પ્રસ્થાન આરંભ્યું છે.[2] તે છે સમાજવિજ્ઞાનીય ભાષાવિજ્ઞાન. કોઈ પણ ભાષાપ્રદેશમાં પ્રવર્તતુ બોલીઓનું વૈવિધ્ય અત્યાર સુધી તો મોટે ભાગે પ્રાદેશિક ભેદોને આધારે તપાસાતું હતું. સામાજિક બોલીભેદો કે પ્રયોગવૈવિધ્યનું એવું કોઈ મહત્ત્વ ધ્યાનમાં આવ્યું ન હતું. પણ ભાષા સામાજિક સંદેશવ્યવહારનું પાયાનુ સાધન હોઈને સમાજના સ્વરૂપ, વ્યવહાર અને પ્રયોજનોમાં જે વિવિધતા હોય છે તેનું પ્રતિબિંબ તેમાં અવશ્ય ઝિલાય અને તેની પુષ્ટિ માટેના સાધન લેખે પણ તેનો ઉપયોગ થાય કોઈ ભાષાના બોલીવૈવિધ્ય કે પ્રયોગભેદોની યાંત્રિક નોંધ ગમે તેટલી ઝીણવટથી કરવામાં આવે તો પણ તેનું સ્વય કશું મૂલ્ય નથી એ પ્રકારનું ભાષાસર્વેક્ષણ નિષ્પ્રયોજન બની જાય છે. પણ જ્યારે ભાષામાં પ્રવર્તતા અનેક ભેદોને તે તે સમાજમાં પ્રવર્તતા જૂથભેદો અને પ્રયોજનભેદોની સાથે સાંકળીને તપાસવામાં આવે ત્યારે જ તેમનું સ્વારસ્ય સમજી કે પામી શકાય.[3] કોણ, કોની સાથે, ક્યારે, કયા પ્રયોજનથી, કઈ 'ભાષા' બોલે છે તેની જાણ ભાષાવૈજ્ઞાનિક અભ્યાસ માટે ખૂબ જ પ્રસ્તુત છે. બીજા શબ્દોમાં, ભાષિક સમાજમાં પ્રસંગ અને પરિસ્થિતિ અનુસાર, વ્યક્તિના સામાજિક, વ્યાવસાયિક કે કૌટુંબિક મોભા અનુસાર, તેમ જ પ્રયોજન અનુસાર વાણીની જે ઢબો, શૈલીઓ, ભંગીઓ અને છટાઓ પ્રચલિત હોય છે—શિક્ષિત અને અભણ, શિષ્ટ અને ગ્રામીણ, લિખિત અને ઉચ્ચરિત, સાહિસિક અને રોજિંદા વ્યવહારના, વિનીત અને ચાલુ, ઔપચારિક

---

૧. આ સંબંધમાં જુઓ રોબર્ટ કિંગકૃત 'હિસ્ટોરિકલ લિંગ્વિસ્ટિક્સ એન્ડ જનરેટિવ ગ્રામર' (૧૯૬૯) તથા કેમ્પબેલકૃત તેની સમીક્ષા, 'લેન્ગ્વેજ', ૪૭, ૧, ૧૯૭૧, પૃષ્ઠ ૧૯૧-૨૦૯.

૨. ભાષાવિજ્ઞાનની વિવિધ અદ્યતન અન્વેષણ દિશાઓ માટે જુઓ જોન લાયંન્સ સંપાદિત 'ન્યુ હોરાયઝન્સ ઇન લિંગ્વિસ્ટિક્સ' (૧૯૭૦) અને તેમાં અંતે આપેલી પુસ્તકસૂચિ.

૩. પરિચય માટે જુઓ, વિલિઅમ બ્રાઇટ સંપાદિત 'સોસિઓલિંગ્વિસ્ટિક્સ' (૧૯૬૬), ગમ્પર્ઝ અને હાયમ્સ સંપાદિત 'ડિરેક્શન્સ ઇન સોસિઓલિંગ્વિસ્ટિક્સ' (૧૯૭૦).

અને પરંપરાગત, ધાર્મિક અને સાંસારિક વગેરે પ્રયોગભેદો પ્રવર્તતા હોય છે, અને એકની એક વ્યક્તિ પરિસ્થિતિ અનુસાર જાણે કે જુદીજુદી ચાંપોથી ઉઘાડ બંધ કરીને જે જુદીજુદી ઢબના પ્રયોગો કરવા ટેવાયેલી હોય છે, તેમનો અભ્યાસ કરવા પર ભાર મુકાવા લાગ્યો છે, અને આ દિશામાં કેટલુંક સૈદ્ધાન્તિક અને પ્રત્યક્ષ કાર્ય થવા લાગ્યું છે. આમ કેટલાંક નૂતન પ્રસ્થાનોને પરિણામે ભાષાવિજ્ઞાન હવે માત્ર 'શુદ્ધ' શાસ્ત્ર ન રહેતાં, જીવનવ્યવહારનાં કેટલાંક પાસાંઓથી ભિન્ન રહીને કામ કરતું થયું છે. ગજરભાષા અને ઇતર ભાષાઓ, માન્ય ભાષા અને બોલીઓ, શિષ્ટ અને ઉપશિષ્ટ કે અતિશિષ્ટ પ્રયોગો અને લિપિઓની પ્રતિષ્ઠા, તેમનાં પ્રવૃત્તિનિમિત્તો તથા તેમની પ્રત્યે પ્રવર્તતા વલણો—આવી આવી સામગ્રી સાથે પણ સમાજવૈજ્ઞાનિક ભાષાવિજ્ઞાન કામ પાડે છે. ભાષાપરિવર્તનની પ્રક્રિયાની સાથે સામાજિક વ્યવહારમાનું ભાષા પ્રયોગોનું વૈવિધ્ય મૂળભૂતપણે સંકળાયેલું હોવાથી ઐતિહાસિક ભાષાવિજ્ઞાનને માટે પણ આ નૂતન શાખા બુનિયાદી મહત્ત્વ ધરાવે છે.[1]

ગત વર્ષના ઑક્ટોબરમાં મૈસૂરમાં મળેલી એક ભાષાવૈજ્ઞાનિકોની સમિતિએ ભારતીય ભાષાઓના બોલીવિષયક ભાવી અધ્યયનોમાં સમાજ-વૈજ્ઞાનિક કોણ અપનાવવા પર ભાર મૂક્યો હતો. ગુજરાતમાં આ દૃષ્ટિએ કામ કરવા માટે પણ અખૂટ સામગ્રી પડી છે.

[ ૧૩ ]

ગુજરાતની પ્રાદેશિક બોલીઓને લગતા સંશોધનની એક વિશિષ્ટ દિશાની નોંધ પણ અહીં લઈએ. ગુજરાતી સાથે બંધુતા ધરાવતી ગુજરાત બહારની બોલીઓના અન્વેષણ પ્રત્યે આપણે ભાગ્યે જ કશું ધ્યાન આપ્યું છે. અનેક જિપ્સી બોલીઓ, હૈદરાબાદ વગેરે સ્થળની વણજારી કે લમાણી, મદુરાની સૌરાષ્ટ્રી, ખાનદેશની આહીરાણી એ સૌનો ગુજરાતી–રાજસ્થાની સાથેનો સંબંધ નિષ્ણાત કક્ષાની ભાષાવૈજ્ઞાનિક ગવેષણા માગી લે છે. હમણાં તામિલનાડમાં વસતા ગુજરાતના વાઘરીઓની બોલીનું વર્ણન અન્નમલૈ યુનિવર્સિટી તરફથી પ્રકાશિત થયું છે.[2] (એ ચોખ્ખેચોખ્ખી ગુજરાતીની

૧. આ સંબંધમાં જુઓ લેમાન અને માલ્કીલ સંપાદિત 'ડિરેક્શન્સ ફૉર હિસ્ટોરિકલ લિંગ્વિસ્ટિક્સ' (૧૯૬૮) અને તેની કેરોકે કરેલી સમીક્ષા, 'લૅન્ગ્વેજ', ૪૬, ૩, ૧૯૭૦, પૃષ્ઠ ૬૯૯–૬૯૫.

૨. જુઓ, જી શ્રીનિવાસવર્માકૃત 'વાગરી બોલી—ઍન ઇન્ડોઆર્યન લૅન્ગ્વેજ', (૧૯૭૦)

બોલી હોવા છતાં તેના લેખક કે સમીક્ષક તે વસ્તુ કેમ પકડી શક્યા નથી એ એક મોટું આશ્ચર્ય છે. ) તો બીજી તરફ, સોવિયેત રશિયામાંના મધ્ય એશિયાના પ્રદેશમાં વસતી એક જાતિની બોલી 'પાર્યા' અમુક અંશે ગુજરાતી–રાજસ્થાનીની સાથે સંકળાયેલી હોઈ ને[1] તેનું વિશિષ્ટ અધ્યયન પણ આપણા કોઈ સાહસિકની રાહ જોઈ રહ્યું છે. મધ્યપ્રદેશની નિમાડી, માલવી વગેરે પણ ગુજરાતીની ઘણી જ નિકટ હોઈને આપણે તેમના અભ્યાસને મહત્ત્વ આપવું જોઈએ.

[ ૧૪ ]

સંશોધનના વિષયો અસંખ્ય, તેનો પ્રદેશ અપાર છે, અને તેને લગતા કાર્ય અને પ્રવૃત્તિનું સ્વરૂપ આંતરરાષ્ટ્રીય છે. તેની અદ્યતન ગતિવિધિનો ઊડતો પરિચય આપવાનું પણ અહીંની સમયમર્યાદામાં શક્ય નથી એટલે મેં માત્ર થોડાંક સંશોધનક્ષેત્રોમાં હાલમાં જે કેટલીક નવી બારીઓ ખૂલી રહી છે, નવી કેડીઓ સૂઝી રહી છે કે નવી સમસ્યાઓ કે ઉકેલો ઉપસ્થિત થઈ રહ્યાં છે તેમનો કાંઈક સંકેત આપીને સંતોષ માન્યો છે.

અંતમાં, સંશોધન પ્રવૃત્તિ અંગેની વર્તમાન પરિસ્થિતિને ધ્યાનમાં લઈને થોડાંક સૂચનો કરું છું. આપણે જાણીએ છીએ કે ગુજરાતમાં અને ગુજરાતને લગતી વિવિધ વિષયની સંશોધનસામગ્રીનો અખૂટ ભંડાર છે. અનેક ક્ષેત્રો હજી વણખેડાયેલા છે, અનેક પ્રશ્નો હજી અસ્પૃષ્ટ કે અણઊકલ્યા છે. ભાષાના ક્ષેત્રમાં (૧) તે તે યુગની ગુજરાતીનું વિગતે વર્ણન અને તેમને આધારે તૈયાર થયેલું ઐતિહાસિક વ્યાકરણ અને વિકાસવૃત્તાંત; (૨) અર્વાચીન માન્ય ગુજરાતીનું સવિસ્તર, પ્રયોગાશ્રિત, વર્ણનાત્મક વ્યાકરણ, (૩) પ્રાદેશિક અને સામાજિક બોલીભેદોનો વૃત્તાંત, (૪) ઐતિહાસિક અને વ્યુત્પત્તિદર્શક શબ્દકોશ, (૫) અર્વાચીન ગુજરાતીના વિવિધ કોશો અને તેમને આધારે બૃહત્કોશ; (૫) વિવિધ ભારતીય ભાષાઓ અને વિદેશી ભાષાઓનાં, ગુજરાતીભાષીને ઇતર ભાષા શીખવા માટેના તેમ જ ઇતરભાષીને ગુજરાતી ભાષા શીખવા માટેના વ્યાકરણો, કોશો અને પાઠમાળાઓ; સાહિત્યસંશોધનમાં (૧) ગુજરાતમાંની અને બહારની હજારો પ્રાકૃત, અપભ્રંશ અને જૂની

૧. જુઓ આઈ. એમ. ઓરાન્સ્કીકૃત 'ઓન ઍન ઇન્ડિઅન રાયલેક્ટ ડિસ્કવર્ડ ઇન સેન્ટ્રલ એશિયા' (મોસ્કો ૧૯૬૦). આના પરિચય માટે જુઓ પાનસેનો પરિચય, 'વાર્તાવહ' ૧૯૭૦, પૃષ્ઠ. ૨૭–૨૪.

ગુજરાતીની હસ્તપ્રતોમાં દટાયેલી અપ્રકાશિત કૃતિઓ અને તેમનાં વિવિધ પાસાં-ઓનું અધ્યયન; (૨) તે તે યુગના સાહિત્યનો વૃત્તાંત; (૩) સાહિત્યસ્વરૂપોનો ઇતિહાસ; (૪) છંદ, શબ્દાવલિ, શૈલી અને અભિવ્યક્તિની રીતિપદ્ધતિનો ઇતિહાસ; (૫) એ સૌ વ્યક્તિગત કે મર્યાદિત અધ્યયનોને આધારે તૈયાર થયેલો સવિસ્તર બૃહદ્ સાહિત્ય ઇતિહાસ અને આ જ રીતે સાંસ્કૃતિક ઇતિહાસ પુરાતત્ત્વ, ભૂગોળ, તત્ત્વજ્ઞાન, મનોવિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજનીતિ, શિક્ષણ, કાનૂન વગેરે માનવવિદ્યાનાં ક્ષેત્રોને લગતાં તાત્ત્વિક ગ્રંથો, સંદર્ભગ્રંથો અને વિશિષ્ટ અધ્યયનવાળાં પ્રકરણગ્રંથો—એ બધાંનું આપણે નિર્માણ કરવાનું છે. આ વિવિધ ક્ષેત્રોમાં અત્યારસુધીમાં થયેલું અને હાલ થઈ રહેલું કાર્ય, જે કરવાનું છે તેની સરખામણીમાં, અત્યંત નજીવું છે. આ અંગે આપણે ગંભીર રીતે વિચાર કરી, યોજના ઘડી તેનો તાત્કાલિક અમલ થાય તે માટે સક્રિય બનવું જોઈએ. આપણી યુનિવર્સિટીઓ, સંશોધનસંસ્થાઓ, સાહિત્યપરિષદ તથા ઇતર વિષયની પરિષદો અને સ્થાનિક કે વિશિષ્ટ વિદ્યામંડળોએ પરસ્પરપૂરક બને તે રીતે સંશોધનકાર્યનાં ક્ષેત્રો વહેંચી લેવાં જોઈએ. તેમણે પ્રથમ તો વર્તમાન કાર્યકરો અને સાધનોનો અંદાજ કાઢવો જોઈએ. ખૂટતા કાર્યકરો તાલીમ આપીને તૈયાર કરવા જોઈએ. નવાં સહાયક સાધનો ઊભાં કરવાં જોઈએ. આ માટે ક્રમિક અમલવાળી એક વાસ્તવિક યોજના બનાવવી જોઈએ. જે પૂરઝડપે સંસ્કૃત-પ્રાકૃત વગેરે પ્રાચીન ભાષા-ઓનું અને અંગ્રેજી વગેરે અર્વાચીન ભાષાઓનું અજ્ઞાન વધતું જાય છે, સંશોધનના અને વૈચારિક ક્ષેત્રોની રુચિ અને તે માટેની સજ્જતા ઘટતી જાય છે—અરે માન્ય ગુજરાતી વાપરી જાણનાર પણ નિષ્ણાતની કોટિમાં મુકાવાના દિવસો આવતા જાય છે તે જોતાં, બધું ડૂબવાની પરિસ્થિતિ સર્જાય તે પહેલાં તરણોપાયો શોધવા અને આદરવામાં આપણે પ્રવૃત્ત થવું જોઈએ. અને આ જાતબચાવના કાર્યમાં સાહિત્ય પરિષદ સક્રિય ભાગ લે તો જ આપણા સંસ્કારજીવનના એક ચેતનવંતા અંગ તરીકે તે પ્રતીત થાય. આ માટે તેણે, અત્યારની સાહિત્યના ઇતિહાસને લગતી યોજના જેવાં થોડાંક લાંબા ગાળાનાં શોધકાર્યો હાથ ધરવાં જોઈએ, તથા બે પરિષદ વચ્ચેના ગાળામાં પૂરી થાય તેવી નાનીનાની સંશોધનયોજનાને પણ પુરસ્કૃત કરવી જોઈએ. આવાં કાર્યો બરાબર નિર્ધારિત સમયમાં અને ઉચ્ચ ધોરણો જાળવીને પાર પડે તે માટે, જોઈતો સમય અને લક્ષ આપી શકે તેવા તદ્‌વિદોની સમિતિ રચવી જોઈએ અને તેને બધાં જરૂરી સાધનસગવડ પૂરાં પાડવાં

જોઈએ. પરિષદનુ મુખપત્ર પણ ઉચ્ચ સ્તરના સાહિત્યક, ભાષાવિષયક અને ઐતિહાસિક સશોધનના આપણા પ્રમુખ સામયિક તરીકે ચાલે તે માટે નિષ્ણાત તંત્રી, લેખોનું આકર્ષક પરિશ્રમિક, ઉચ્ચ કક્ષાનુ મુદ્રણ વગેરે બધો જ જરૂરી પ્રબધ કરવો જોઈએ. સંશોધનના આંતરરાષ્ટ્રીય ધોરણો જેટલા પ્રમાણમાં આપણે ત્યાં સ્થપાય અને જળવાય તેટલા પ્રમાણમાં જ સાર્થક ઠરે

સંશોધન પરત્વે પ્રકટ કરેલી આ ચિંતા અને સૂચનોનુ અનેક વાર ઉચ્ચારણ થતુ રહ્યું છે, છતાં આ પુનરુચ્ચારણનો હેતુ એ વાત પર ફરીથી ભાર મૂકવાનો છે કે પરિષદ સ્પષ્ટ દિશામા એકાદ બે સક્રિય પગલા આગળ ભરે તેમા જ તેના પ્રસ્તુત વિભાગની સાચી સાર્થકતા છે



# વિવેચન–વિભાગના નિબંધો

## ગુજરાતીમાં આંચલિક નવલકથાઓ

ચંદ્રકાન્ત મહેતા

આંચલિક નવલકથા એ શબ્દપ્રયોગ હિન્દીમાંથી ગ્રહણ કર્યો છે આ પ્રકારની નવલકથા માટે 'ક્ષિતિજ'ના નવલકથા વિશેષાંકમાં સુરેશ જોશીએ જાનપદી નવલકથા એ શબ્દનો પ્રયોગ કર્યો છે એ પછી 'જાનપદી' શબ્દપ્રયોગ આપણે ત્યાં સારા પ્રમાણમાં ચલણી બન્યો છે. અને આપણા વિવેચકોએ પણ એને અપનાવ્યો છે. આંચલિક નવલકથા માટે આપણે ત્યાં ગ્રામીણ નવલકથા શબ્દ પણ વપરાય છે, પરંતુ આંચલિક કે જાનપદી નવલકથા એ ગ્રામીણ નવલકથા છે અને નથી પણ એમાં ગ્રામજીવનનું ચિત્રણ આવે છે, તે માટે એ ગ્રામીણ છે અને એમા ગ્રામજીવનના ચિત્રણ ઉપરાંત કાંઈક વિશેષ આવે છે. કારણ કે અંચલ શબ્દ ગ્રામ કરતાં વિશેષ વ્યાપક અર્થવાળો છે અંગ્રેજી વિવેચનની પરિભાષા જો સ્વીકારીએ તો આચલિક નવલકથા એ Regional Novel છે હિન્દીમાં નવલકથાના આ વિશિષ્ટ પ્રકાર માટે આંચલિક શબ્દનો પ્રયોગ પ્રથમ ફણીશ્વરનાથ રેણુએ કર્યો. એમણે હિન્દીની પહેલી આચલિક નવલકથા 'મૈલા આંચલ'ની પ્રસ્તાવનામાં કહ્યું છે: "यह है मैला आचल। एक आचलिक उपन्यास। कथानक है पूर्णिया। मैंने इस के एक हिस्से से एक गाव को—पिछडे गांव को प्रतीक मानकर इस उपन्यास का कथाक्षेत्र बनाया है।" એમાં એ ગામનું સંપૂર્ણ ચિત્ર આલેખાયું છે હિન્દી સાહિત્યકોષમાં અંચલનો અર્થ જનપદ અથવા ક્ષેત્ર એવો આપ્યો છે સાહિત્યકોષમાં લખ્યું છે: "कुछ उपन्यास में किसी प्रदेश विशेष का यथातथ्य बिम्बात्मक चित्रण प्रधान्य प्राप्त करता

है उन्हें प्रादेशिक या आंचलिक उपन्यास कहा जाता है। (साहित्यकोष– धीरेन्द्र वर्मा, पृ. १४४) આમ અંચલ ને જનપદ સમાનાર્થવાચક શબ્દો છે. એટલે સુરેશ જોશી જેને જાનપદી નવલકથા કહે છે, તેને જ હિન્દીમાં જાનપદી ઉપન્યાસ કહેવામાં આવે છે. આમ, હોવાથી જાનપદી કે આંચલિક નવલકથા એ ગ્રામીણ નવલકથા નથી, કારણ કે એમાં કોઈ નિશ્ચિત ભૌગોલિક સીમાવાળા પ્રદેશનું સર્વાંગી નિરૂપણ નથી હોતું.

આપણે ત્યાં આંચલિક નવલકથા ગાંધીજીની વિચારસરણીની ઉપજ છે. ગાંધીજીએ હિન્દુસ્તાન ગામડામાં વસેલું છે એમ જણાવ્યું. અને પરિણામે સાહિત્યનું કેન્દ્ર જે શહેર હતું અને સાહિત્યસર્જન જે ઉચ્ચશિક્ષણ પામેલા શહેરના લોકોમાં હતું, કે જેમને ગામડાં વિશે કશી જ માહિતી નહોતી, તેમના હાથમાંથી, ગામડાંનાં જીવનની પૂર્ણાંશે પરિચિત અને ગામડાંની માટીમાંથી જ પેદા થયેલા એવા લોકોના હાથમાં ગયું આથી ઉચ્ચશિક્ષણ ન પામેલા, છતાં ગ્રામજનતાની સમસ્યાઓથી પૂરેપૂરા પરિચિત એવા લોકોને સાહિત્યના વ્યાપક બનેલા ક્ષેત્રમાં પ્રવેશ મળ્યો. મેઘાણી જેવાએ લોકસાહિત્યના એમના સંશોધનથી, સાહિત્યપ્રિય જનતાને લોકસાહિત્યના અને લોકસાહિત્યના સૌંદર્યથી રસપ્લાવિત કરી અને તેને પરિણામે આપણે ત્યાં આંચલિક નવલકથાને અનુકૂળ એવું વાતાવરણ પેદા થયું. આ કારણથી જ હિન્દીમાં સ્વાતંત્ર્યોત્તર કાળમાં આંચલિક નવલકથાનો જન્મ થયો ત્યારે આપણે ત્યાં તો 'સોરઠ તારાં વહેતાં પાણી' અને 'વસુ ધરાનાં વહાલાં દવલાં' દ્વારા મેઘાણીએ હિન્દીમાં આંચલિક નવલકથાના જન્મ પહેલાં સત્તર વર્ષે, આંચલિક નવલકથાને જન્મ આપ્યો. કારણ કે ગાંધીજીની વિચારસરણી ગુજરાતીમાં ઘણી વહેલી પ્રવેશ પામી હતી, અને ગુજરાતને સદ્‌ભાગ્યે મેઘાણી જેવો લોકસાહિત્યકાર આપણને સાંપડયો

હિન્દી સાહિત્યકોષમાં આંચલિક નવલકથાને ચરિત્રપ્રધાન નવલકથા કહી છે તે હિન્દીની તેમ જ આપણી આંચલિક નવલકથાઓ પર દૃષ્ટિ ફેરવવાથી ઉચિત લાગતું નથી. કારણ કે આંચલિક નવલકથામાં પાત્રો કરતાં અંચલવિશેષનું, પ્રદેશની લાક્ષણિકતાનું જ દર્શન વિશેષરૂપે કરાવાયું હોય છે. પાત્રો તો ફક્ત અંચલવિશેષનું દર્શન કરાવવામાં સહાયભૂત થાય છે. એમાં પાત્રોનું મહત્ત્વ નથી એટલું જ નહિ પણ એમાં નાયક કે નાયિકા હોવાં પણ જરૂરી નથી એમાં નાયક હોય તો સમગ્ર અંચલવિશેષ છે. આપણી પહેલી આંચલિક નવલકથા 'સોરઠ તારાં વહેતાં પાણી'ની પ્રસ્તાવનામાં

મેઘાણીએ યોગ્ય રીતે જ કહ્યુ છે કે, "નાયક નહિ, નાયિકા નહિ, પ્રેમનો ત્રિકોણ નહિ, એવી આ ભોરડી જનજીવનની કથા છે એ કથાનો નાયક આખો જનસમાજ છે' (સોરઠ તારા વહેતા પાણી, પૃ ૬) ચુનિલાલ મડિયાએ પણ એમની નવલકથા 'લીલુડી ધરતી'ની પ્રસ્તાવનામા લખ્યુ છે કે, "આ કથાનો નાયક કોણ, એનો ઉત્તર હુ સહેલાઈથી આપી શકુ એમ નથી નાયક–નાયિકા કે ખલનાયકના ઢાચામા આ કથાનુ એકેય પાત્ર સહેલાઈથી બેસી શકતુ નથી, ને સાચુ કહુ તો, એવા પાત્રો ઉપસાવવાનો પ્રયત્ન મે ઇરાદાપૂર્વક ટાળ્યો છે આખી વાર્તાનુ આલેખન વ્યક્તિલક્ષી ક્ષ્તા સમૂહલક્ષી રાખ્યુ છે' (પ્રસ્તાવના, પૃ ૧૭–૧૮) પન્નાલાલકૃત માનવીની ભવાઈ'મા કાળુ અને રાજુ સ્પષ્ટ રીતે નાયક–નાયિ I છે આમ છતા એ વિશે ચર્ચા કરતા પ્રસ્તાવનાલેખક શ્રી દર્શકે કહ્યુ છે કે' કાળુની વાત એ તેની વાત નથી ગુજરાતની સરહદ પરના ચાર દાયકાપૂર્વે વસનારા નવા અને જૂના જમાનાના સધિકાળે ઊભીને અમળાતા ગામડાની એ વાત છે કાળુ તો એક નિમિત્ત છે વાલો ડોસો પણ ગ્રામજનતાનો છે, માલી ડોસી એની ધૃણાજનક ઇર્ષા છતા ગામડાની છે ડા ણુ ફૂલી ડોસી, કાસમ વેચાત ગામડાના છે ખુદ કાળુ પણ ગામડાનો જ છે માત્ર એ છે, એના યુગના સધિકાળની પેદાશ (વાગીશ્વરીના કર્ણફૂલો, પૃ ૧૭૪) આમ નાયક–નાયિકા આચલિક નવલકથામા અનિવાર્ય નથી એમ તો લીલુડી ધરતી'મા પણ અમુક નાયક છે એમ આપણે ન કહી શકીએ આમ છતા નાયક–નાયિકા હોય અને તેમની પ્રણયકથા અચલના વાતાવરણમા ગૂથાઈ હોય અને એ પ્રણયકથાને કારણે અચલ તરફથી આપણુ ધ્યાન વિકેન્દ્રિત ન થતુ હોય તો અચલવિશેષના નવલકથા આચલિક નવલકથા બને છે

આચલિક નવલકથામા જે પ્રદેશવિશેષનુ નિરૂપણ કરવાનુ લેખકે માથે લીધુ હોય તેનુ ચિત્રણ સમગ્રપણે થવુ જોઈએ ત્યાના લોકોના, વિશિષ્ટ રીતરિવાજ ધાર્મિક માન્યતાઓ ને વહેમો ત્યાના મેળા ને ગીતો, ભૌગોલિક ને પ્રાકૃતિક વાતાવરણ ને એની વ્યક્તિના જીવનઘડતર પર અસર તો એમા અવશ્ય આવવા જ જોઈએ આપણી આચલિક નવલકથા એમા આ તત્વો મોટે ભાગે હોય છે મેઘાણીની સોરઠ તારા વહેતા પાણી' નવલકથામા મહીપતરામ એને લૂટવા આવેલા લૂટારુ ઓને કહે છે 'ગાડિયા! તે માન્યુ કે તુ કાઠિયાણીને ધાવ્યો છે, ને મે તો કોઈ કુવડ બામણીનુ જ દૂધ પીધુ છે, પણ ત્યા તુ ને હુ બેય આજે પહાડને ધાવ્યા છીએ તુ

ગિરને ધાવ્યો, તો હું ઇડરિયા ડુંગરને ધાવ્યો. નીકર ગુજરાત છોડીને હું અહીંયાં કાઠીઓને માથે જમાદારું કરવા આવ્યો ન હોત. દીકરા મારા! પહાડોને ખોળે બામણ, કાછી અને હીંગનોળ વાણિયા એવા ભેદો નથી હોતા." (મોરડ તારાં વહેતાં પાણી, પૃ. ૧૭) આમ ડુંગરાના વાસીઓમાં સપાટ જમીનમાં રહેનારાઓમાં નથી હોતું એવું જે ખમીર હોય છે, તે દર્શાવ્યું છે એ જ નવલકથામાં મેઘાણીએ પ્રસ્તાવનામાં કહ્યું છે કે, "એમાં એવાં પાત્રો છે. કે જેમને કોઈ વ્યક્તિવિશેષ પરથી નહિ, પણ મોટી સમૂહજીવનની સાચી માટીમાંથી ઘડી કાઢવાનો મારો પ્રયત્ન છે" ઈશ્વર પેટલીકરની 'જનમટીપ'માં પણ ચંદા પોતાની ભૂમિની માટીની પોતા પર થયેલી અસર વિષે કહે છે કે "મારો સ્વભાવ દોરડી બળે પણ વળ ન મૂકે એવી માટીમાંથી ઘડાયો છે." (જનમટીપ, પૃ ૧૦૪) એ માટી વિષે મેઘાણી પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવે છે કે, "એ માટી ભયાનક છે એ ઘડતર અગ્નિકરણોનું છે." ચુનિલાલ મડિયા એમની 'લીલુડી ધરતી'માં ઓજત નદીને કિનારે વસતી પ્રજા પર એ ભૂમિની જે અસર હતી, તે વર્ણવતાં કહે છે, "જેવી મીઠાશ ઓજતના પાણીમાં હતી, ધરતીમાં રસકસ હતો, તેવી તેના છોરુઓના મન પણ માયામમતાથી હર્યાભર્યા રહેતાં અલબત્ત ક્વચિદ્ ક્યાંક ક્યાંક કુડકપટ દેખાતું, પણ એકંદરે અહીનો માનવસમુદાય સદાચારી, પાપભીરૂ, ને ધર્મપરાયણ હતો" આમ અંચલ યા પ્રદેશની આબોહવાની, એના વાતાવરણની ત્યાંના વાસીપર જે અસર પડે છે, તે આ પ્રકારની નવલકથામાં દર્શાવાયું હોય છે

ગુજરાતી આંચલિક નવલકથાઓમાં, ગુજરાતના દક્ષિણ ભાગ સિવાય, અન્ય સર્વે ગુજરાતના અંચલોની વિશેષતા નિરૂપાઈ છે આપણા નવલકથાકારોએ નિજનિજ પ્રદેશોની લોકસંસ્કૃતિ, ધાર્મિક રીતરિવાજ, ગીતો, મેળાઓ, લોકઉત્સવો, પહેરવેશ—એ સર્વનો સુભગ પરિચય એમની કૃતિઓમાં કરાવ્યો છે. પન્નાલાલે એમના 'મળેલા જીવ', 'માનવીની ભવાઈ', 'ભાંગ્યાના ભેરુ' ને 'ઘમ્મર વલોણુ', 'વળામણાં', 'ના છૂટકે' ઇત્યાદિ કૃતિઓમાં સાબરકાંઠા વિસ્તારનો પરિચય આપ્યો છે. 'મોરડ તારા વહેતાં પાણી' ને 'વસુંધરાનાં વહાલાં દવલાં'માં મેઘાણીએ તથા 'વેળાવેળાની છાંયડી', 'લીલુડી ધરતી', 'વ્યાજનો વારસ' જેવી કૃતિઓમાં ચુનિલાલ મડિયાએ; 'ભીડી વીરડી' જેવી રચનામાં દેવશંકર મહેતાએ સૌરાષ્ટ્રની વિશેષતા નિરૂપી છે. ઈશ્વર પેટલીકરે એમની 'જનમટીપ', 'ધરતીનો અવતાર' જેવી કૃતિઓમાં ચરોતર ને મહીકાંઠાના

પ્રદેશનું ચિત્રણ કર્યું છે. પુષ્કર ચંદરવાકરે 'બાવડાના બળે' જેવી રચનાઓમાં નળસરોવરને કાંઠે વસતી પઢાર જાતિનો પરિચય આપ્યો છે. પીતાંબર પટેલે એમની 'ખેતરને ખોળે', 'ધરતીનાં અમી', 'કેવડિયાનો કાંટો' જેવી કૃતિઓમાં બનાસકાંઠા અને મહેસાણા વિસ્તારને પસંદ કર્યો છે કૃષ્ણવદન ભટ્ટે 'નયન વહે અમીધાર' જેવામાં પંચમહાલના ભીલોના જીવનનું નિરૂપણ કર્યું છે સ્નેહરશ્મિએ 'અંતરપટ' ને સુહાસીએ 'મેઘલી રાતે' જેવી કૃતિઓમાં દક્ષિણ ગુજરાતના અંચલને પસંદ કરીને તેની લાક્ષણિકતાઓ દર્શાવી છે ચુનિલાલ મડિયાની 'વેળાવેળાની છાંયડી'ની પ્રસ્તાવનામાં રવિશંકર મહેતાએ કહ્યું છે કે "આ સોરઠીજીવનની નવલકથા છે. આ નવલકથામાં મને જે વધારે ચિત્તાકર્ષક લાગ્યું તે એમાનું શુદ્ધ કાઠિયાવાડી વાતાવરણ છે" અને દર્શકે 'ભાગ્યાના ભેરુ'ની પ્રસ્તાવનામા પન્નાલાલ માટે કહ્યુ છે. કે "મેઘાણીએ જેવી રીતે આપણને ડુંગરો ને સાવજોની ભૂમિ સૌરાષ્ટ્રનો મધમધાટ આણ્યો છે, તેવી રીતે પન્નાલાલે ગુજરાતનો ઉત્તરપૂર્વ સીમાપ્રદેશ, એના ઈશાનિયા ડુંગરોની ધરતીનો ચમકારો આપણે ત્યા ઉતારી આણ્યો છે આ કથાઓમા આપણને તે ભૂમિનુ અને તેના મનેખનું દર્શન જોવા મળે છે તે ગુજરાતે આજ લગી ન જોયલા, ન જાણેલા, પ્રદેશનો પહેલીવારનો મોહક પરિચય બની રહે છે, અને એ ઈશાનિયો દેશ, એના મગરિયા ડુંગરો, ચોરા ડુંગરિયો, એના નનામુડિયા, એની કલકલ વહેતી નદીઓ, એના ભીલ, ગોવાળો, એની સાઠાની ભીંતો, ને ઘાસથી છવાયલા છાપરાં, એના મેળા ને લગ્નગીત, માતાજીની ગરબીઓ, ભૂતપ્રેતની અગાધના, કુકડામરઘા વઘેરતી પ્રજા, પન્નાલાલ જાણે ઈશાન ખૂણાનો મોટો મેળો લઈ આવે છે" (પ્રસ્તાવના, પૃ ૬) આ રવિશંકર મહેતા અને દર્શકના કથનો માત્ર ચુનિલાલ મડિયા અને પન્નાલાલને જ લાગુ નથી પડતા, પણ ચરોતર, પંચમહાલ, બનાસકાંઠા, મહેસાણા, નળકાંઠા ને દક્ષિણ ગુજરાતના અંચલોને પોતાની કથામા નિરૂપતા બધા આંચલિક નવલકથાકારો માટે વત્તાઓછા પ્રમાણમા સાચા છે

નિજનિજ પ્રદેશની લાક્ષણિકતાઓનુ ત્યાના મેળાઓ, લોકગીતો, ધાર્મિક-અંધશ્રદ્ધાઓ, રીતરિવાજો ને તે તે પ્રદેશની લોકસંસ્કૃતિના વર્ણનો, ભૌગોલિક વર્ણનો, સામાજીક અને આર્થિક સમસ્યાઓ વગેરે દ્વારા તે ને તે પ્રદેશનું દર્શન તે તે લેખકોએ કરાવ્યું છે. મેઘાણીની 'સોરઠ તારાં વહેતાં પાણી'મા નાગેશ્વર મહાદેવના મંદિરમાં જે મેળો ભરાય છે, અને તેમા યુવકયુવતીઓ મુક્ત રીતે

-હળેમળે છે, તેનો ચિતાર છે. 'મળેલા જીવ'માં પન્નાલાલે જન્માષ્ટમીના મેળાથી વાર્તાનો આરંભ કર્યો છે, અને કાર્તિકી એકાદશીના મેળાથી વાર્તાનો અંત આવે છે. આ પરથી આપણા આંચલિક નવલકથાકારોએ માન્યું કે આંચલિક નવલકથાઓમાં મેળો તો આવવો જ જોઈએ, એટલે એક પછી એક આંચલિક કથાઓમાં મેળાઓનું એક ને એક પ્રકારનું વર્ણન આવવા લાગ્યું. ઈશ્વર પેટલીકરની 'જનમટીપ'માં રામદેપીરનો મેળો; પીતાંબર પટેલની કથા 'ધરતીનાં અમી'માં નીલકંઠેશ્વર મહાદેવનો મેળો; પુષ્કર ચંદરવાકરના 'બાવડાનાં બળે'માં નળકાંઠાના સરોવર પર ભરાતા મેળાનું વર્ણન. એ દર્શાવે છે કે, બધા આંચલિ કથાકારો પન્નાલાલે પાડેલા ચીલામાં જ ચાલે છે. આંચલિક નવલકથાઓમાં મેળા ન જ આવે એમ કહેવાનો આશય નથી, પણ મેળામાંનું વર્ણન એ પ્રદેશના મેળાની વિશિષ્ટતા દર્શાવનારું હોવું જોઈએ. આ તો પ્રત્યેક પ્રદેશની આંચલિક નવલકથામાં મેળો એ નાયક–નાયિકાના પ્રણયનું ઉદ્ભવસ્થાન બની રહે છે. એમાં યુવકયુવતીઓના મુક્ત સહચારની જ વાતને પ્રાધાન્ય અપાય છે જેવું મેળાનું છે, તેવું જ ગીત વિશે પણ છે. પન્નાલાલે 'મળેલા જીવ'થી આંચલિક નવલકથામાં ગીતોનો શિરસ્તો પાડ્યો, તે પ્રમાણે દરેક કથાકાર કથામાં ગીતો યોજે છે. એમાં કેટલાંક ગીતો તે તે પ્રદેશના લાક્ષણિક ગીતો છે જો કે, પુષ્કર ચંદરવાકર એમની 'બાવડાંના બળે' જેવી કથાઓમાં નળકાંઠાના પ્રદેશનાં ગીતો યોજે કે કૃષ્ણનંદન ભટ્ટ 'નયન વહે અમીધાર' જેવી કૃતિમાં પંચમહાલનાં ભીલપ્રદેશનાં ગીત યોજે, પન્નાલાલ 'માનવીની ભવાઈ', 'મળેલા જીવ', 'ભાંગ્યાના ભેરુ' જેવી રચનાઓમાં સાબરકાંઠાના લાક્ષણિક ગીતો યોજે કે પીતાંબર પટેલ મહેસાણા વિસ્તારનાં ગીતો એમની 'ધરતીનાં અમી' કે 'કેવડિયાનો કાંટો' જેવી રચનાઓમાં યોજે; એથી પ્રદેશની લાક્ષણિકતા તથા સંસ્કૃતિનો પરિચય મળે છે. પણ એ ગીતો કથામાં આગંતુક હોય એવાં લાગે છે.

આપી થાય છે. જેમ કે ચુનિલાલ મડિયાની 'વ્યાજનો વારસ' કે 'વેળા-વેળાની છાંયડી'માં, મેઘાણીનાં 'સોરઠ તારાં વહેતાં પાણી' અને 'વસુંધરાનાં વહાલાં દવલાં'માં આપણને અન્ય જાતિઓના જીવનનું ચિત્રણ મળે છે-ખરૂં. આમ છતાં મોટે ભાગે તો આપણી આંચલિક નવલકથાઓમાં ખેડૂતના જીવનનું જ ચિત્રણ થયું હોય છે

આપણી આંચલિક નવલકથાઓમાં પાત્રનિરૂપણની પણ એક રસમ દૃષ્ટિએ પડે છે પ્રત્યેક કથામા ભગત અથવા સાધુનું એક સાત્ત્વિક પાત્ર તો આવવાનું જ, જે લોકોને સાચી સલાહ આપે છે ને સન્માર્ગે દોરે છે 'મળેલા જીવ'નો ભગત, પીતાંબર પટેલકૃત 'ધરતીના અમી', પુષ્કર ચંદરવાકરકૃત 'બાવડાના બળે'ના ભગત, 'કેવડિયાનો કાંટો'માં આવતો સાધુ, પન્નાલાલ પટેલની 'કરોળિયાનું જાળું'મા પણ આવતો સાધુ, આ વાતની સાક્ષી પૂરે છે આથી પાત્રોમા એકવિધતા આવી જાય છે

આ ઉપરાંત પ્રત્યેક આંચલિક કથાઓમાં નાયિકાનું પાત્ર નાયક કરતાં વધુ તેજસ્વી અને આદર્શપરાયણ હોય છે મેઘાણીકૃત 'વસુંધરાનાં વહાલાં દવલાં'ની તેજુ, પન્નાલાલ પટેલકૃત 'મળેલા જીવ'ની જીવી, 'માનવીની ભવાઈ' અને 'ભાગ્યાના ભેરૂ'ની રાજુ, ઈશ્વર પેટલીકરની 'જનમટીપ'ની ચંદા કે 'ધરતીનો અવતાર'ની ભલી; પીતાંબર પટેલની 'ધરતીનાં અમી' નવલકથાની રૂપા કે 'કેવડિયાનો કાંટો' નવલકથાની અંબા, કૃષ્ણવદન ભટ્ટની 'નયન વહે અમીધાર' નવલકથાની રૂપલી—એ બધી આદર્શ નાયિકાઓ છે. એ બધી પુરુષપાત્રો કરતા વિશેષ તેજસ્વી તો છે જ, પણ એવી નવલકથાની નાયિકાઓ, નામ જુદા પણ એક જ બીબામાથી ઘડાયલી હોય એવી લાગે છે

આપણી આંચલિક નવલકથાઓમા સમકાલીન રાજકીય વાતાવરણનું પ્રતિબિંબ પણ ક્યારેક જોવા મળે છે પન્નાલાલની 'મીણ માટીના માનવી'માં કચરાના કાકા આમ તો બહુ રૂઢિચૂસ્ત છે, પણ ગામમાં હરિજન પ્રધાન આવે છે, તેની જોડે એકપંગતે જમે છે પીતાંબર પટેલની 'કેવડિયાનો કાંટો' તથા ઈશ્વર પેટલીકરની 'લગનાં એંધાણ'મા ગ્રામપંચાયતની ચૂંટણીમાં જે ખટપટો થાય છે, તેનો ચિતાર અપાયો છે

આપણા ગ્રામાંચલમા હજી જે અંધશ્રદ્ધા, વહેમ ઇત્યાદિ છે તેનું ચિત્રણ પણ આંચલિક નવલકથાઓમા પ્રધાનતઃ આવતુ હોય છે. પન્નાલાલ પટેલના 'મળેલા જીવ'માં રેશમાના શરીરમાં માતા આવે છે, ને નાયક કાનજી એનો

વિરોધ કરે છે. પીતાંબર પટેલની ‘ધરતીનાં અમી’માં રૂપાના સતની પરીક્ષા કરવા એને તેલમાં હાથ નાંખવા કહે છે તે પ્રસંગ; ઇશ્વર પેટલીકરની ‘ધરતીનો અવતાર’માં ભલીના સતીત્વથી એને સાપનું ઝેર ઉતરી જાય છે તે ઘટના; કૃષ્ણવદન ભટ્ટના ‘નયન વહે અમીધાર’માં ભગાભાઈ ભૂવાનાં કરતુક; પીતાંબર પટેલની ‘કેવડિયાનો કાંટો’માં પત્નીના મૃત્યુ પછી અંબા ચૂડો નથી ઉતારતી તેથી ગોવામુખીનો જીવ જતો નથી, અને બ્રહ્મરાક્ષસ એને છોડતો નથી એ પ્રસંગ; પુષ્કર ચંદરવાકરની કૃતિ ‘બાવડાંના બળે’માં શક્તિપૂજક નળકાંઠાના વાઘીઓ દેવીને રીઝવવા સુવર, ભેંસ, બકરાં વગેરેનું દેવીને બલિદાન આપે છે તે પ્રસંગ, વગેરે આપણા ગ્રામજીવનમાં જે વહેમો ને અંધશ્રદ્ધા પ્રવર્તે છે, તેનો ખ્યાલ આપે છે. પન્નાલાલ પટેલની નવલકથા ‘કરોળિયાનું જાળું’ તો ભૂતવિષયક વહેમ પર જ આધારિત છે. આથી, નવલકથાના આંચલિક તત્ત્વમાં વાસ્તવિકતાનું નિરૂપણ થાય છે.

આપણી આંચલિક કથાઓ મોટે ભાગે પ્રણયકથાઓ જ રહી છે. એમાં અંચલના સર્વાંગી નિરૂપણ કરતાં નાયક–નાયિકાના પ્રણયની આસપાસ જ કથાપ્રસંગોની ગૂંથણી થતી હોય છે. પન્નાલાલની ‘મળેલા જીવ’, ‘માનવીની ભવાઈ’, ‘ભાંગ્યાના ભેરૂ’, ‘ના છૂટકે’; ઇશ્વર પેટલીકરની ‘જનમટીપ’ કે ‘ધરતીનો અવતાર’; ચુનિલાલ મડિયાની ‘લીલુડી ધરતી’, પીતાંબર પટેલની ‘ધરતીનાં અમી’ કે ‘કેવડિયાનો કાંટો’; કૃષ્ણવદન ભટ્ટની ‘નયન વહે અમીધાર’, પુષ્કર ચંદરવાકરની ‘બાવડાંના બળે’ ઇત્યાદિ નવલકથાઓ આ વક્તવ્યના સમર્થનમાં દર્શાવી શકાય. નાયક–નાયિકાના પ્રણય કરતાં આ પ્રકારની નવલકથામાં અંચલનું સર્વતોમુખી ચિત્ર હોવું જોઈએ એનો ખ્યાલ હજી આપણા આંચલિક નવલકથાકારોને આવ્યો નથી. મેઘાણીને એ ખ્યાલ હતો, તેથી એમણે ‘સોરઠ તારાં વહેતાં પાણી’માં સપારણ ને રૂખડશેઠનો પ્રણય-પ્રસંગ નિરૂપ્યો છે, પણ સમગ્ર કથાનકને એ છાઈ જતો નથી. એથી જ મેઘાણીએ ‘સોરઠ તારાં વહેતાં પાણી’ને નાયક–નાયિકા વિનાની, જેમાં વાતાવરણ જ પ્રધાન છે, એવી નવલકથા કહી છે.

આ રીતે ગુજરાતી સાહિત્યમાં આંચલિક નવલકથા લખાઈ છે તે સારા પ્રમાણમાં, પણ એમાં આંચલિક તત્ત્વ હિન્દીમાં જેટલા પ્રમાણમાં વિકસ્યું છે, તેટલા પ્રમાણમાં વિકસ્યું નથી, અને આપણી આંચલિક નવલકથાઓ આંચલિકને બદલે ગ્રામીણ પ્રણયકથાઓ બની જાય છે.

□

# ગુજરાતી ઐતિહાસિક નવલકથાનો પ્રારંભ

ડૉ. હરજીવન પ્ર. પટેલ

કોઈ પણ ભાષાના સાહિત્યમા કોઈ પણ સ્વરૂપવિશેષ કઈ રીતે પાગર્યું–વિસ્તર્યું એની સ્પષ્ટ રેખા દોરી આપવી હમેશા મુશ્કેલ છે તેમ છતા ગુજરાતી ઐતિહાસિક નવલકથાના પ્રેરક, પ્રોત્સાહક, પરિચાલક બળો કયા કયા હતા એ વિશે અહી થોડુ ક કહીએ

ઈ સ ૧૮૫૦ થી ૧૯૦૦ દરમ્યાન જે સાસ્કારિક આંદોલનો શરૂ થયા તેણે અર્વાચીન સાહિત્યની ગગોત્રી થવાનુ સૌભાગ્ય પ્રાપ્ત કરી લીધુ ૧૮૨૦ મા કપની સરકારે ‘ બોમ્બે એજ્યુકેશન સોસાયટી ’ સ્થાપી ૧૮૨૫મા ભરૂચમાં “ નેટિવ એજ્યુકેશન સોસાયટી ”ની સ્થાપના થઈ પુસ્તક પ્રચારક મડળી, માનવ ધર્મસભા બુદ્ધિવર્ધક સોસાયટી, આદિ સસ્થાઓ પ્રકાશમા આવી પારસીઓની “ ગનેઆન પરસારક મડળી ” અને “ ગનેઆન પસારક પત્ર ”, દક્ષિણીઓની “ જ્ઞાન પ્રચારક સભા ” અને ગુજરાતીઓની “ અન્યોન્ય બુદ્ધિવર્ધક સભા ” ઊદ્‌ભવ પામી[1] ૧૯ મી સદીના ઉત્તરાર્ધમા અગ્રેજી કેળવણીએ ગુજરાતી સાહિત્ય અને સાહિત્યકારોના ઘડતરમા ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો

અગ્રેજ પ્રજામા વિજયની ખુમારી હતી “ અગ્રેજ પ્રજાએ ગુરુતાગ્રથિને વશ થઈને સુધારો કરવાને બહાને ભારતીય સસ્કૃતિ ઉપર સ્વસસ્કૃતિનુ વર્ચસ સ્થાપવાનો પેતરો રચ્યો ”[2] યુરોપીઓ આવ્યા ત્યારથી શરૂ થઈ ચૂકેલી વટાળ પ્રવૃત્તિને ભારે વેગ મળ્યો એક તરફથી વિજેતા પ્રજાની

૧ ગુજરાતી સાહિત્યની વિકાસરેખા ખડ ૨, પૃ ૪

૨ એજન, પૃ ૬

સંસ્કૃતિનો મુક્ત સ્વીકાર, બીજી તરફથી ભારતની પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યેની દબાઈ રહેલી ભાવના. આ બે પરિસ્થિતિઓમાંથી સંસ્કૃતિ-સંઘર્ષ પ્રગટ્યો. સંસ્કાર શોધનની પ્રવૃત્તિઓ પણ શરૂ થઈ એક મહાન સંઘર્ષમાંથી આખી ય પ્રજા પસાર થવા લાગી આ સંઘર્ષે જન્માવેલી અનેક પ્રકારની મનોદશાએ સાહિત્યમાં પોતાનું પોત પ્રકાશવા માંડયું. આથી જ એ ગાળાનું સાહિત્ય સંઘર્ષજન્ય પ્રતિકારોને પ્રગટ કરનારું બની રહ્યું છે

પરંતુ, આ તો સમસ્ત સાહિત્યની વાત થઈ. જો કે ઐતિહાસિક નવલકથાનું સાહિત્ય સમસ્ત સાહિત્યનો એક ભાગ જ છે, પરંતુ એમ છતાંય એનાં કોઈ પણ વિશિષ્ટ પરિબળો હોઈ શકે અને એ હોય તો અલગ તારવીને તપાસવાં જોઈએ. માત્ર ઐતિહાસિક નવલકથાને લાગેવળગે એવાં પ્રેરક ને પરિચાલક બળોને થોડી વિગતે જોઈએ

જેમ આપણું અર્વાચીન સાહિત્ય અંગ્રેજી સાહિત્ય દ્વારા પ્રારંભકાળમા પોષાયું છે, તેમ ઐતિહાસિક નવલકથાનું પણ પ્રથમ પ્રેરણાસ્થાન અંગ્રેજી સાહિત્ય થયું છે

ગુજરાતી સાહિત્યની પ્રથમ ઐતિહાસિક નવલકથા "કરણઘેલો" રસેલ સાહેબની સૂચનાથી લખાઈ હતી શ્રી રમણભાઈ નીલકંઠ નોંધે છે: "આ સર્વમા પ્રથમ બળ તે ઇંગ્રેજી નવલકથાઓના પરિચયરૂપ હતુ એને પરિણામે ઇંગ્રેજી નવલકથાઓના ગુજરાતીમાં ભાષાંતર થયા, પ્રતિકૃતિઓ થઈ; અને તેમના નમૂનાની નવી કથાઓ થઈ"[1]

આનંદશંકર પોતે "કરણઘેલો"ની પ્રસ્તાવનામા નોંધે છે "આ પ્રાંતના ઘણાખરા લોકોને ગુજરાતી કવિતામાં લખેલી વાર્તાઓ વાચવાનો ઘણો શોખ છે પણ હજી સુધી એવી વાર્તાઓ ગદ્યમાં લખાયેલી ગુજરાતી ભાષામાં ઘણી થોડી છે, અને છે તે લોકોમા પ્રસિદ્ધ નથી આ ખોટ પૂરી પાડવાને તથા અંગ્રેજી ગાથા તથા વાર્તાનાં જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર કરાવવાને આ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહેરબાન રસેલ સાહેબે મારી આગળ પોતાની મરજી જણાવી તથા એવી એક વાર્તા બનાવવાને મારે તે સાહેબે મને કહ્યુ, તે ઉપરથી આ પુસ્તક મે રચ્યુ."[2]

---

૧. કવિતા અને સાહિત્ય-૩, પૃ. ૨૬૦

૨. કરણઘેલો, પ્રસ્તાવના.

અંગ્રેજી નમૂના પરથી પ્રથમ ઐતિહાસિક નવલકથા ગુજરાતીમાં લખાઈ અને તે પણ એક અંગ્રેજના સૂચનને પરિણામે. સ્કૉટની નૉવેલોએ ગુજરાતી સાહિત્યની ઐતિહાસિક નવલકથાઓને સારો એવો નમૂનો પૂરો પાડ્યો. શ્રી ડાહ્યાભાઈ દેરાસરી નોંધે છે: "નવલકથાનું સાહિત્ય ઈંગ્રેજી કેળવણી પછી ઉત્પન્ન થયું છે, અને ઈંગ્રેજી નવલકથાઓની આકૃતિ લઈ ને જ ગુજરાતી નવલકથાઓ રચાઈ છે."[1] આપણી સર્વપ્રથમ ઐતિહાસિક નવલકથા "કરણઘેલો" માં સર વૉલ્ટર સ્કૉટની ઐતિહાસિક નવલકથાઓના સંસ્કારો પુષ્કળ છે, એમ શ્રી મણિભાઈ તત્રીએ પણ તારવ્યું છે.[2]

અંગ્રેજી કેળવણી દ્વારા પશ્ચિમના સાહિત્યનો સંપર્ક વધતાં ગુજરાતી ઐતિહાસિક નવલકથાએ પોતાનુ સ્વરૂપ સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે, એ નિર્વિવાદ વાત છે. માત્ર ગુજરાતી ભાષા જ નહિ, બંગાળી અને મરાઠી ભાષામાં પણ આવું જ બનવા પામ્યું છે. જો કે આપણે ત્યાં અંગ્રેજી નવલકથાઓનાં ભાષાતરો થયાં છે પ્રતિકૃતિઓ રચાઈ છે; પરન્તુ ગુજરાતી ઐતિહાસિક નવલકથાએ નરી ગુલામી નથી સ્વીકારી શ્રી. સુ. વ. શાહ સાચું જ કહે છે કે: "ગુજરાતી ઐતિહાસિક નવલકથા માટે પ્રારંભમાં અંગ્રેજી નવલકથાની પ્રેરણા કથાતંત્ર પૂરતી જ હતી વસ્તુની પસંદગીમાં અને તેની આયોજનામાં એ કાળના લેખકોએ સારી પેઠે મૌલિકતા દાખવી હતી"[3]

"કરણઘેલો" પ્રગટ થઈ અને વાચકોએ ઉમળકાથી એને વધાવી લીધી, એટલુ જ નહિ, વિદ્વાનોએ પણ "કરણઘેલો"ની પ્રશંસા કરી. "કરણઘેલો"ને આમ એના જમાનામાં અસાધારણ ગણી શકાય એવો આવકાર મળ્યો એ આવકાર મળવા પાછળ ઘણાં કારણો ગણાવી શકાય એમ છે. એના લેખક શ્રી નંદશંકરની પોતીકી પ્રતિભા પણ એમા મહત્ત્વનું કારણ છે અને બીજું કારણ છે કથાનો વિષય. વાચકોને પોતાની કહી શકાય એવી એક કૃતિ મળી એ પણ એક મહત્ત્વનુ કારણ ગણી શકાય. "કરણઘેલો"ની આ સફળતાએ અન્ય ઐતિહાસિક નવલકથાઓના પ્રકાશન માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો એમ કહેવામાં સત્યોક્તિ જ છે

---

૧. સાઠીના સાહિત્યનું દિગ્દર્શન

૨. ગુજરાતી નવલકથાનું સાહિત્ય, પૃ. ૫૪-૫૫

૩. વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા, પૃ. ૩-૪

ગુજરાતની નવલકથાનો પરિચય આપતાં શ્રી નવલરામ ત્રિવેદીએ પણ નોંધ્યું છે કે: " "કરણઘેલો" પ્રસિદ્ધ થઈ એ જ સાલમાં "સાસુવહુની લડાઈ" નામે વાર્તારૂપે ખરી છપી, સુબોધ અને રમૂજ સહિત સ્વ મહીપતરામે પ્રગટ કરી. "કરણઘેલો"ની અસાધારણ ફત્તેહનું પરિણામ ગુજરાતી નવલકથાના વિકાસ પર એ આવ્યું કે કેટલાક સમય સુધી નવલકથા એટલે ઐતિહાસિક નવલકથા એવો જ ખ્યાલ સામાન્ય રીતે વાચકો અને લેખકોના મનમાં બંધાઈ ગયો. તેથી જ મહીપતરામે પોતાનો સામયિક વાર્તાનો સ્વતંત્ર રસ્તો છોડી દઈને "કરણઘેલો"ના અનુકરણમાં "વનરાજ ચાવડો" અને "સધરા જેસંગ" જેવી ઐતિહાસિક નવલકથાઓ લખી."[1]

"કરણઘેલો" ૧૮૬૬ ની સાલમાં પ્રગટ થઈ, ત્યારથી માંડીને ગુજરાતી સાહિત્યમાં ઐતિહાસિક નવલકથાઓનો જાણે કે યુગ બેઠો. કલ્પિત કથાઓ તદ્દન લખાતી ન હતી એમ નહિ, પરંતુ "કરણઘેલો" અને એનાં અનુકરણોની પરંપરાને હંફાવીને નવો ચીલો પાડી શકે એવી સમર્થ કથા મળતી ન હતી. એ બન્યું ૧૮૮૭ માં જ્યારે "સરસ્વતીચંદ્ર"નો પહેલો ભાગ પ્રગટ થયો. "સરસ્વતીચંદ્ર"ના પ્રકાશન પછી એણે જે નવો પ્રકાશ પ્રગટાવ્યો એને પરિણામે ઐતિહાસિક નવલકથાઓનાં વળતાં પાણી થયાં. પરંતુ ત્યાં સુધી તો ઐતિહાસિક નવલકથાઓનો ડંકો જ વાગ્યો. શ્રી રામચંદ્ર શુક્લ પણ આ વાતને નોંધતા જણાય છે. એઓ કહે છે: "આમ જોતાં ૧૮૬૮ થી ૧૮૮૭ સુધીનો સમય ગુજરાતી નવલકથાઓમાં ઐતિહાસિક વાર્તાનો સમય કહી શકાય, કારણ કે એ સમયમાં મુખ્યત્વે "કરણઘેલો"ના અનુકરણમાં ઇતિહાસના પાયા ઉપર રચાયેલી વાર્તાઓ પ્રસિદ્ધ થાય છે. અને એની એટલી બધી પ્રબળ અસર છે કે મૌલિક વાર્તાઓ અને પરભાષામાંથી ભાષાન્તરો પણ એ જ વિષયને લગતાં લખાય છે."[2]

અંગ્રેજી સાહિત્ય અને "કરણઘેલો" એ બે ઉપરાંત ત્રીજું પણ એક બળ હતુ ભગિની ભાષાઓની નવલકથાઓનુ ભાષાન્તર પ્રવૃત્તિ પણ એક પ્રેરક બળ થઈ શકે એટલી પ્રબળ હતી. બંગાળી અને મરાઠી એ બે ભાષાઓમાંથી સારી કૃતિઓ ગુજરાતીમાં દાખલ થઈ, પરંતુ અસર પડી બંગાળી કથાઓની. બંગાળી નવલકથાઓની છાપ આ ભાષાંતરો દ્વારા ગુજરાતી નવલકથાના સાહિત્ય પર પડી છે એવું શ્રી રમણભાઈ નીલકંઠે

---

૧. નવાં વિવેચનો, પૃ. ૩૫–૩૬.

૨. ગુજરાતી સાહિત્ય, પૃ. ૨૦૭

પણ નોંધ્યું છે[1] તો શ્રી મણિલાલ તન્ત્રીએ બંગાળી કથાઓની અસરને સ્પષ્ટ રીતે તારવી બતાવી છે: "સુક્ષ્મતાથી જોનારને માલૂમ પડશે કે બંગાળી નવલકથાઓના સંસ્કાર ગુજરાતી નવલકથાના લેખનમાં વધારે કામે લાગ્યા છે ઐતિહાસિક નવલકથાનો પ્રકાર પણ બંગાળી સાહિત્યના જ સંસ્કાર મૂર્તિમાન કરે છે "જીવન પ્રભાત" અથવા "શિવાજી", "જીવનસંધ્યા", "ઔરંગઝેબ અને રાજપૂતો" વગેરે કૃતિઓ રોમેશદત્ત અને બંકિમ ચટ્ટોપાધ્યાયની છે અને હાલની ઐતિહાસિક નવલકથાઓની પદ્ધતિમાં આ બે ગ્રંથકારના સંસ્કાર સૌથી અધિક જોવામાં આવે છે"[2]

એ કાળમાં લખાતું સાહિત્ય હેતુલક્ષી જ રહેતું આથી દરેક લેખક કોઈ ને કોઈ આશય સિદ્ધ કરવા ખાતર સર્જન કરતો કલ્પિત વસ્તુવાળી નવલકથા કરતાં ઐતિહાસિક નવલકથા એ આશય સિદ્ધ કરવામાં વિશેષ ઉપયોગી થશે એવી એ કાળમાં લેખકોની માન્યતા હતી ઐતિહાસિક કથા "સત્યકથા" હોવાથી વાચકને સહજમાં વિશ્વાસમાં લઈ શકાય છે, એ હકીકત ઉપર એવી માન્યતા સ્થિર થયેલી હતી વકીલ અમૃતલાલ એક જગ્યાએ નોંધે છે "કલ્પિત કરતાં ઐતિહાસિક નવલકથા વિશેષ, ન ભૂંસાય તેવી અસર કરે છે"[3]

બીજા પણ એક બે મતો આ સંદર્ભમાં જોવા જેવા છે શ્રી દેસાઈ ધીરજલાલ નરભેરામ વકીલ કહે છે "કલ્પિત નવલકથા લખવા કરતાં ઐતિહાસિક નવલકથાથી મનુષ્યજીવનની ખરી ખૂબીનું તાદૃશ્ય ચિત્ર પાડવાને વધારે અનુકૂળ થઈ પડી છે તેમ રાજદ્વારી, સંસારી તથા ધાર્મિક વિષય ઉપર તેની છાપ સારી પડે શકે છે"[4] શ્રી વકીલ અમૃતલાલ પણ આ પ્રકારનો જ મત ધરાવે છે[5] લેખકોની પોતાની આ માન્યતા ખરી હોય વા ખોટી, પરંતુ એ માન્યતાએ એમને કલમ પકડાવી છે અને એમની પાસે ઐતિહાસિક નવલકથાઓ લખાવી છે એ વાતની ના પાડી શકાય તેમ નથી

ઐતિહાસિક નવલકથામાં માત્ર કલ્પનાને વિહાર કરવાનો અવકાશ નથી એમ પણ નથી એમાં પણ કલ્પનાને છૂટી મૂકી શકાય છે અને અદ્ભુત

---

૧ કવિતા અને સાહિત્ય, પૃ ૨૬૧
૨ ગુજરાતી નવલકથાનું સાહિત્ય, પૃ ૭૩
૩ મહારાજા રાવ નોઘણ – પ્રસ્તાવના
૪ પાણીપતનું યુદ્ધ – પ્રસ્તાવના
૫. મહારાજા રાવ નોઘણ – પ્રસ્તાવના

રસ અને ભાવનાના રંગો એમાં યથેચ્છ પૂરી શકાય છે[1] કથામાં પ્રગટતો "ઇતિહાસ રસ" પણ વાચકને પક્ષમાં લેવા ઓછો કામમાં આવે એમ નથી. આથી જ લેખકોનું વલણ ઐતિહાસિક કથાઓ રચવા પરત્વેનું વિશેષ રહ્યું જણાય છે. વળી એમાં સર્જન શ્રમ કાંઈક ઓછો લેવો પડે. ઇતિહાસની સામગ્રીમાંથી ઘણુંખરું તો તૈયાર મળી જતું હોય, એટલે લેખકને પછી એમાં રંગો જ પૂરવાના રહે, વિગતોની ગોઠવણી જ કરવાની રહે. આમ અંગ્રેજી સાહિત્યની અસર ને "કરણઘેલો"ની સફળતા જ માત્ર નહિ, લેખકોની પોતાની કેટલીક માન્યતાઓ અને ઓછી કલ્પનાશક્તિને પરિણામે ઐતિહાસિક નવલકથાને વિહરવાનો અવકાશ વિશેષ મળ્યો છે.

આ તો લેખકપક્ષે વાત થઈ. સર્જકે વાચક સામે પણ જોવાનું રહે. શામળ ભટ્ટની અદ્ભુત રસિક પદ્યકથાઓ અને પ્રેમાનંદનાં રસભર આખ્યાનોથી ગુજરાતી સાહિત્ય શોખીન પ્રજાની રુચિ ઘડાઈ હતી અંગ્રેજી કેળવણી શરૂ થતાં પદ્યનો જમાનો કથા પૂરતો ગયો, આખ્યાનો અને પદ્યકથાઓનો મૃત્યુઘંટ જ વાગી ચૂક્યો છે તે કથાકૌતુકરસિયા લોકોની ભૂખ સંતોષવા કથાઓ પદ્યમાં લખાય એ જરૂરનું હતું વાચકો હજી "ગુલ-બંકાવલી"ની વાર્તાના ભોગી બહુધા રહ્યા હતા. એટલે એમને અદ્ભુત રસિક કથાઓ આપવાની હતી. શ્રી નવલરામ ત્રિવેદીનો મત આ બાબતમાં નોંધવા જેવો છે: "વાચક વર્ગ મોટે ભાગે બાળક જેવી મનોદશાવાળો હતો તેને તો 'એક હતો રાજા'–એવી વાર્તા જોઈતી હતી વળી સામાજિક વાર્તાઓમાં તો પોતાનાં દૂષણો બતાવવામાં આવે તે કોને ગમે? એ દૂષણો માટે સમાજને જ જવાબદાર ગણવામાં આવે અને સમાજના એક અંગ તરીકે વાચકની એ દૂષણો સુધારવાની ફરજ થઈ પડે આવી ઉપાધિમાં પડવાને બદલે ઐતિહાસિક નવલકથાઓ શું ખોટી કે જવાબદારી અન્યને માથે નાખી દેવાય? ગુજરાત પરતંત્ર થયું તે કરણઘેલાના દોષને લીધે, અમારે તેમાં લેવા કે દેવા નહિ"[2]

બાલદશાના વાચકોની રુચિને અનુકૂળ આવે એવા અદ્ભુત રસના ઠાંસણાવાળી ઐતિહાસિક નવલકથાઓનો કાલ ઉતરવા લાગ્યો લેખકોને એક બીજું પણ પ્રોત્સાહન મળ્યું હતું ગુજરાતી ભાષામાં સામયિકો પ્રગટ થવા લાગ્યાં હતાં અને નવલકથાને સારો આવકાર મળતો હતો ઐતિહાસિક

1 નવાં વિવેચનો, પૃ. ૬૭
2. એજન, પૃ. ૬૮-૬૯

નવલકથાઓ ભેટપુસ્તકરૂપે આપવાની પણ એક પ્રથા શરૂ થઈ હતી. આ ભેટ પ્રથાએ ઐતિહાસિક નવલકથાનાં લેખન–પ્રકાશનને સારો એવો વેગ આપ્યો. ગુજરાતી નવલકથાઓનો વિકાસ આલેખનાર બે વિદ્વાનોનાં વિધાનો એની શાખ પૂરે છે.

"ઈ. સ. ૧૮૯૧ માં 'ગુજરાતી' વર્તમાનપત્રની દરેક વર્ષે એક નવલકથા ભેટ આપવાની રીતિ શરૂ થઈ. એનું પહેલું પુસ્તક 'હિન્દ અને બ્રિટાનિયા' નવલકથા નથી, પરંતુ ત્યાર પછીની નવલકથાઓ 'દિલ્હી પર હલ્લો', 'ઔરંગઝેબ અને રજપૂતો', 'નૂરજહાંન', 'બાજીરાવ બલ્લાળ' વગેરે તથા ત્યાર પછીની કેટલીક પ્રશસાપાત્ર છે "[1]

"ગુજરાતીને અનુસરીને 'પ્રજાબંધુ' તેમ જ 'ગુજરાતી પંચે' પણ વાર્ષિક ભેટ આપવાની પ્રથા ચાલુ કરેલી અને એથી કેટલીય સામાજિક અને ઐતિહાસિક નવલોનો ગુજરાતી સાહિત્યમાં ઉમેરો થયેલો છે. 'કરણ-ઘેલો'થી જે રસવૃત્તિ પેદા થયેલી તે મુખ્યત્વે 'ગુજરાતી'ના અને બીજાં ભેટપુસ્તકોથી પોષાતી રહેલી છે. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી, ધીરજલાલ નરભેરામ, પુરુષોત્તમ વિશ્રામ, નારાયણ ઠક્કુર અને ચુનીલાલ શાહ જેવા લેખકોએ કેટલીક ઐતિહાસિક નવલો એ પ્રથાને પરિણામે જ આપણને આપેલી છે."[2]

ઐતિહાસિક નવલના વિકાસ માટે બીજું પણ પ્રોત્સાહક બળ અહીં યાદ કરી લેવું જોઈએ. ભારત ગુલામ હતો, ભારતની પ્રજા એક પ્રકારનો તેજોવધ મૂગે મોંએ સહી રહી હતી હારીને હારણ થઈ ગયેલી પ્રજા વિજેતા પ્રજાની સંસ્કૃતિના વંટોળ સામે પોતાની સંસ્કૃતિને ક્ષુલ્લક માનતી થતી જતી હતી આત્મભાન અને સ્વ-ખમીરનો પરિચય જ જાણે ભૂલી બેઠી હતી.

સુધારાનો જબ્બર વંટોળ ગુજરાતમાં ઊભો થયો હતો આખી પ્રજા પોતાનું અસલ ખમીર ગુમાવવા મથી રહી હતી અસ્મિતાની ભાવના પ્રબળ કરવા માટે ભિન્ન ભિન્ન પ્રયાસો શરૂ થયા હતા એમાં લેખકોનો પણ ઘણો મોટો હિસ્સો છે એ કાળની ઐતિહાસિક નવલકથાના વિષયો અને કથા લેખકોની પ્રસ્તાવનાઓ જોતાં આ વાત ઊડીને આંખે વળગે એવી છે. આપણે કેટલાક લેખકોને સાંભળીએ

૧. શ્રી મણિલાલ તંત્રી–ગુજરાતી નવલકથાનું સાહિત્ય, પૃ. ૬૩
૨. શ્રી રામચંદ્ર શુકલ–ગુજરાતી સાહિત્ય, પૃ. ૨૧૮–૨૧૯.

શ્રીયુત જહાંગીરશાહજી તાલ્યેરખાનના ગ્રંથનો હિંદીમાં અનુવાદ કરનાર શ્રી કિસનલાલ શ્રીધર નોંધે છે: "ઘણા દિવસથી એ ઇચ્છા હતી કે કોઈ એવું પુસ્તક રચું કે જે દેશોન્નતિકારક હોય, જે વાંચીને રસિકોને રસ, વીરોને વીરત્વ, સ્વદેશાભિમાનીઓને દેશાભિમાન, વિદ્યાર્થીઓને બોધ પ્રાપ્ત થાય."[1]

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર કહે છે કે: "લોકોમાં લૌકિક ને પારમાર્થિક ઉન્નતિનાં સાધનો છૂટથી પ્રવર્તાવવાં એવા ઉદ્દેશથી વર્ષોવર્ષ "ગુજરાત" પત્ર તરફથી ઐતિહાસિક નવલકથા ઉપહાર તરીકે આપવામાં આવે છે"[2]

હિન્દની ગુલામીનાં કારણો શોધતાં શ્રી છગનલાલ નારાયણભાઈ મૈત્રી એવું વિધાન કરે છે: "હિન્દની જ રૂપાની તરવારથી હિંદ જિતાયું છે."[3] આ વિધાનને જ પૂરક હોય એવું શ્રી ઠક્કર નારાયણ વિસનજીનું એક વિધાન મળે છે: "સૃષ્ટિના આરંભકાળથી જ આ ભારતવર્ષ સ્વતંત્ર રહીને સમસ્ત ભૂમંડળમાં પોતાના વર્ચસ્વને સ્થાપી શક્યું હતું પરંતુ મહાભારતના ચિરસ્મરણીય યુદ્ધ પછી ભારતીયોની બુદ્ધિ એવી તો ભ્રષ્ટ થઈ ગઈ અને કુસુંપ તથા પરસ્પર દ્વેષની એટલી બધી ભયંકર પ્રબળતા થઈ."[4]

ભારતની ગુલામીનાં કારણો શોધવા ભૂતકાળમાં શક્ય તેટલું નિમજ્જન સાધવાનો લેખકોએ સન્નિષ્ઠ પ્રયત્ન કર્યો છે. તેમ કરવા પાછળ ભારતની વર્તમાન પ્રજામાં નવું બળ, નવી ચેતના ફૂંકવાનો આશય રહેલો હતો. શ્રી છગનલાલ નારાયણભાઈ મૈત્રી પોતાની નવલકથા લેખનની પ્રવૃત્તિનો આશય આમ સમજાવે છે: "જાગૃતિ આણવામાં ઇતિહાસિક વાર્તાઓ એ ઘણું જ ઉત્તમ સાધન છે. ઇતિહાસિક વાર્તાઓ દરેક પ્રજાને તેની પ્રાચીન સ્થિતિનું દિગ્દર્શન કરાવી, તેણે કરેલી ભૂલો અને સારાં પગલાં, ભવિષ્યમાં ધ્યાનમાં લઈ, સાવધ થઈ, ઉન્નતિ માર્ગ ખોળવામાં જોડનાં શીખવે છે."[5] શ્રી પ્રાણજીવન હરિહર શાસ્ત્રીની ભાવના પણ એવી જ છે: "વાચકવૃંદો આ નવલકથાના ઉદ્દેશને ધ્યાનમાં રાખીને જો પોતાના કર્તવ્યકર્મમાં તત્પર થશે તો તેઓ આત્મોન્નતિની સાથે પોતાનો દેશોદય જોવાને પણ

૧. મુદ્રાકુલીન-હિન્દી, પ્રસ્તાવના.
૨. નૂરજહાં, પ્રસ્તાવના.
૩. નંદનવનનો નાશ, પ્રસ્તાવના.
૪. રાજ્યા બેગમ, પ્રસ્તાવના.
૫. ઇન્દુકુમારી, પ્રસ્તાવના.

ભાગ્યશાળી નીવડશે."[1] શ્રી ધીરજલાલ વકીલ કહે છે: "યવન રાજદ્વારીઓની અન્યાયવૃત્તિથી, વિલાસપ્રિયતાની ઉચ્છંખલ રીતિથી, ધર્મભ્રષ્ટ કરવાની ક્રૂર નીતિથી અને ધન હરવાની સ્વચ્છંદી રીતિથી આર્યધર્મગૌરવ તથા સત્તાગૌરવ હીણી દશામાં આવી ગયાં હતાં."[2] વિશેષ ઉદાહરણો નહિ લઈએ. મધ્યકાલીન ગુજરાતી પ્રજાએ આત્માનો ડંખ ભક્તિપૂજા કરીને વિસારે પાડયો હતો. તેમ અર્વાચીન ગુજરાતી પ્રજાએ યવનોની રીતિનીતિમાં ભારતનો હ્રાસ જોઈ–વિચારી, ધર્મના પાયા ઉપર ભારતની અસ્મિતા સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો હતો એમ કરવામાં પ્રેરનારું બળ એ કાળની સંઘર્ષભરી પરિસ્થિતિ હતી. આથી જ આત્મોન્નતિ દેશોદયની પ્રબળ ભાવનાએ લેખકો પાસે કલમ પકડાવીને ઐતિહાસિક નવલકથાઓ લખાવી હતી. સર્જકની સિસૃક્ષાને ઢંઢોળીને કર્તવ્યાભિમુખ કરનારું આ બળ તે ગુજરાતના સાંસ્કૃતિક સંઘર્ષની આલોડવામાંથી પ્રગટીને સર્જકનુ હૃદયબળ બની બેઠું હતું

શ્રી રમણભાઈ નીલકંઠે પણ સ્વીકાર્યું છે કે "ત્રીજું બળ તે રાષ્ટ્રીય ભાવનાના ઉદયરૂપ હતુ અને તેને પરિણામે થયેલી કૃતિઓમાં પ્રથમ તે રા. રા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈકૃત "હિન્દ અને બ્રિટાનિયા" છે.[3] આ ઉપરાંત બીજા પણ પરિબળો પ્રવર્તતાં હતાં ગુજરાતની પ્રજાને પોતાના ઇતિહાસનું જ્ઞાન આપીને, ગુજરાતનું ગૌરવ પ્રજામાં સ્ફુરાવવાની પણ કેટલાક લેખકોને ધગશ હતી લેખકોની આ ધગશ ગુજરાતના ઇતિહાસને આધારે લખાયેલી "કરણઘેલો", "વનરાજ ચાવડો", "સધરા જેસંગ", "રાણકદેવી" આદિ નવલકથાઓ પ્રગટ કરતી લાગે છે.

શ્રી મહિપતરામના આ ઉદ્‌ગારો જુઓ: "આપણા કવિઓએ ગુર્જર રાજાને વિસારી દીધા. કોઈ કવિએ એમની નોંધ કરી નહિ પુષ્પસેન, ચંપાવતી વગેરે કલ્પિત રાજા અને નગરોની કહાનીઓ જોડી, પણ આપણા ભીમદેવ, કુમારપાળાદિ રાજા અને પાટણાદિ નગરોને વિસરી ગયા. આપણા કવિઓની ગફલતથી ગુર્જર પ્રજામાંથી પ્રજાભિમાન જતુ રહ્યું"[4]

---

૧. નૂરજહાંન, પ્રસ્તાવના.

૨. બાજીરાવ બલ્લાળ, પ્રસ્તાવના.

૩. કવિતા અને સાહિત્ય, પૃ. ૨૧૨

૪. વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા, પૃ. ૪

" આમ ઇતર પ્રકારની કલ્પિત નવલકથા કરતાં ઐતિહાસિક નવલકથાને ઉચ્ચ સ્થાને સ્થાપવામાં એક તો ભૂતકાલીન ઇતિહાસ પ્રતિ તથા વીરો પ્રતિ અહોભાવ અને બીજું વાર્તા દ્વારા ઇતિહાસનું જ્ઞાન વાચકોને-મળે એવી ઇચ્છા કારણભૂત હતાં."[1]

વાચકોને ઇતિહાસજ્ઞાન આપવા, ભૂતકાળના ગૌરવ પ્રતિ અહોભાવ પ્રગટાવવા અને ઇતિહાસનું મહાત્મ્ય બતાવવા ખાતર પણ આવી કથાઓનું સર્જન થતું. કલ્પિત વાતો પ્રત્યેની એક પ્રકારની સૂગ શ્રી મહિપતરામના ઉપર્યુક્ત વિધાનમાં જોઈ શકાય છે. એ સૂગ પણ ઐતિહાસિક નવલકથાનો માર્ગ મોકળો કરવા માટે જવાબદાર તો ગણાય જ.

ઠક્કુર નારાયણ વિસનજી એક જગ્યાએ લખે છે: " એકાએક સંકટ પડતાં ઘરમાં વયોવૃદ્ધને તેનો ઇલાજ પૂછાય છે. કેમ? તેને અનુભવ તેવા હશે એ માનીનતા–શ્રદ્ધાથી જ. ૫૦–૬૦ વર્ષના અનુભવવાળાની આટલી કિંમત થાય તો કોટ્યાવધિ મનુષ્યોના અનુભવ સાગરનો અર્થાત ઇતિહાસનુ મહાત્મ્ય કેટલું?" [2]

સાચા ઇતિહાસોની ખામી એ કાળે હતી. એવા ઇતિહાસો બાળકોને આપવામાં આવે તો અનર્થ થાય આથી શુદ્ધ ઇતિહાસ નવલકથા દ્વારા આપવાની ભાવના પણ કેટલાક ઇતિહાસપ્રેમી લેખકો ધરાવતા હતા. ઠક્કુર નારાયણ વિસનજી લખે છે: " એ ઇતિહાસોના વાચનથી સુકોમળ બુદ્ધિનાં બાળકોના હૃદયમાં એવા તો અધમ સંસ્કારો આવી જાય છે કે જેના યોગે તેઓ પોતાને આજન્મ હીન, દીન અને અધીન જ માનતા રહે છે એ નવીન સંતાનો પર જ ભારતની ભાવિ ઉન્નતિનો સર્વ આધાર રહેલો હોવાથી ને તેમનાં હૃદયોમાં આવા સંસ્કારોનો દઢતાથી સંચાર થઈ જાય તો ભવિષ્યમાં તેથી દેશની કેવી અને કેટલી સામાજિક, નૈતિક અને ધાર્મિક હાનિ થવાનો સંભવ છે, એની કલ્પના કોઈ પણ વિચારશીલ મનુષ્ય કરી શકે એમ છે.' [3]

ઇતિહાસનાં સત્યો પ્રગટ કરીને ભાવિ પેઢીને સાચા માર્ગે દોરવાનો લેખકનો આશય અને ઇતિહાસજ્ઞાન દ્વારા સ્વાભિમાન જગાડી આપવાની

---

૧. વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા, પૃ. ૪-૫
૨. પ્લાસીનું યુદ્ધ, પ્રસ્તાવના.
૩. ચક્રવતી બાપા રાવળ, પ્રસ્તાવના.

લેખકની પ્રવૃત્તિ – આ બન્નેને "રાષ્ટ્રભાવનાના ઉદય"ના જ વિભાગ તરીકે જોઈ શકાય! "

માત્ર અસ્મિતા જગાડવાની જ ભાવના લેખકોમાં હતી એમ નહિ, પ્રજાના જીવનને સુસંસ્કૃત કરવુ, વાચકને સુંદર ઉપદેશ આપીને સામાન્ય જ્ઞાન આપવુ અને શબ્દવ્યવહાર સૂચવવો એ પણ એ કાળના લેખકોને ઇષ્ટ હતું. એમા સુધારાની ભાવના ભળી ગઈ હતી. ઐતિહાસિક નવલકથાકારો પ્રજાને મૂળમાથી ઊભી કરીને ઘડવા માગતા હોય એવુ લાગે છે

"દેશી વિદેશી સત્યશાલો તેમ વસજો રાગમાં
સગે રહી સપે વમી જો કાર્ય થાશે ભારતે
અનુભવ થશે શુ સૌખ્ય છે સપત્તિ ને સુખભાગમા"[1]

એક લેખકે પોતાની નવલકથામા આમ ગાયું છે દલપતરામનો સુધારો જાણે બોલતો હોય એમ લાગે. લેખકો ઉપદેશ પણ ઇતિહાસના ઓઠા તળે આપવા માગતા હતા મોરબીના શીઘ્ર કવિવર શ્રીયુત શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર પોતાના "વિદ્વત્કૃત્ય વિવેક" નામના ઉત્તમ ગ્રથમા કહે છે કે "નવલો ને નાટકો કોઈ ગુણીયલ કાતાઓની પેઠે હિતકર બોધ કરે છે પણ કલ્પિત નવલો અને નાટકોથી મનુષ્યોના મન ઉપર જે શુભ અસર થાય છે તે ક્ષણસ્થાયી અર્થાત્ લાંબો સમય નહિ નભે એવી નીવડવાનો ઘણો વખત સભવ છે તે જ કારણથી હમણા વિદ્વાનો ઇતિહાસિક બનાવો ઉપરથી વાર્તાઓ ઉપજાવી કાઢવાનુ કાર્ય ઉત્તમ ગણે છે"[2] શાસ્ત્રીજીના આ વિધાનની સત્યાસત્યતા વિશે ચર્ચા કરવાની જરૂર નથી એ કાળના લેખકો શાસ્ત્રીજી કહે છે તેવી માન્યતા ધરાવતા, અને એથી જ ઉપદેશ આપવા માટે પણ ઐતિહાસિક કથા વિશેષ ઉપયોગી સાધનમાધ્યમ મનાતાથી એનું લેખન પણ સારા પ્રમાણમા થયુ.

ભાવક, સર્જક ને સમાજ એ ત્રણેયને અનુકૂળ આવે એવુ વાતાવરણ ઐતિહાસિક નવલકથા માટે જ રહ્યુ લાગે છે લેખકોએ આ સ્વરૂપ પાસેથી ઘણુ બધુ કામ લેવાની આશા સેવી તો વાચકોએ ઘણુ બધુ પ્રાપ્ત કરવાની અને તત્કાલીન સાહિત્ય સમાજને સાહિસિક પ્રવૃત્તિઓનો વેગ પણ એને પ્રાપ્ત થઈ રહ્યો

---

૧. જગન્નાથની મૂર્તિ, કથાના અંતમા

૨. ઇન્દુકુમારી, પ્રસ્તાવના

વાચકને શું શું પ્રાપ્ત થાય છે એની એક યાદી અહીં જોવા જેવી છે. એક કથાલેખકના આ શબ્દો જુઓ: "ઇતિહાસના અભ્યાસથી બીજા પણ અનેક લાભો થાય છે. રાજ્યોની ઉત્પત્તિ મૂળ કેવી રીતે થાય છે, તે વૃદ્ધિ કેમ પામે છે, તેનો લય શા કારણથી થાય છે તે કારણો કેવી રીતે ઉદ્‌ભવે છે, સદાચરણનું ફળ શું, દુરાચરણનું પરિણામ શું આવે, અતિ લોભથી શી હાનિ, સંકટોમાંથી ચતુર પુરુષો કેવી રીતે બહાર પડે છે, સજ્જનોને કીર્તિની પ્રાપ્તિ શાથી છે, દુર્જનોની કેવી દુર્દશા થાય છે, ગર્વિષ્ઠનો અહંકાર ક્યાં સુધી ટકે છે, કીટિકાનો અવતાર છતાં શર્કરાનો સ્વાદ કેવા પ્રકારે લેવો, સંપત્તિ આશાશ્વત છે અને તે દ્વિપ્રહરની છાયા પ્રમાણે ક્ષણના અર્ધભાગમાં લુપ્ત થાય છે, કાળચક્ર તળે રાવણ જેવા મહાન પરાક્રમી રાજાઓ પણ ચગદાઈ ગયા, ત્યારે આપણા જેવા દીનોની શી શક્તિ? એવા એવા અનેક વિચારો ઇતિહાસથી આપણા મનમાં આવે છે અને એથી નમ્રતા, સહનશીલતા, ચાતુર્ય, ઈશ્વરભક્તિની વાસના ઇત્યાદિ સર્વોત્કૃષ્ટ ગુણો આપણે મેળવી શકીએ છીએ"[1]

આથી વિશેષ કહેવા નોંધવાની આવશ્યકતા રહેતી નથી ઐતિહાસિક નવલકથાના વિકાસ ઘડતરના આટલાં પગિયાં વિચાર્યાં પછી પણ "રાસમાળા"નું મહત્ત્વ સ્વીકાર્યું રહ્યું. ઇતિહાસને લાગતી સામગ્રી સુલભ કરી આપવાનું જ માત્ર નહિ, ઇતિહાસ પ્રતિ ધ્યાન દોરીને રસ કેળવવાનું પણ સુકૃત્ય "રાસમાળા"એ કર્યું છે

૧૮૮૭ સુધી ('સરસ્વતીચન્દ્ર'ના આગમન સુધી) ઐતિહાસિક નવલકથાએ જાહોજલાલી ભોગવી છે પછી એનાં વળતાં પાણી થયાં, તે મુનશી આવતા સુધી. પરન્તુ એ વિકાસનું ચિત્ર અહીં અસ્થાને છે એટલે અહીં થી જ અટકીએ



૧. પ્લાસીનું યુદ્ધ, પ્રસ્તાવના.

# 'નળાખ્યાન'માં વસ્તુસંકલના

ધીરુભાઈ કે. મોદી

પ્રેમાનંદીય 'નળાખ્યાન'ના હાસ્યરસ વિશે, એના રહસ્ય વિશે અને સમગ્ર રસમયતા વિશે મહદ્ અંશે ચર્ચાઓ–વિચારણાઓ થઈ છે, પરંતુ એની વસ્તુસંકલના વિશે એમ લાગે છે કે ખાસ કંઈ ભારપૂર્વક લખાયું નથી. નાટક કે નવલકથાઓમાં વસ્તુસામગ્રીનો વિન્યાસ જે રીતે અવલોકવામાં આવે છે એમ 'નળાખ્યાન'માં પણ વસ્તુવિન્યાસનું અવલોકન કરવામાં આવે તો એક રસિક પ્રકરણ બની રહે એમ છે.

સાહિત્યિક સ્વરૂપમાં દરેક સર્જકને પોતાના સમયની મર્યાદા નડે જ છે. આજનો યુગ નવલકથા કે નાટકયુગ કહી શકાય. આજે જો એ જ પ્રેમાનંદ પોતાની એ જ સર્જકતાના સંભાર સાથે જન્મ્યો હોત તો આપણા યુગને એણે સારાં એવાં હાસ્યરસપ્રધાન કે કરુણરસપ્રધાન નાટકોની રસલ્હાણ કરાવી હોત. સર્જકતા તો એની હતી, પરંતુ સાહિત્યિક સ્વરૂપ તો એણે પરંપરાપ્રાપ્ત જ હાથમાં લેવું પડ્યું એ આખ્યાનો આજનાં નાટકોની જેમ જ ઘટનાપ્રધાન હતાં. (અહીં પ્રયોગનાટક કે ઍબ્સર્ડ નાટકો અપેક્ષિત નથી.) નાટકોમાં પણ મંગલ–પ્રાર્થના હોય છે પ્રેમાનંદ આખ્યાનોમાં એ વિધિ ઝટપટ પતાવીને સીધો કથાવસ્તુ ઉપર આવી જાય છે. 'નળાખ્યાન'માં પણ મૂળ કથાવસ્તુ ઉપર એ બહુ સહજતાથી–સ્વાભાવિકતાથી આવી જાય છે. એની પ્રસ્તાવનારૂપ કડીનો પણ એમાં વિક્ષેપ નડતો નથી. બધું સમરસ બને છે. પ્રેમાનંદની આ નિપુણતા છે–રસસિદ્ધતા છે. એણે આખ્યાનો ભલે લખ્યાં હોય, એની પ્રતિભા તો કુશળ નાટચકાર–વિદ્દની છે.

આખ્યાનની શરૂઆતમાં શ્રોતાગણો થોડાક અસ્વસ્થ હોય, બેધ્યાન હોય એટલે, વાર્તાના ધારદાર અને જોરદાર પ્રવાહમાં એ બધા ખેંચાઈ જઈ

એકાગ્રચિત્ત બને એ જોવાનુ કામ કુશળ આખ્યાનકારનુ છે કાલિદાસે પણ ધીરગભીર શાકુન્તલ નાટકની શરૂઆતમા હાસ્યરસિક પ્રસગ મૂકી દીધો છે, જેથી પ્રેક્ષકો એકચિત્ત બને અને નાટ્યવસ્તુમા મગ્ન બને અહી પ્રેમાનદ પણ આખ્યાનની શરૂઆતમા સરસ હાસ્યરસિક પ્રસગ મૂકી દે છે હાસ્યરસની એક ખાસિયત એ પણ છે કે એ કથાવસ્તુમા ગમે ત્યા, આદિ મધ્ય કે અતે સ્થાન લઈ શકે કરુણરસનુ એવુ નથી કરુણરસમા પૂર્વાપર સબધની જબરી અપેક્ષા રહે છે હાસ્યરસમા એકાદ વાક્ય કે કોઈક વક્રોક્તિની જ જરૂર રહે છે હાસ્યની માફક કરુણ એમએક સભવી શકતો નથી આથી જ કોઈ પણ કથાવસ્તુમા કરુણ ધીમેધીમે ક્રમેક્રમે ઘેરો અને સઘન બનતો જાય છે વાર્તાવસ્તુનો અડધો ઉપરાંત માર્ગ વટાવ્યા બાદ જ હાસ્યને માટે એવો કોઈ ક્રમ નથી જો કે ‘નળાખ્યાન’મા ભાનણે શરૂઆતમા જ યુધિષ્ઠિરની કરુણ પરિસ્થિતિ એમના જ મુખે ઉચ્ચારાવી છે પરતુ પ્રેક્ષકો જો યુધિષ્ઠિરના પૂર્વાપર સબધથી બરાબર વાકેફ હોય તો જ આ સભવી શકે તાત્પર્ય એટલુ જ કે હાસ્યરસ માટે એવો—કરુણના જેટલો—પૂર્વાપર સબધ અપેક્ષિત નથી આથી કુશળ નાટ્યકારો નાટકની શરૂઆતમા ઘણે ભાગે હાસ્યરસના એવા પ્રસગો મૂકતા આવ્યા છે જેથી પ્રેક્ષકો એકાગ્ર બને પ્રેમાનદની આ પ્રતિભા છે એમ કહી શકાય જો કે પ્રેમાનદીય ‘નળાખ્યાન’મા યુધિષ્ઠિરના પૂર્વાપર સબધથી જ હાસ્ય વધુ ફુરે છે છતા પ્રેમાનદે ધાર્યુ હોત તો એ સિવાય પણ હાસ્ય નિષ્પન્ન કરી શક્યો હોત મૂળ વાત તો એ છે કે શરૂઆતમા પ્રેક્ષકોને એકાગ્રચિત્ત કરવા માટે હાસ્યરસના પ્રસગો વધુ કામિયાબ નીવડે છે એનુ યથાર્થજ્ઞાન પ્રેમાનદને છે

હસ મુત્સદ્દીગીરી બજાવીને દમયતી પાસેથી વચન લઈને નળ પાસે આવે છે ત્યારે જ પ્રેમાનદ હસના મુખે વિદર્ભદેશનુ—નગરીનુ—વાટિકાનુ વિસ્તારી વર્ણન કરાવે છે વાર્તાના ક્રમ પ્રમાણે તો હસ જ્યા વિદર્ભ ગયો ત્યારે એ જે માર્ગે ગયો હોય એનુ વર્ણન આવવુ જોઈએ પરતુ પ્રેમાનદ પણ મુત્સદ્દીગીરીનો માર્ગ જાણે છે! એ બધુ વિસ્તારીને આપણને કહેવામા આવે તો મુત્સદ્દીગીરી ક્યા રહી? બધુ સક્ષેપમાં પતાવી દે છે! હવે જ્યારે હસ ધાર્યુ કામ પતાવીને આવે છે ત્યારે જાણે કે બધુ માંડીને કહેવાનો એનો ઉત્સાહ કેમેય કરીને ઘટતો નથી આ બધુ ખૂબ જ ઔચિત્યપૂર્ણ અને વ્યવસ્થિત લાગે છે આગળ ઉપર નારદે દમયતીની રૂપપ્રશસા નળ સમક્ષ કરી હતી એને હસમુખે દોહરાવવાનો શો અર્થ? એમ

છતાં, અહીં પુનરાવર્તન નથી. અહીં બીજી પણ એક વસ્તુ એ જોઈ શકાય કે નારદે હંસ જેટલી ઉત્કટતાથી એ વર્ણન કર્યું નથી. જો એમ હોત તો બિચારો નળ વિરહાગ્નિથી સળગી જ જાત. હવે જ્યારે બધા પાસા પોબારા પડ્યા છે ત્યારે ઉત્કટતાથી અને વધુ પાર્થિવ દેહ–ઉપભોગથી વર્ણન કરવામા કશો જ સંયમ રાખવાની જરૂર નથી. ઊલટું, આવી સ્વરૂપવાન દમયંતીને જીતવામાં હંસ કેવો તો સફળ થયો છે એનો પદે પદે હેવાલ મળતો રહે છે આમ, વસ્તુસ વિધાનમાં પ્રેમાનંદની કુશળ કારીગરીનુ દર્શન આપણને થાય છે

અરણ્યમાં નિદ્રાધીન દમયંતીનો ત્યાગ કરીને નળ ચાલી જાય છે દમયંતી આ પરિત્યાગથી છેક અજાણ છે નળ તો જાગ્રત છે ત્યાર પછી તરત જ એને કવિએ પશ્ચાત્તાપની પછડાટો ખવડાવી છે બળતા અગ્નિમાંથી પસાર કરાવ્યો છે, ઘરમૂળથી કદરૂપો બનાવ્યો છે અને ઋતુપર્ણ રાજાનો ત્યાં અશ્વપાલ બનાવીને બરાબર ઠેકાણે પાડચો છે! ત્યાં સુધી સૂતેલી દમયંતીની આપણને પણ નળ જેટલી જ ખબર છે. પશ્ચાદ્ ભૂમિકામા બિચારી સૂતેલી દમયંતીની શી વલે થઈ હશે એનો ફફડાટ નળની સાથે આપણને પણ એટલો જ થાય છે નળની વિરહી મનોદશા સાથે આપણે બરાબર તાલબદ્ધ બનીએ છીએ પ્રેમાનંદનો આ માનસશાસ્ત્રીય અભિગમ કૃતિને સાચા કરુણરસમાં સ્થાપી આપે છે. નળ હવે ઠેકઠામ પડયો છે ત્યારે કવિએ દમયંતીને જગાડી છે હવે દમયંતી એકલી નિરાધાર રઝળે છે, રવળે છે, એના છૂટા કેશમાં ઝાંખરાં ઝીટાય છે અને પગમાં વેલા વીંટાય છે આવી આપત્તિવેળાએ માનવીને પોતાના સગાસ્નેહીઓ સાંભરે, અને જેમ જેમ એ સાંભરતાં જાય તેમ તેમ કરુણ વધુ ઘેરો બને સાચો કરુણ તો મિલનમા રહેલો છે, ભલે પછી એનુ અનુસંધાન માનસિક રીતે થતુ હોય. દમયંતી નળની ગરણા કરતી ચાલી જાય છે, પરંતુ હવે એને માતાપિતા પણ સાંભરે છે.

> હો વજ્જવતી માહારી માવડી, માહારું ઢાંકો ઉઘાડું ગાત્ર રે,
> હો ભીમક માહારા તાતજી શોધી મનાવો જમાત્ર રે

—પરંતુ એ બધા કયા છે? એમના વિશે આપણે દમયંતી જેટલું જ જાણીએ છીએ દમયંતીએ સુદેવ જોડે બે બાળકોને મોસાળ મોકલાવ્યાં પછી આપણે એ વિશે કશુ જ જાણતા નથી વાર્તાના ક્રમે તો દમયંતીની એકલદશાની વિપત્તિવેળાએ સુદેવ વિદર્ભ પહોંચવો જોઈએ અને કવિએ ધાર્યું હોત તો એકાદ કડવામા એનો ઉલ્લેખ એણે કરી દીધો હોત પરંતુ કવિ એમ કરે તો પછી એમની પ્રતિભા કયા રહી! નળ–દમયંતીના બધાંય વિનદોનો

ત્યાં અંત આવે છે, અથવા તો દુઃખના વળતાં પાણી થાય છે, ત્યાં જ, તરત જ પછીના કડવામાં ( ૪૬ મુ કડવું ) સુદેવ વિદર્ભ પહોંચે છે, એનું વર્ણન કવિ આપે છે એ વર્ણન પણ નળ-દમયંતીના વીતકો જેટલું જ હૃદયસ્પર્શી બન્યું છે સાહેલીઓ દુઃખી થાય છે, બધાં ભેગાં મળીને સ્વયંવરની ભૂમિ નીરખે છે. વજ્રતી તો મુખમાં દાણો ન મૂકવાની પણ પ્રતિજ્ઞા જેવું લે છે, જો નળ-દમયંતીને શોધમાં વિલંબ થાય તો ભીમકે હજારો સેવકોને એમની શોધ માટે મોકલ્યા હવે એમ જોઈએ તો નળ-દમયંતી અરણ્યમાં વીતકો ભોગવતા હશે ત્યારે જ આ બધું તો બન્યું હશે પરંતુ એક શબ્દ સુદ્ધા ઉચ્ચારે તો પ્રેમાનંદ શાનો ? એણે નળ-દમયંતીની નિરાધાર દશા વર્ણવવી હતી. વચ્ચે જો આવી પરોક્ષ સહાનુભૂતિનુ વર્ણન જો એ કરી બેસે તો નળ-દમયંતીના દુખોની છાપ આપણા ઉપર ઘેરી ન પડે દમયંતી જ્યારે પિતાને અનુલક્ષીને જંગલમા આર્તચિત્કાર પાડતી હોય કે હે ભીમક પિતા, અમારી તમે તપાસ કરાવો, ત્યારે, ભીમકે હજારો સેવકો તપાસ માટે મોકલાવ્યા છે એવી માહિતી જો તે જ સમયે આપણને ઉપલબ્ધ હોય તો, દમયંતીના દુઃખમા આ બધા સમભાગી છે એવો ખ્યાલ આપણામાં ઉદ્ભવે અને કરુણને ફાડીને વિક્ષેપક બની રહે આમ, પ્રેમાનંદે વસ્તુવિધાનમા સારી એવી કલાત્મકતા દર્શાવી છે જે ભાવાત્મક અસરો શ્રોતાઓ ઉપર એણે નિપજાવવા ધારી હશે એ અસરો આ કિન કરવામા પ્રેમાનંદની વસ્તુ-સંકલનાએ, વસ્તુવિન્યાસના ઉચિત ક્રમે સારો એવો ફાળો આપ્યો હશે એ નિઃશંક છે.



# પ્રાચીન-અર્વાચીન કવિતામાં ઝૂલણા

જેઠાલાલ ત્રિવેદી

ગુજરાતી કવિતા લખનારાઓનો એક વર્ગ આજે 'પદ્યમુક્તિ'ને માર્ગે જઈ રહ્યો છે કદાચ લયનુ બધન પણ એમને કઠતુ હશે પણ તેથી કવિતાના વાહન તરીકે છન્દનુ મહત્ત્વ ઘટતુ નથી કવિતા પદ્ય અને ગદ્ય બેઉમા હોઈ શકે

વળી છન્દના પર્યાપ્ત જ્ઞાન વગર છન્દમાથી કવિતાને મુક્ત કરવાનો પ્રયોગ ભાગ્યે જ સફળ થઈ શકે શ્રી ઉમાશકર જોશીએ આ વિષે સ્પષ્ટતા કરી છે "પદ્યમુક્તિ જેને પોતાની ભાષાના ગદ્ય, પદ્ય અને મુક્ત પદ્યના લયની ઝીણી સૂઝ છે તેને વળતે પચે "[1] શ્રી રસિકલાલ પરીખે પણ છન્દની આવશ્યકતા સમજાવતા કહ્યુ છે કે: "પોતાની કવિતા પોતાના દેશકાળમા આસ્વાદ્ય કરવાની તેમની (કવિઓની) નેમ હોય તો ગુજરાતી ભાષાને સહજ લઘુગુરુના ધોરણે વ્યક્ત લયો અને સવાદો તેમના છન્દોમા હોવા આવશ્યક છે, પછી ભલે તે પ્રચલિત છન્દના, જૂના છન્દના કે તદ્દન નવીન છન્દોરચનાના હોય "[2]

મધ્યકાલીન ગુજરાતી કવિતાના રાસા, ફાગુ, આખ્યાન, પદ, ગરબા-ગરબી વગેરેમાં મુખ્યત્વે દેશી છન્દો જ વપરાયેલા છે અક્ષરમેળ વૃત્તો કરતા કેટલાક માત્રામેળ છન્દો અને તેમાથી વિકાસ પામેલી દેશીઓ જ એ કવિતાનુ વાહન બની છે દોહા, ચોપાઈ, સોરઠા, રોળા, હરિગીત, પ્લવગમ, સવૈયા, ઝૂલણા વગેરે માત્રામેળી છન્દોની ગેયતાનો વિસ્તાર અને વિકાસ આપણી દેશીઓમા-પદોમાં જે રીતે થયેલો છે તેનુ અવલોકન રસપ્રદ નીવડે

---

૧ મુક્ત પદ્ય ને પદ્યમુક્તિ: ગુજ સા પરિષદ ૨૨ મુ સમેલન-હેવાલ, પૃ ૨૮૫.
૨ એજન, પૃ ૧૧૭

તેવું છે. આધુનિક ગીતો–ગેય રચનાઓમાં પણ એનો પ્રસ્તાર થોડેઘણે અંશે જોઈ શકાય છે.

દોહાનું સ્થાન તો અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં સંસ્કૃતમાંના અનુષ્ટુપ છન્દના જેટલું વ્યાપક અને મહત્ત્વનું છે. દોહાની સાથે અવનવી ધ્રુવ કડીઓ યોજી ભાલણ તથા પ્રેમાનંદે અનેક સુગેય દેશીઓ નિર્માણ કરી છે. યથા :

(૧) "વચન પ્રભુનાં સાંભળી, મન વાળીએ જી,
ચરણે કર્યા પ્રણામ, બોલ્યું પાળીએ જી;
એક અમારી વીનતી, મન વાળીએ જી,
સાચું સુણીએ સ્વામ, બોલ્યું પાળીએ જી."

(ભાલણ : નળાખ્યાન)

(૨) "ઉન્મત્તે ઊતાવલી, સુણિ સુંદરી,
ઊઢણું આપ સંભાલિ, ગિહિલી કુણિ કરી ?
કચલટ સુખપટિ લટકતી, સુણિ સુંદરી,
કરિ કરી પાછી વાલિ, ગિહિલિ કુણિ કરી ?"

(ભાલણ : કાદંબરી)

(૩) "પછી સુગ્રમોજી બોલિયા, સુણ સુંદરી રે,
હું કહું તે શિખ માન, ઘેલી કોણે કરી રે ?
જે નિર્મ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે,
વિધિએ લખી વૃદ્ધિહાણ, ઘેલી કોણે કરી રે ?"

(પ્રેમાનંદ : નળાખ્યાન)

ત્રીજી પ્રેમાનંદીય કડી દોહરાનાં લક્ષણ બતાવતી હોવા છતાં પઠનની ભંગીને કારણે સ્વ. રામનારાયણ પાઠકે તેને રોળાની માની છે.[૧]

પણ આ સ્થળે હું આપણી કવિતામાં ઝૂલણા છન્દે જે ફાળો આપ્યો છે તે બતાવવા માગું છું. પ્રા. રામનારાયણ પાઠક, દલપતરામ કવિને અનુસરી માત્રામેળ ઝૂલણાનું આદર્શ માપ ૩૭ માત્રાનું માને છે તેનો ૨૦ માત્રાનો પૂર્વાર્ધ અને ૧૭ માત્રાનો ઉત્તરાર્ધ ગણી તેની ઉત્થાપનિકા નીચે પ્રમાણે બતાવે છે :—

દાલદા દાલદા દાલદા દાલદા,
દાલદા દાલદા દાલદા ગા.

૧. બૃહત્ પિંગળ, પૃ. ૬૬૬

નરસિંહ મહેતાનાં પદોમાં વ્યાપક રીતે પ્રયોજાયેલો આ ઝૂલણા છન્દ આપણને ખૂબ પરિચિત લાગે છે. છતાં નરસિંહ પૂર્વે પણ તે પ્રયોજાયો છે. સં. ૧૨૭૭ આસપાસ રચાયેલ ભત્તઉના ધવલ ગીતમાં ઝૂલણાની કડી જોવા મળે છે :

"અવર વર વાસુરિ પુન્યભર ભાસુરિ,
મૂલ નક્ષત્રિ ચઉથઈ જુ સારો,
થુણઇ સુર નમઇ નર ચરણ ચૂડામણિ,
જાયઉ પુત્તુ નરવ–કુમારો."[૧]

સં. ૧૪૩૨ મા લખાયેલ મેરુનંદનની રચનામાં સાડત્રીસ માત્રાના ૩૨ શુદ્ધ ઝૂલણા છન્દ પ્રયોજાયા છે, એમ શ્રી કે. કા. શાસ્ત્રી દર્શાવે છે :

"અત્થિ ગુજરધરા સુંદરી સુંદરે,
ઉરવરે રયણ હોરોવમાણ,
લચ્છિ–કેલિહરં નયરુ 'પલ્હણપુર',
સુરપુર જેમ સિદ્ધાભિહાણં."[૨]

પણ આ અગાઉ ઝૂલણાની દેશી ગુજરાત બહાર પણ લોકપ્રિય બની ચૂકી હતી, એમ કવિ જયદેવે 'ગીતગોવિંદ'માં પ્રયોજેલા ઝૂલણા બંધના જુદા જુદા પ્રકારો ઉપરથી જણાઈ આવે છે તેણે પ્રબંધ ૧૯માં ૩૪ માત્રાના ઝૂલણાનો પ્રયોગ કરેલો છે:—

"वदसि यदि किंचिदपि दन्तरुचि कौमुदी
हरति दरतिमिरमति घोरम्।"

અહીં પૂર્વાધ 'દાલદા'નાં ચાર આવર્તનોથી ૨૦ માત્રાનો અને ઉત્તરાર્ધ 'દાલદા દાલદા દાદા' એ રીતે ૧૪ માત્રાનો બને છે ઝૂલણાનો આ એક નવો પ્રકાર છે. પણ જયદેવમા એથી આગળ વધી ૨૦ માત્રાના ઝૂલણાની પરંપરિત પંક્તિની યોજના જોવા મળે છે :

"कथित समयेऽपि हरिरहह न ययौ वन
मम विफलमिदममलरुपमपि यौवनम्
यामि हे . ... ... .. ..."

આવી ૨૦ માત્રાની પંક્તિની પરંપરિત યોજના ગુજરાતી અર્વાચીન કવિતામાં પણ થઈ છે તે હું આગળ યોગ્ય સ્થળે બતાવીશ હવે જયદેવ

---

૧. આપણા કવિઓ, પૃ. ૨૨૯
૨. એજન, પૃ. ૨૯૨

કવિએ આદર્શ ઝૂલણાના ૧૭ માત્રાવાળા ઉત્તરાર્ધને પૂર્વપદ તરીકે યોજી જે મધુર ગેયતા સાધી છે તે જોઈએ :

"मञ्जुतर कुञ्जतल केलि सदने,
विलस रतिरभसहसित वदने ।
प्रविश राधे... ... ..."

'ગીતગોવિંદકાર'ના આ જાતના ઝૂલણ બંધના વિવિધ પ્રયોગો અર્વાચીન ગુજરાતી કવિતામાં પ્રયોજાયેલા 'ગમછંદ' માટે યોગ્ય સામગ્રીનો નિર્દેશ કરી રહે છે. તદુપરાંત મધ્યકાલીન ફાગુ કાવ્યોમાં બે દુહાની વચ્ચે વૈવિધ્ય માટે યોજાતા છન્દના બંધારણમાં પણ માર્ગદર્શક બની રહે છે.

ચતુર્ભુજ (સં. ૧૫૭૬) રચિત 'ભ્રમરગીતા' ફાગુમાં દુહા સાથે એકાંતરે આવતા છન્દમાં ૧૭ માત્રાના ઝૂલણાના ઉત્તરાર્ધને પંક્તિ તરીકે સ્વીકારી નવા છન્દની રચના થયેલી છે તે પણ ઝૂલણા બંધના વિકાસ–વૈવિધ્યની નોંધપાત્ર હકીકત છે. યથા :

"ભારથી પ્રારથી પાએ લાગું, સારદ સરદા સુમતિ માગું;
ફાગ ફાગુણિ ગાઉં કૃષ્ણ કેરા, કલ જોઉ કેરડ ટલઇ ફેરા"[1]

૩૭ માત્રાના આદર્શ ઝૂલણા બંધના ૧૭ માત્રાના ઉત્તરાર્ધના ચાર ચરણ વડે રચાતા આ છન્દને હિંદી 'છન્દપ્રભાકર' પિંગળમાં 'ચન્દ્ર' છન્દ નામથી ઓળખાવ્યો છે. વળી ત્યાં ઝૂલણાના ૨૦ માત્રાવાળા પૂર્વાર્ધને 'અરણ' છન્દ કહેલો છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા કહે છે તેમ, ફાગુઓમાં આ ચન્દ્ર છન્દનો પ્રયોગ શાસ્ત્રોક્ત રીતે શુદ્ધ સ્વરૂપમાં થયો નથી. એટલે તેઓ તેને ચન્દ્ર છન્દની ચાલ જ ગણી શકાય એમ કહે છે[2]

આ ચન્દ્ર છન્દ બીજા અનેક ફાગુઓમાં પણ વચ્ચે વચ્ચે યોજાયેલો છે. ઉદયવિજયકૃત 'પાર્શ્વનાથ રાજગીતા' (ફાગુ)માં તે વધુ શુદ્ધ સ્વરૂપે યોજાયો છે. યથા :

"બુદ્ધ ભગવંત અરિહંત સામી, સિદ્ધિ સીમંતિની ભોગકામી;
આજ તું એક આધાર–મિલિયો, આજથી માહરો દિવસ વલિઓ."[3]

---

1. પ્રાચીન ફાગુ સંગ્રહ, પૃ. ૮૮
2. એજન (પ્રસ્તાવના), પૃ. ૧૬
3. એજન, પૃ. ૨૧૦

ફાગુ છન્દના આ વિવિધ પ્રયોગો ઝૂલણાની વૈવિધ્ય સાધવાની સહજ-સરલ શક્તિ બતાવે છે. આને 'ફાગુનો છન્દ' કહેવો હોય તો કહી શકાય. પણ આ છન્દ લાંબી પંક્તિના કાવ્યોમાં વલણ કે મુખબંધ તરીકે આવી જે વૈવિધ્ય પ્રગટાવે છે તેનો સરસ દાખલો તો પ્રેમાનંદે રચેલા 'રાધિકાના વિરહના બાર માસ'માં જોવા મળે છે. ચૈત્ર માસના વિરહવર્ણન પછી આ જાતનો ઉથલો-વલણ પ્રેમાનંદે મૂકેલ છે :

"વનવને વિરહિણી પ્રેહ વાધ્યો, મન્મથે મોહનો બાણ સાંધ્યો;
પિયુ વિના અદ ઘડી વર્ષ થાયે, જીવ જદુનાથ વિરહે રે જાયે."[1]

આ પંક્તિઓના છન્દની ચર્ચા કરતા સ્વ. રામનારાયણ પાઠક કહે છે કે, આમાં છેલ્લી પંક્તિમાં 'રે' છે તે દેશીની ખાસિયત છે. પણ છન્દનું ઘડતર દેશી જેવું શિથિલ નથી જાતિ જેવું સુઘડ છે તેની ઉત્થાપનિકા નીચે પ્રમાણે થાય :

દાલદા દાલદા દાલદા ગા.

બરાબર ઝૂલણાનું અંત્ય અર્ધ છે.[2]

ઉપર આપેલાં 'ગીતગોવિંદ'નાં અવતરણો ઉપરથી આપણે જોયું કે મધુર પદાવલીમાં 'ઝૂલણા' વૈવિધ્યપૂર્વક અને સફળતાથી યોજી શકાય છે. ફાગુમાં પણ તે યથાવસર શૃંગારરસનો પોષક બને છે. પ્રેમાનંદના માસમાં પણ તે શૃંગારરસની-વિરહ શૃંગારની ઉત્કટતાનો પોષક બને છે

છતાં ઝૂલણા છન્દ ગંભીર ભાવોના વાહન તરીકે પણ પ્રયોજાય છે. નરસિંહ મહેતાએ તેને જ્ઞાન તથા ભક્તિના પદોમા યોજેલો છે તે તો જાણીતું છે કબીરે પણ તે રીતે ઝૂલણા પ્રયોજ્યો છે :

"શૂર સંગ્રામ કો દેખ ભાગૈ નહિ,
દેખ ભાગૈ સોઈ શૂર નાહી ॥

કામ ઔ' ક્રોધ મદ લોભસે જૂઝના,
મચા ઘમસાન તહેં ખેત માહી ॥"[3]

---

1. પ્રાચીન કાવ્યમંજરી (સં. જેઠાલાલ ત્રિવેદી), પૃ ૨૨૫
2. જુઓ : બૃહત્ પિંગળ, પૃ. ૪૫૮.
3 આશ્રમ ભજનાવલિ

કબીરની પહેલી બે પંક્તિઓ તો આ છન્દની વીરરસના વાહક તરીકેની શક્તિ પણ બતાવી જાય છે. 'ડિંગલ'ના ચારણી કાવ્યો પણ જુદા નામે ઝૂલણા બંધને અપનાવે છે. ડિંગલનો ચોટિયાલ છન્દ લઈએ :

[સુણે] સુપનખાં બેણ ચઢ હાંકિયા સાકુરાં,
ખર દુષર ત્રિસર પત્ર ઝાલ ખાંગા,
પૂર તન પહરિયાં ॥
ઉગ્રસ છવના થકા આવિયા અડાકી,
આખતા અસુર રઘુબીર આગાં
કોપ લોયણ કિયા ॥"

પહેલી ત્રણ માત્રા વધારાની ગણી બાદ કરતાં ગુર્વન્ત ઝૂલણાની પંક્તિ આખી આવે છે. તે પછી 'દાવદા દાલદા' એટલી એક લટકની પંક્તિ આવે છે. ફરી એ પ્રમાણે આવી કડી પૂરી થાય છે (જુઓ બૃહત્ પિંગળ, પૃ. ૪૯૯)

હવે વીરરસ મહાકાવ્યના નવા છન્દ માટે શ્રી મનહરરામે યોજેલો 'રામ છન્દ' જોઈએ :

"જય થજો જય થજો
જ્યાં વરયા
આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા
પરશુ નિજ સ્કંધ પર નિરંતર ધારતા,
પ્રલય કાલાગ્નિ સમ અરિદલ વિદારતા
રુદ્ર અવતાર ભડવીર વિપેન્દ્ર તે
રામ ભાર્ગવ વડા–
શત્રુને મારતા મિત્રને તારતા,
પ્રેમને શૌર્યનાં સૂત્ર સ્વીકારતા"[૧] વગેરે

આ એક પ્રકારનો પરપરિત ઝૂલણા છન્દ છે એમ કહી શકાય. એક નવીન કવિએ શૌર્યગીત રચતાં પહેલી બે પંક્તિમાં ઝૂલણાની ચાલ આ રીતે યોજી છે :

"ધનનન ધનનન ગોળિયું છૂટશે,
વીર જુવાનનાં ખમીર નહિ ખૂટશે."[૨]

૧. અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય, પૃ. ૬૫
૨. ફતેહ છે આગે, પૃ ૨૨

કવિ સવિતા નારાયણે વૈકુંઠધામા અક્ષરમેળ છન્દ વાપર્યો છે તેનો રાહ ઝૂલણાના પૂર્વાર્ધના આવર્તનો જેવો લાગે છે :

"આજ પર્યંત માયા તણે પાંજરે, કલ્પના પક્ષિણી જે પુરાઈ હતી,
તેહને તે થકી મુક્ત થૈ એ હરિ, ઉપજી એક અદ્ભુત છે એ મતી
કે ચિદાકાશના ચંદ્રમાંથી સુધા ... ... ... " વગેરે.[1]

કવિ જયદેવે યોજેલી ૨૦ માત્રાના ઝૂલણાની પંક્તિઓમાં સળંગ, ઠીક લાંબી ગણાય તેવી રચના પણ અર્વાચીન ગુજરાતી કવિતામાં મળે છે. યથા :

"દિવસ ભર દગ્ધ ધરતી તણા ઉભરે
શાંત રાત્રિ તણા સમીર ઊતરી રહે,
તારલે તારલે સૌમ્ય ચેતન સ્ફુરે,
ગગનમા મૌન કો કાવ્યગંગા સરે
તે સમે ગાંધી હે ! સરલ તવ હાસ્યની
સ્વસ્થ નયનેભર્યાં આર્દ્ર વાત્સલ્યની
યાદ જાગે ઉરે, સાંધ્ય તવ પ્રાર્થના
બોધતી શાંતિની એક અભ્યર્થના "[2]

(નર્મદાશંકર જ ત્રિવેદી)

આ કાવ્ય લગભગ ૪૦ પંક્તિ સુધી આ રીતે ચાલે છે. તેવી જ રીતે પ્રા. મનસુખલાલ ઝવેરીનુ "આજ નયનો રડો !" શીર્ષકવાળું ગાંધીજી વિષેનુ કાવ્ય પણ ૮૦ પક્તિ સુધી પરંપરિત ઝૂલણામા વેગથી પણ ગભીરભાવે ગતિ કરે છે તેનો પ્રારભ આ રીતે થાય છે :

"આજ નયનો રડો !
હૃદય ભાગી પડો !
પૃથ્વીપેટાળના કાળના કોરડા શા ધરાકમ્પ સૌ સામટા ગડગડો !
આજ આકાશના ઘૂમટ નીચે પડો !
સૂરજ ને ચન્દ્ર ને તારલા સૌ ટળો.
આજ ગાંધી ગયા !"[3]

ઝૂલણા બંધમાં આવા લાંબા કાવ્યો અને તે પણ કરુણની નિષ્પત્તિ માટે આધુનિક કવિઓએ લખ્યા છે તે નોંધપાત્ર છે. "ઓ ભવ્ય રોસા"

---

૧. સવિતાકૃત કવિતા, પૃ ૬
૨ ગાંધીકાવ્ય નવનીત, પૃ. ૨૫૮
૩. એજન, પૃ. ૨૮૫

શીર્ષકવાળું ગાંધીકાવ્ય શ્રી હરિહર પ્રા. ભટ્ટે ઝૂલણામાં લખ્યું છે તેનો તો વિસ્તાર-ભયથી માત્ર ઉલ્લેખ જ કરીએ છીએ.[1] તેવું જ ગાંધીજયંતી પ્રસંગનું કાવ્ય શ્રી વિઠ્ઠલરાય આવસત્થીનું પણ મળે છે.[2]

કિસ્મત કુરેશીનું બાપુને ઉદ્દેશીને લખેલું કરુણ કાવ્ય પણ ઝૂલણામાં વહે છે :

"મુક્તિના તીર લાધ્યા છતાંયે પડી, રાષ્ટ્રની નાવ મઝધાર બાપુ !
પાર તું થઈ જતાં કોણ કરશે હવે, ડોલતી નાવ આ પાર બાપુ !"[3]

સ્વ. કવિ કાન્તે આ છન્દ 'સાગર અને શશી' કાવ્યમાં યોજ્યો છે અને ત્યાં છન્દ ન લખતાં 'શંકરાભરણ' રાગનું નામ મૂક્યું છે. તેનું અનુસરણ કરી સ્વ. કવિ ખબરદારે તેમનાં 'પારણું', 'પ્રોક્ષણ' વગેરે કાવ્યોમાં ગૃહભાવની અભિવ્યક્તિમાં 'શંકરાભરણ' નામ તળે ઝૂલણા છંદ પ્રયોજ્યો છે :

"ધન્ય એ ક્ષણ સુભગ મૈત્રી સુખભરી,
પારણે બાળ જનની ઝૂલાવે;
સ્નેહશૃંખલ સમી દોરડી કર ગ્રહી,
હરખતી અજબ હરખે હલાવે"[4]

ખબરદારે રાસ ઝીલતી 'અલબેલડી, વિમલ ગ્સવેલડી'નું વર્ણન પણ શંકરાભરણ છન્દમાં (રાગમાં) 'રાસતરંગિણી'ના પહેલા પૃષ્ઠે મૂક્યું છે.

આધુનિક સ્ત્રીકવિઓમાં જાણીતાં બેન ગીતા પરીખે પણ પરંપરિત ઝૂલણા યોજ્યો છે :

"પોપચાં બે ઢળે, ભાર લજ્જા તણે–
સકલ સૌંદર્ય શું મ્હોરી ઊઠે !"[5]

'ઉષા' શીર્ષક કાવ્યમાં પણ તેમણે આ છન્દ યોજ્યો છે. આમ આ છન્દ આધુનિક કવિતામાં એટલો વ્યાપક બન્યો છે, કે આ નાનકડા નિબંધમાં તેની બધી વિગતો આપવી શક્ય નથી

૧. ગાંધીકાવ્ય નવનીત, પૃ. ૧૦૫-૧૦૬
૨. એજન, પૃ. ૧૨૨
૩. એજન, પૃ. ૨૨૬
૪. કાવ્યસરિતા, પૃ. ૬૨
૫. પૂર્વી, પૃ. ૮૨

પણ આપણા વિખ્યાત કવિ શ્રી ઉમાશંકર જોશીના હૃદયમાંથી થોડાક વખત પહેલાં જ આ ઝૂલણા છન્દ સ્ફુરી ઊઠયો, એની ખાસ નોંધ લેવી જોઈએ. અંગ્રેજી ગાંધીકાવ્ય 'Lord of Humility'નું ગુજરાતી ભાષાંતર, 'નમ્રતાના નિધિ હે!' શીર્ષકથી ઝૂલણામાં જ કરવાની તેમને પ્રેરણા થઈ એ ઘટના ઝૂલણા માત્ર પ્રાચીનોનો નહિ પણ અર્વાચીનોનોયે પ્રિય-પ્રેરક અને પ્રવાહી છન્દ છે, એવો સ્પષ્ટ નિર્દેશ કરી જાય છે એ કાવ્યની પ્રારંભની પંક્તિઓ આ પ્રમાણે છે :

"દીન ભંગી તણી હીન કુટિયા મહીં
નિવસતા નમ્રતાના નિધિ હે!
જાહ્નવી બ્રહ્મપુત્રા તણાં જળ વહે
સરિત યમુના તણાં પુણ્ય ગહરા,
એહ સુંદર અહો દેશમાં શોધવા
સૌ મથીએ તને, સ્હાય તું થા!"[૧]

આ રીતે ઝૂલણા છન્દ તેના વિવિધ સ્વરૂપે પ્રાચીન તેમ જ અર્વાચીન કવિતામાં જુદા જુદા રસો અને ભાવોર્મિઓની અભિવ્યક્તિનું વાહન બન્યો છે. કવિ જયદેવથી લઈ કવિ ઉમાશંકર પર્યંત એણે પોતાની મોહકતા, ઋજુતા અને ભવ્યતા પ્રગટ કરી છે વીરરસ મહાકાવ્યના છંદ માટે ઉમેદવારી પણ નોંધાવી છે



૧. ગાંધીકાવ્ય નવનીત, પૃ ૩૫૧

# સર્જનાત્મકતાનુ મનોવિશ્લેષણ

ડૉ. એમ. એમ. ત્રિવેદી

કુમારી શારલોટી બાહ્કયાનીએ, આલ્બર્ટ "આઇન્સ્ટાઇન મેડિકલ સેન્ટર" અને "ધી બ્રિટિશ સાયકો-એનાલિટિકલ સોસાયટી" સમક્ષ વાંચેલા નિબંધમાં કહ્યું છે તેમ "સીગ્મન્ડ ફ્રોઇડે મનની રચના (structure) અને સ્વરૂપની કલ્પના યોજી—સન ૧૯૧૫માં. તે પહેલાં પણ તેમણે માનસિક પ્રક્રિયાઓમાં વાગ્વ્યાપારશક્તિનું મૂળભૂત મહત્ત્વ સ્વીકારેલું છે. ફ્રોઇડ કહે છે: 'વિચારપિંડોને જ્યારે શાબ્દિક સ્વરૂપ મળે છે ત્યારે, માનસિક પ્રક્રિયાઓમાં આવા વિન્યાસોનું સ્થાન ઉચ્ચ કક્ષાનું રહે છે (higher mental organization)." બાહ્કયાની આગળ કહે છે, "ભાષા એ સંઘમાનસની પેદાશ છે. એ એવી વાસ્તવિકતા છે, કે જે વ્યક્તિના જન્મ પૂર્વેની હોવાથી વ્યક્તિને તેમાં નિમગ્ન થવાનું રહે છે. વ્યક્તિને ભાષાની સંજ્ઞાઓ, સિદ્ધાંતો, રૂઢ પ્રયોગો વગેરે બધું સ્વીકારી અને અપનાવતાં શીખી લેવું પડે છે...શબ્દો જોકે, સૌપ્રથમ તો વસ્તુના સંકેતો માટે ઉપજાવેલાં પ્રતીકો હતા, પણ હવે તો તેઓ તૈયાર અને બીબાંઢાળ સંકેતો બની જાય છે. શબ્દો રચવાનું કામ, મોટે ભાગે, વ્યક્તિનું મટી જાય છે... એક વર્ષની ઉમ્મર આસપાસનું બાળક ઘરના વાતાવરણમાંથી શબ્દસંજ્ઞાઓ મેળવે છે. જે રીતે એ પોતાને મનગમતું રમકડું પકડી લે છે, તેમ તે શબ્દોનાં ધ્વનિ—સ્વરૂપો પણ પકડે છે. અને પછી એ શબ્દોના યથાયોગ્ય અર્થો પણ જોડી દેતાં શીખી લે છે, છતાં બાળકનાં રમકડાં અને શબ્દો વચ્ચે એક ભેદ છે, તે મહત્ત્વનો છે. બાળક સિવાય ભાગ્યે જ બીજું કોઈ એનાં રમકડાંમાં રસ લેતું હોય છે, જ્યારે શબ્દો તો સૌ રસપૂર્વક વાપરતું હોય છે. ખાસ કરીને મા" આમ બાળક શબ્દો દ્વારા અન્ય માનસ વચ્ચે સેતુ રચી શકે છે. ખરેખર આ માનસસેતુઓ દ્વારા જ મનની ક્ષિતિજો

વિસ્તાર પામતી રહે છે. આ સેતુકાર્ય અને બીજાં અગત્યનાં અહંતંત્રનાં કાર્યો વિશે, વિગતવાર વૈજ્ઞાનિક માહિતી આપણને, નજીકના ભૂતકાળમાં પ્રાપ્ત થયેલી છે પરંતુ તે હાલ પૂરતું તો આપણી ચર્ચાનો વિષય નથી.

મનોવિશ્લેષણશાસ્ત્રની શરૂઆતમાં તેનો ઝોક શરીર અને જીવશાસ્ત્રો ઉપર વધુ રહ્યો હતો. આના ઉપર ટીકા કરતાં ડી. સી લેવિન કહે છે: "ડૉ. હાર્ટમેન જેને 'ફ્રોઇડની વાસ્તવ ઉપરની પકડ અને એમાં દેખાતી સમતુલા' કહી છે, તેમાં રહેલ જીવશાસ્ત્રીય અભિગમ, સામાજિક, સાંસ્કૃતિક અને માનસિક પરિસ્થિતિના ભોગે વાજબી ઠરાવી શકાય નહિ." ટૂંકમાં ફ્રોઇડ પછીના સમયમાં અહંતંત્રના અભ્યાસમાં સામાજિક અને સાંસ્કૃતિક પાસાઓનુ વિવરણ, વિશ્લેષણનુ મહત્ત્વ પરખાતું ગયુ. એટલું જ નહિ, પણ તે કેન્દ્રમાં આવતુ ગયું છે

ડૉ. લિયો રેન્ગેલ – આંતરરાષ્ટ્રિય મનોવિશ્લેષણ પરિષદના હાલના પ્રમુખ – કહે છે : "જ્ઞાનેન્દ્રિયો દ્વારા મળતાં સંવેદનોમાંથી વિચારપુંજો કઈ રીતે પરિણમે છે તે 'હરણ-ફાળ'ને આપણે પૂરેપૂરી રીતે પિછાનતા નથી" એટલે સંકલ્પ–વિકલ્પો, કલ્પનાઓ અને ઊર્મિના ઉદ્‌ગમસ્થાનો વગેરેનું મૂળભૂત વૈજ્ઞાનિક જ્ઞાન, આપણે મેળવવાનુ રહે છે. છતાં અત્યારે આપણી પાસે જે વૈજ્ઞાનિક માહિતી છે તે સંક્ષેપમાં જોઈએ.

ડૉ. એન્ગલ ગાર્મા કહે છે : "જ્ઞાનેન્દ્રિયસંવેદનો પૂરતા પ્રમાણમાં જ્યારે હોય છે ત્યારે આપણને તેમનો બોધ સ્પષ્ટ થાય છે અને તેમને તેમના સત્યસ્વરૂપે ઓળખવામાં કશી દ્વિધા રહેતી નથી. એટલે જ આવી પ્રતીતિ માટે આપણે બીજી કોઈ વ્યક્તિ પાસેથી પ્રમાણની અપેક્ષા રાખતા નથી." અને આમ જ્ઞાનેન્દ્રિયસંવેદનો પોતે જ પ્રત્યક્ષ પ્રમાણ બની જાય છે. આ તો આપણા તત્ત્વચિંતકોને પણ સુવિદિત હતું. આગળ ડૉ ગાર્મા કહે છે: "...પણ જ્યારે આપણે આપણા આતરિક મનોભાવોને ઓળખવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે જ્ઞાનેન્દ્રિયનાં સંવેદનો જેટલી સરળતા કે દક્ષતાથી તેમની પ્રતીતિ આપણે થતી નથી. એટલે જ આપણે બાહ્ય વાસ્તવને જેટલી સ્પષ્ટતાથી પારખીએ છીએ એટલી સ્પષ્ટતાથી આપણા મનોભાવોને ઓળખી શકતા નથી" છતાં ડૉ. ગાર્મા કહે છે તેમ "પરિસ્થિતિની કરુણતા તો એ છે કે, માનવીને પોતાની જાતમાં જેટલો રસ છે તેટલો રસ બાહ્ય વાસ્તવમાં નથી" ટૂંકમાં આના ઉપરથી સમજી શકાશે કે, ભૌતિક વિજ્ઞાનોનો વિકાસ માનવી કેમ વહેલો કરી શક્યો છે, જ્યારે મનોવિજ્ઞાનના ક્ષેત્રે તે હજુ

કાંઈક મારી રહ્યો છે. એટલું જ નહિ, પણ ડૉ. ગાર્મા સાથે સહમત થવું પડશે કે "આપણે આપણા આંતરિક મનોભાવો સહેલાઈથી પારખી શકતા નથી માટે જ કેટલાક લોકોને તો પોતાના મનોભાવો ઓળખવા મનોવિશ્લેષણની મદદ પણ લેવી પડે છે." સાહિત્યક્ષેત્રે તો એ સુવિદિત છે કે વિવેચનથી એક કૃતિનો જેટલો રસોપભોગ શક્ય બને છે તેટલો વિવેચન વિના શક્ય બનતો નથી અને અહીં સર્જક કે વિવેચક એમાંથી કોણ વધુ મહત્ત્વનો તે વિવાદ જન્મે છે. આપણે આ પ્રશ્નમાં અહીં ઊતરીશું નહિ.

માનસપ્રક્રિયાઓ, જેમાંથી સર્જન ઉદ્ભવે છે, તે વિષે આગળ વિચાર કરતાં; આર. ઈ. મોને-કાર્લે કહે છે તે જોઈએ : "વસ્તુનો પ્રતિભાસ (sense perception), માનસ પ્રતિનિધિત્વ ( object representation ) પ્રાપ્ત કરે છે તેને ત્રણ તબક્કામાં ઓળખી શકાય છે. પહેલો તબક્કો વસ્તુની સ્થૂલ અનુભૂતિમાંથી જન્મે છે વસ્તુનું પ્રતિભાન કે પ્રતિભાસ. એમાંથી જન્મે છે વસ્તુથી માનસપ્રતિમૂર્તિ ( mental image ). આ માનસપ્રતિમૂર્તિનો સ્મૃતિરૂપે સંગ્રહ થાય છે. બીજો તબક્કો માનસપ્રતિમૂર્તિનું વૈચારિક સ્વરૂપ ( ideational image ) તે હજુ સ્મૃતિમાં પ્રતિચિત્ર રૂપો ( graphic images )માં હોય છે, જેમકે આપણાં સ્વપ્નો. ત્રીજો તબક્કો તે આવા સ્મૃતિચિત્રોનું સ્પષ્ટ, જાગ્રત અને મુખ્યત્વે શાબ્દિક સ્વરૂપ."

અહીં આટલેથી અટકીશું અને કહીશું કે "સર્જનાત્મકતા એટલે અનુભૂતિને શાબ્દિક સ્વરૂપો આપવાની શક્તિ," તો તે અધૂરું સત્ય છે. ડૉ. ફિલિપ વિઝમેન, તેમના લેખ "સર્જનાત્મકતાના ક્ષેત્રે અહંતંત્રની આનુષંગિક ક્રિયાઓ" માં લખે છે : "...જનસમુદાય કવિ, કળાકાર કે સર્જનાત્મક વિભૂતિને, ઘણુંખરું, અવ્યવહારુ, દિવાસ્વપ્નોમાં નિમગ્ન, વિચિત્ર અને કાંઈક અંશે 'ચક્કેલ ભેજું' લેખે છે. તદુપરાંત, સમાજ અને રૂઢિના નિયમોનું અતિક્રમણ અને ઉલ્લંઘન કરનાર તરીકે નવાજે છે...છતાં આ બધાં લક્ષણો સર્જનાત્મક વ્યક્તિત્વની આડપેદાશો છે." ખરી સર્જનાત્મકતા તો વ્યક્તિની અલિપ્તતા કે વિસંગતિ ( dissociation ) અને વિ-સંશ્લેષણાત્મકતા ( de-synthesizing ) શક્તિમાં રહેલી ગણે છે. ડૉ. વિઝમેનના મત મુજબ, સર્જનાત્મક દૃષ્ટિ બાહ્ય તેમ જ આંતરિક બન્ને જગતને રૂઢ સ્વરૂપોમાં જોવાને બદલે નવા અને જુદા સંશ્લેષમાં જોઈ શકે છે. મને લાગે છે કે આ નવો સંશ્લેષ એ જ કદાચ ઉન્મેષ અને નવા સર્જનનું પાયાનું સંવેદન અને અનુભૂતિસ્થાન બની જાય છે. આ

ખરું હોય છતાં, આ નવો સંશ્લેષ કે ઉન્મેષ મળવાથી માંડીને, તેની અભિવ્યક્તિ થાય ત્યાંસુધીની બધી પ્રક્રિયાઓમાં સર્જક પ્રતિભાનું ઘણું-બધું માપ અને મૂલ્યાંકન થઈ જાય છે.

સર્જનાત્મકતા માટે બીજી મહત્ત્વની પ્રક્રિયા તે પુનઃપ્રદાનની ક્રિયા (feed back) છે. તેને સમજવા થોડી વીગતમાં ઊતરવું જરૂરી છે. આપણે આગળ જોઈ ગયા છીએ કે જ્ઞાનેન્દ્રિયનાં સંવેદનો પૂરતાં પ્રબળ હોય છે ત્યારે આપણને તેમની પ્રતીતિ બાબત કાંઈ શંકા કે સંભ્રમ રહેતો નથી, પણ મનોભાવો પૂરતું આ સાચું નથી, વગેરે. આથી આગળ બીજું નોંધવું જોઈશે કે, આપણાં શરીરમાં રહેલા અવયવોની ઘણી બધી ક્રિયાઓ થતી રહે છે, જે આપણા જાગ્રત મનમાં કશું સ્થાન મેળવતી હોતી નથી, જેમકે હૃદયના ધબકારા છતાં આવાં સંવેદનો અમુક કારણોસર અમુક વ્યક્તિમાં, અમુક વખત પૂરતા જાગ્રત મનમાં પ્રવેશી જાય છે અને એક વખત પ્રવેશ્યા પછી મનનો સમગ્ર કાબૂ અને ધ્યાન કેન્દ્રિત કરી બેસી જાય છે આવું થવાનું કારણ છે પેલી પુનઃપ્રદાનની ક્રિયા આપણે ધ્વનિપ્રસારણ અને રેડિયોના કાર્યથી માહિતગાર છીએ દૂરથી આવતા રેડિયોના સંકેતો અને તરંગોને, વીજવાહક–તાગના વર્તુલો (circuits)માં પકડી, પુનઃ પુનઃ અવાજ તાગના વર્તુલોમાથી પસાર કરવાથી, પેલા મંદ સંકેતોને જોઈતી શક્તિ અને સ્પષ્ટતા આપી શકાય છે. આને "એમ્પ્લીફિકેશન" અને 'પુનઃપ્રદાનની ક્રિયા' (feed back) તરીકે ઓળખીએ છીએ હવે પેલાં શરીરનાં સંવેદનો કે મનોભાવોનું આવું પુનઃપ્રદાન દ્વારા એમ્પ્લીફિકેશન થાય છે ત્યારે તે જાગ્રત મનના પ્રદેશમાં ચોક્કસ સ્થાન જમાવી શકે છે. આ વિધાન વિશેની વીગતો આપણને ડૉ. જોસેફ સેન્ડલર અને પિન્યાસ નોયના લેખો દ્વારા મળે છે.

આગળ આપણે સર્જક પ્રતિભાના સંદર્ભમાં નવા સંશ્લેષ અને ઉન્મેષ વિશે વિચાર કર્યો છે હવે જોઈ શકાશે કે જે વસ્તુ સામાન્ય માનવીની ઇન્દ્રિયોને ગોચર છે, છતાં અભિવ્યક્તિ જેટલું બળ પ્રાપ્ત કરતું નથી, તે જ સર્જક પ્રતિભાના માનસમાં પુનઃપ્રદાનના કારણે બળવાન થતાં, સભાનતા ઉપરાંત હઠાગ્રહથી ઉક્તિ અને વ્યંજના મેળવ્યા વિના સંતોષ પામતું નથી. સર્જનાત્મકતાના વિશ્લેષણમાં, ઉન્મેષથી અભિવ્યક્તિની પ્રક્રિયા ઉપરાંત સર્જકનાં મમત્વ, આદર્શો વગેરે પણ ચોક્કસ ભાગ ભજવે છે જ. તેની ચર્ચા અહીં કરીશું નહિ, છતાં સર્જકના અહંકાર અને અસ્મિતાના

ભાવો અને તેની સાથે ગાઢપણે સંકળાયેલ સર્જકની કર્માશ્રયતા અને પ્રભુત્વની ભાવનાઓને ટાળી શકાશે નહિ. એક રીતે જોતાં સંવેદન, બોધ અને ઉન્મેષ એ સૌ સર્જકના મનમાં કર્માશ્રયતા વિના જન્મે છે. સક્રિયતા, ઘણી વખતે તો વિઘ્નરૂપ થાય છે. તેમ છતાં સક્રિયતા જ ઉક્તિ, વ્યંજના અને સર્જનનું કારણ છે તે પણ કબૂલવું રહ્યું. ત્યારે પ્રશ્ન થશે કે સક્રિયતા ક્યારે અને કેવા સંજોગોમાં વિઘ્નરૂપ નિરોધનું કારણ બની સર્જનાત્મકતાનો જ ધ્વંસ કરે છે, અને કઈ રીતે તેનું પ્રતિષ્ઠાન બને છે, તે જાણવું જરૂરી છે. તે મુદ્દા ઉપર આવીએ તે પહેલાં સર્જકની કર્માશ્રયતા અને પ્રભુત્વની ભાવના અને પ્રતિપક્ષે નિશ્ચેષ્ટ ઉપાદેયવૃત્તિ દ્વારા પ્રભુત્વ (passivereceptive mastery) એ બન્ને અસ્મિતાને કેવી રીતે સ્પર્શે છે તે જોઈએ.

જ્યારે અને જ્યાંલગી વ્યક્તિ નિષ્ક્રિય અને નિશ્ચેષ્ટ રહે છે, ત્યારે અને ત્યાંલગી તેની અસ્મિતાનું સ્વરૂપ પરિવર્તનશીલ રહે છે, પરંતુ સક્રિયતા અસ્મિતાના સ્વરૂપને સ્થિરતા તથા દઢતા આપે છે સર્જક પ્રતિભાને આ બન્ને ભાવો વચ્ચે સમતુલા જાળવવાની હોય છે

હવે આપણે સર્જનાત્મકતાનું ક્યાં પ્રતિષ્ઠાન છે, ક્યાં અને કેવાં કારણો અને સંજોગોમાં એનો વિકાસ અને પોષણ થાય છે, તે સમજીએ.

આ ક્ષેત્રે સ્વર્ગસ્થ ડૉ ડૉનાલ્ડ ડબ્લ્યુ વિનીકોટે જે તલસ્પર્શી સંશોધન કર્યું છે અને જે સિદ્ધાંતો આપ્યા છે તે જેટલું બાલ મનોવિજ્ઞાનને પ્રકાશિત કરે છે તેટલું જ કે તેથી વધુ પ્રકાશ સાંસ્કૃતિક અનુભૂતિ (cultural experience) ઉપર પાડે છે.

તેઓનું કહેવું છે : "જે લીલા કે ક્રીડા (play)માંથી જન્મે છે સાંસ્કૃતિક અનુભવ, તે લીલા કે ક્રીડાનાં લક્ષણો નીચે પ્રમાણે છે :—

(ક) એક કે બે વર્ષની ઉંમરનું બાળક રમતું હોય, તેના જેવું લીલાનું સ્વરૂપ અને તેનાં લક્ષણો છે. એટલે કે એમાં રમતનાં સાધનો, વસ્તુઓ, વિચારો, વાર્તા, એ કશું મહત્ત્વનું નથી. જે મહત્ત્વનું છે તે તો બાળકની અંતર્મુખતા. આ અંતર્મુખતા ધ્યાનમગ્નતાને લગભગ મળતી આવે છે. (What matters is the near withdrawal state, akin to the concentration of older children and adults) વિશેષ, મન આમાં એવું ગૃહીત (preoccupied) હોય છે કે, તે આ પ્રવૃત્તિ સહેલાઈથી છોડી શકતું નથી તેમ જ તેમાં થતો વિક્ષેપ પણ સહન કરી શકતું નથી.

(ખ) લીલાની પ્રવૃત્તિ પૂર્ણપણે ચિત્તની અંદર રહેલી આંતરિક પ્રવૃત્તિ નથી, તેમ જ તે પૂર્ણપણે બાહ્ય પણ નથી ( This area of play is not inner psychic reality ) તે વ્યક્તિની બહાર છે, છતાં તે બાહ્ય જગત નથી ( It is outside the individual, but it is not the external world )

(ગ) લીલાની પ્રવૃત્તિમાં બાળક ( કે વ્યક્તિ ) બાહ્ય સાધનોનો અને અનુભવોનો ઉપયોગ કરે છે, પણ તેમને પોતાના ચિત્તમા સંભૃત સંસ્કારોને બધબેસતાં રૂપોમાં વાપરે છે ( Into this play area the child gathers objects and phenomena from external reality and uses these in the service of some sample derived from inner or personal reality ) છતા આમા ભ્રાતિ નથી, પરતુ સ્વપ્નદર્શિતા પર્યંત વ્યાપ્ત વિચારપિંડોના અવયવોની ઉપયોગિતા કરી લેવામા આવે છે ( without hallucinating the child puts out a sample of dream potential ), અને આવા વિચારપિંડો અને બાહ્ય વાસ્તવના એક વિભાગ સાથે, બાળક કે વ્યક્તિ રુચિકર અને હૃદ્ય મનોભાવોના અધિષ્ઠાનનો સંનિવેશ કરી રાચે છે. ( –and lives with this sample in a chosen setting of fragment from external reality )

(ઘ) લીલા કે ક્રીડામાં બાળક કે વ્યક્તિ, ઉપર કહ્યા તે સ્વપ્નદર્શી વિચારપિંડોને અને બાહ્ય વાસ્તવના વિભાગોને, એક ડગલુ આગળ વધી કલ્પનાન્વિત કરી, અંગત અર્થો અને ભાવનાયુક્ત કરે છે આમ સ્વલક્ષિતા વધે છે

(ચ) બાળમનોવિજ્ઞાનના વિકાસ સાથે એ સત્ય સ્થાપિત થયું છે કે, માતા અને બાળક વચ્ચે આતર–અધીનતા ( symbiosis ) રહેલ છે બાળક તૃપ્તિનો અનુભવ મેળવે છે. આવો અનુભવ ક્રમશઃ માતાની સ્મૃતિછાપ બાળકના મનમાં ઉપસાવે છે અને એ સુસ્થાપિત થતાં બાળક માતાની ગેરહાજરી પારખતું થાય છે અને હવે માતાની ગેરહાજરીમા માતાની સ્મૃતિને પકડી રાખવા પ્રયત્નશીલ થાય છે આ પ્રયત્નનું એક પરિણામ આવે છે તે પ્રતીકરચના. ·સૌપ્રથમ આવાં પ્રતીકો તે બાળકનો અંગૂઠો–મોંમાં ચુસાતો, કે ચાદરનો

ટુકડો, કે એકાદ રમકડું, માતા કે માતાના સ્તનનું પ્રતીક બની રહે છે. આ છે ( transitional objects ) સંક્રાંત–વસ્તુ–સંકેતો. હવે પછીનું વિકાસનું કામ તે એકાકી ક્રીડાને બદલે લીલાનો સહભાગી અનુભવ ( shared play experience ) આનો દાખલો માતા–શિશુના કૂજનમાં જોઈ શકાશે અને આમાંથી જ જન્મે છે સાંસ્કૃતિક અનુભવ ( cultural experience )

(૭) લીલાના અનુભવમાં પૂર્ણ શ્રદ્ધા અપેક્ષિત છે જ. તેના વિના લીલા શક્ય જ નથી માતા અને બાળકના ભાવાત્મક જગતમાં લીલાની ઉપસ્થિતિ છે બાળકના વિકાસના પૂર્વ તબક્કામાં જે આતર-અધીનના હતી તેના પરિણામે બાળક લીલાના અનુભવમાં, માતા ઉપર આશ્રિત અને આધીન રહે છે માતા પક્ષે, બાળક સાથે લયાન્વિતતા જળવાશે તે અપેક્ષા રહેલી છે.

(જ) લીલાની પ્રક્રિયામાં શારીરિક સંવેદનો સમાયેલાં છે.

(ઝ) જાતીય ઉત્તેજનાત્મક અવયવો ( erotic zones ) દ્વારા અનુભવાતી ઉત્તેજના લીલાની પ્રક્રિયાને છેદાત્મક નીવડવાનો સતત ભય રહેલો છે.

(ટ) લીલાનું તત્ત્વતઃ સ્વરૂપ તૃપ્તિદાતા છે ઉત્તેજના વધતાં તેમાં ઉદ્વેગ પેદા થાય છે અને લીલાનો અંત આવે છે

(ઠ) લીલાનું આનંદસ્વરૂપ જળવાય તે માટે, ઉપર જોયું તેમ, વૃત્તિવેગોનુ પ્રમાણ અમુક કક્ષાથી વધે નહિ તે જરૂરી છે તેમ થતું નથી ત્યારે ઉત્તેજના બીજા માર્ગોમાં વળે છે.

(ડ) લીલાનું તત્ત્વતઃ સ્વરૂપ ઉદ્દીપક અને અસ્થિર છે. ( Playing is inherently exciting & precarious ) આ અસ્થિરતાનું કારણ વધુ પડતા વૃત્તિજન્ય ઉદ્દીપનમાં જ નથી, પણ આ અસ્થિરતાનો ભય ( precariousness ), લીલાનું સ્વરૂપ જે એક પક્ષે બાલમાનસમાં વ્યક્તિગત, પક્ષપાતપૂર્ણ સ્વાનુભાવમાં છે– ( અને જે લગભગ ભ્રાંતિને નજીક છે ), અને બીજા પક્ષે બાહ્ય વાસ્તવમાંથી મળતાં સંવેદનો ( જે હકીકતમાં સ્થૂળ વસ્તુ હોય કે સહ–અનુભૂતિમાં રહેલ હોય ) તે બન્નેમાં અર્માંતર રહેલ છે.

આ બધાં લીલાનાં લક્ષણો અને સ્વરૂપોની ચર્ચા ઉપરથી જોઈ શકાશે કે, લીલાની અનુભૂતિ દ્વારા જ સાંસ્કૃતિક સહ–અનુભૂતિની ભૂમિકા રચાય

છે, અને અંતર્મુખી અને બહિર્મુખી બન્ને વલણો વચ્ચે સમતુલા જાળવવાની શક્તિ અને મુક્તિ કેળવાય છે. આ શક્ય બને છે ત્યારે જ નવો સંશ્લેષ અને ઉન્મેષ જન્મે છે. સામાન્ય માનવીમાં આ બધું સ્પષ્ટ કે પ્રબળ પ્રતીતિવાળું ન હોય, પણ સર્જક પ્રતિભાનું તો આ આગવું લક્ષણ છે. વળી મંદ મનોભાવ કે તેનો પ્રતિભાસ, જે સામાન્ય માનવીને ક્ષણિક કુતૂહલ પણ પેદા કરી જતો નથી, તે જ પુનઃપ્રદાનની ક્રિયાને કારણે સર્જક મનને, ઉક્તિ અને વ્યંજના ન મળે ત્યાંલગી જંપવા દેતું નથી. વિશેષ, વૈચારિક સ્વરૂપો પ્રતિચિત્રો દ્વારા પ્રદર્શિત થાય છે ત્યારે તે ચિત્રકળાનું પ્રતિષ્ઠાન બને છે. જ્યારે અનુભૂતિને વાણીમાં ગૂંથી શકાતી નથી, પરતુ ધ્વનિ દ્વારા આકૃતિ અપાય છે ત્યારે તે સંગીતસર્જનનું કારણ બને છે. પરંતુ સાહિત્યસર્જન માટે તો પૂર્ણ સ્પષ્ટ અનુભૂતિને જાગ્રત અને મુખ્યત્વે શાબ્દિક સ્વરૂપો અને બીજુ ઘણું બધું મળે છે, ત્યારે જ પૂર્ણતા પ્રાપ્ત થાય છે



## દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓમાં 'બૌલાસ'

ડૉ. ઈશ્વરલાલ ર દવે

દક્ષિણ ભારતમાં સવાગે લાખ કરતા વધુ સૌગષ્ટ્રીઓ વસી રહ્યા છે એમણે આઠસો કે હજારેક વર્ષ પહેલા સૌરાષ્ટ્રમાથી સ્થળાંતર કર્યું હશે તેમ જણાય છે એમણે પોતાની જૂની સૌરાષ્ટ્રી ભાષા અદ્યાપિ પર્યંત જાળવી રાખી છે એમનો વસવાટ મદુરામા વિશેષ પ્રમાણમા છે દ્રાવિડ ભાષાજૂથની વચ્ચે તેમણે એક આર્ય બોલીનુ સાતત્ય જાળવ્યું છે. પરસ્પરના વ્યવહારમા તેઓ આ સૌરાષ્ટ્રી ભાષાનો ઉપયોગ કરે છે

દક્ષિણના સૌગષ્ટ્રીઓએ તેમનો ઇતિહાસ વેવિશાળ ('ઘેટ્ટિવિડો') અને લગ્ન ('હોગડ')ના પ્રસગોમા અચૂક ઉચ્ચારાતી ગોત્ર સબધી પ્રશ્નોત્તરીમા જાળવી રાખ્યો છે સૌરાષ્ટ્રથી મદુરા સુધીમા તેમણે કરેલા સ્થળાંતરોના તબક્કાઓ એમા સૂચવાયા છે આ ગોત્રોચ્ચારને 'બૌલાસ', 'બઉલાસ' કે 'બુત્રુળૂવાસ' કહેવામા આવે છે સૌરાષ્ટ્રમા ગ્રામપ્રદેશમા બોલાતા 'બોનાસ' (અવાજ, શબ્દ) સાથે તેનુ સામ્ય છે તેનો અર્થ 'બોલ', 'વચન', 'વાગ્દાન' એવો થઈ શકે વેવિશાળ વખતે તેમ જ લગ્નપ્રસગે આ 'બૌલાસ' ઉચ્ચારવામા આવે છે

સૌરાષ્ટ્રીઓમા બૌલાસનો આ રિવાજ એવો છે કે વેવિશાળ વખતે તથા લગ્નના દિવસ પહેલા વરરાજાના માણસો કન્યાને ઘેર જાય અને કન્યાના હાથ માટે વિધિસરની માગણી કરે કન્યાપક્ષના માણસો પૂછે કે, "તમે

કોણ છો ? ક્યાંથી આવો છો ?" તેના જવાબમાં વરપક્ષના માણસો કહે કે, "અમે સોરઠ (સૌરાષ્ટ્ર)ના છીએ, તે પછી દેવગિરિ રહેતા હતા. ત્યાંથી દક્ષિણમાં 'વિજયનગર આવ્યા, અને ત્યાંથી મદુરા આવ્યા." પછી વરપક્ષી માણસો એ જ સવાલો કન્યાપક્ષના માણસોને પૂછે અને કન્યાપક્ષના માણસો એ પ્રમાણે જવાબ આપે. આમ લગ્નના આ ગોત્રોચ્ચારમાં સૌરાષ્ટ્રીઓનો ઇતિહાસ સચવાયેલો છે. સોરઠ (સૌરાષ્ટ્ર), દેવગિરિ, વિજયનગર અને મદુરા એ ચાર પ્રદેશમાં ક્રમશઃ તેમણે વસવાટ કર્યો છે તે 'બૌલાસ' પરથી સ્પષ્ટ થાય છે.

દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ મૂળ સૌરાષ્ટ્રમાંથી આવ્યા છે એ તેમના નામ પરથી જ દેખાઈ આવે છે, અને 'બૌલાસ' પણ તે સ્પષ્ટ રીતે દર્શાવે છે. એટલે સૌરાષ્ટ્રીઓનું મૂળ વતન સૌરાષ્ટ્ર છે, એ બાબતમાં જરાયે સંદેહને અવકાશ નથી. સૌરાષ્ટ્ર દેશ, સૌરાષ્ટ્રી ભાષા, સૌરાષ્ટ્રી બ્રાહ્મણ વગેરે નામો માટેનો તેમનો આગ્રહ ને પ્રેમ પણ નોંધપાત્ર છે. સોરઠના વતની હોવાનો ઉલ્લેખ 'બૌલાસ' માં છે. સોરઠ હાલમાં દક્ષિણ સૌરાષ્ટ્રને કહે છે; પરંતુ પ્રાચીન સમયમાં સમગ્ર પ્રદેશનું નામ સોરઠ હોવાનો સંભવ છે. સંભવ છે કે 'સૌરાષ્ટ્ર' એ 'સોરઠ'નું સંસ્કૃતીકરણ પણ હોય. સૌરાષ્ટ્રમાંથી ક્યાં કારણોસર અને ક્યારે સૌરાષ્ટ્રીઓએ હિજરત કરી તે એક સવાલ છે. પરંપરા મુજબની માન્યતા પ્રમાણે મહંમદ ગઝનીએ ઈ. સ. ૧૦૨૪માં સોમનાથ પર આક્રમણ કર્યું તે સમયે સૌરાષ્ટ્રીઓ બ્રાહ્મણત્વની રક્ષા માટે દેવગિરિ (મહારાષ્ટ્ર) તરફ ગયા હશે. આ પરંપરા મુજબની માન્યતાને ખોટી માનવાનું કારણ નથી. સૌરાષ્ટ્રનો ઇતિહાસ જોતાં એ મુસલમાન આક્રમણો નોંધપાત્ર ગણી શકાય. ઈ. સ. ૧૦૨૪માં મહંમદ ગઝનીએ સોમનાથ પર આક્રમણ કર્યું તે, અને ઈ. સ. ૧૩૦૦ માં અલ્લાઉદ્દીન ખિલજીએ ગુજરાત અને સોરઠ પર આક્રમણ કર્યું તે. સૌરાષ્ટ્ર છોડનાર આ લોકો શરૂઆતમાં થોડો વખત લાટ પ્રદેશમાં રહ્યા હોય તેવો સંભવ છે. સુરતમાં રેશમી કાપડના વણાટનો ઉદ્યોગ જૂનો છે અને આ સૌરાષ્ટ્રીઓનો પણ એ એક ખાસ કસબ છે. તે પરથી આ સબંધનું અનુમાન થઈ શકે. ખંભાત,

શ્રી રત્નમણિરાવ માને છે કે સૌરાષ્ટ્રીઓ ગઝનીના આક્રમણ વખતે (ઈ. સ. ૧૦૨૪ માં) નહીં, પણ તેરમી સદીના અંતમાં અલ્લાઉદ્દીને ગુજરાત–સૌરાષ્ટ્ર પર આક્રમણ કર્યું તે સમયે આ પ્રદેશ છોડીને ગયા છે. ગઝનીનું આક્રમણ તો વંટોળિયા જેવું હતું, જ્યારે અલ્લાઉદ્દીનનું આક્રમણ વધુ મોટું હતું, અને રાજકીય અંધાધુંધી તે પછી સૌરાષ્ટ્રમાં આવી. અલ્લાઉદ્દીનના આક્રમણે આપણા સામાજિક ઇતિહાસના ભ્રમણયુગોમાં સૌથી મોટો ભ્રમણયુગ ઉત્પન્ન કર્યો હતો. આ કારણસર શ્રી રત્નમણિરાવ માને છે કે અલ્લાઉદ્દીનના આક્રમણ વખતે એટલે કે ઈ. સ. ૧૩૦૦ આસપાસ આ સૌરાષ્ટ્રીઓ સૌરાષ્ટ્રમાંથી દેવગિરિ જઈને વસ્યા. (જુઓ: શ્રી રત્નમણિરાવ ભીમરાવનો લેખ: 'દ્રાવિડ દેશના ગુજરાતીઓ અને સૌરાષ્ટ્રી બ્રાહ્મણો': 'પ્રજાબંધુ' સુવર્ણાંક: પૃ ૧૫૦.) પરંતુ પરંપરા મુજબની સૌરાષ્ટ્રીઓની માન્યતા એવી છે કે સૌરાષ્ટ્રીઓ ગઝનીના આક્રમણ વખતે સ્થળાંતર કરી ગયા છે અને તે માન્યતાને ખોટી માનવાનુ કોઈ પૂરતા વજૂદવાળું કારણ નથી. સોમનાથ પરનુ આક્રમણ બહુ ગંભીર પ્રકારનુ નહોતું, એમ ન કહી શકાય. સૌરાષ્ટ્રીઓનો ખાસ ઉદ્યોગ રેશમ વસ્ત્રના વણાટનો આજ સુધી રહ્યો છે. સંભવ છે કે આ ઉદ્યોગ તેઓ સૌરાષ્ટ્રમાંથી કે સુરતથી લઈને ગયા હોય 'સુંદરી' (સૌ. 'જુન્નડી') અને 'બાંધણી' (સૌ. 'ભદિન') શબ્દો મૂળ સૌરાષ્ટ્રના છે, અને સૌરાષ્ટ્રીઓની આ ખાસ વિશિષ્ટ કળાને લીધે આ શબ્દો બીજા પ્રદેશમાં પછી પ્રચલિત થયા છે. સૌરાષ્ટ્રી ભાષાના કેટલાક શબ્દો એવા છે કે જે માત્ર સૌરાષ્ટ્રના ગ્રામપ્રદેશમાં હજી પણ વપરાતા હોય. દા. ત. 'રેતી' ના અર્થમા 'વેળુ' શબ્દ તેમ જ 'ભોજન'ના અર્થમાં 'ભાત', 'કાં', 'ઉતરડ', 'શીણુ', 'વાળુ' (સાંજનુ ભોજન), વાસરુ (વાછરુ), રગત (રક્ત), એતાર (આઇતવાર), કુંજિ (કૂંચી), દીવ (દ્વીપ), મળી, પોર, કળાવું, ગોકીરો, ધાક, નીખવું (નિખારવું), બુક્કડો વગેરે. આ પરથી ભાષાકીય દષ્ટિએ પણ સૌરાષ્ટ્ર સાથેનો તેમનો સંબંધ સ્પષ્ટ થાય છે.

સૌરાષ્ટ્રીઓ ૧૧ મી સદીમાં દેવગિરિ ગયા હોય કે ૧૩ મી સદીના અંતમાં ગયા હોય, દેવગિરિ(હાલનુ દૌલતાબાદ)ના મહારાષ્ટ્રી પ્રદેશમાં સૌરાષ્ટ્રીઓ ઠીક ઠીક સમય સુધી રહ્યા છે તે ચોક્કસ છે. સૌરાષ્ટ્રી ભાષામાં મરાઠી શબ્દો સારા પ્રમાણમા છે. મરાઠીની જેમ વરરાજા અને કન્યા 'નવરો' અને 'નવરી' કહેવાય છે મહારાષ્ટ્રના પ્રદેશમાં સૌરાષ્ટ્રીઓ ઓછામા ઓછું એકાદ સદી સુધી રહ્યા હશે દેવગિરિ આજુબાજુ હાલ પણ વસ્ત્ર વણનાર

કેમ 'સૌરાષ્ટ્રી' જેવી બોલી બોલે છે દેવગિરિમાંથી મુસલમાન આક્રમણને કારણે સૌરાષ્ટ્રીઓએ વિજયનગર તરફ હિજરત કરી હશે અને તે ચૌદમી સદીમાં બન્યું હશે

દેવગિરિ પછી ચૌદમી સદીથી સોળમી સદીના ઉત્તરાર્ધ સુધી સૌરાષ્ટ્રીઓ વિજયનગરમા રહ્યા જણાય છે ઈ સ ૧૪૧૧ મા તેઓ દેવગિરિ છોડી વિજયનગર ગયા અને ત્યાનથી-એ પ્રસંગના સ્મરણરૂપે-તેમણે સૌરાષ્ટ્રવિજય સંવત ગણવાનુ નક્કી કર્યું હોય તેમ જણાય છે, અથવા એમ પણ હોય કે ઈ સ ૧૩૧૭ થી વિજયાબ્દ (વિજયનગર સવત) ગણાય છે તે તેમણે સૌરાષ્ટ્ર સવત કે સૌરાષ્ટ્રવિજય સવત તરીકે અપનાવી લીધેલ હોય વિજય નગરમા એમણે લગભગ બે સદી સુધી વસવાટ કર્યો તેથી તેલુગુ ભાષાની અસર એમની ભાષા પર ઘણી વિશેષ છે સૌરાષ્ટ્રી વિદ્વાનોએ તેલુગુ ભાષામા ગ્રંથો લખ્યા છે ઉત્સવો અને સામાજિક રિવાજોમા પણ તેલુગુ અસર દેખાય છે ઈ સ ૧૫૬૫મા વિજયનગરનુ પતન થયુ, ત્યાર સૌરાષ્ટ્રીઓ મદુરા તરફ ગયા હોય તેમ જણાય છે એટલે ઈ સ ૧૩૪૬ થી ઈ સ ૧૫૬૫ સુધીના ગાળાના મોટા ભાગના વર્ષો તેમણે વિજયનગરના તેલુગુભાષી વિસ્તારમા ગાળ્યા હોય તેમ જણાય છે વિજયનગરમા સુતરાઉ અને રેશમી કાપડનો ઉદ્યોગ સારા પ્રમાણમા ચાલતો હતો, તેનો ખ્યાલ વિજયનગરની જાહોજલાલીના ચિત્ર પરથી મળી આવે છે

વિજયનગરનુ પતન ઈ સ ૧૫૬૫મા થયુ ત્યારથી સૌરાષ્ટ્રીઓનો એક મોટો સમુદાય મદુરામા સ્થિર થયો છે દક્ષિણ ભારતના બીજા ૪૬ સ્થળો (મદ્રાસ સહિત)મા સૌરાષ્ટ્રીઓ રહ્યા છે મૈસૂરમા કેટલાક સૌરાષ્ટ્રી કુટુંબોને હૈદરઅલી લઈ ગયેલ, એમ કહેવાય છે, પણ સૌથી વધારે મોટો સમુદાય (૭૫,૦૦૦ થી વધારે) મદુરામા છે મદુરાના નાયક રાજાઓ વિજયનગર રાજ્યના સામંતો (સૂબાઓ) હતા તેથી વિજયનગરના પતન બાદ મદુરાના નાયક રાજાઓએ સૌરાષ્ટ્રીઓને શરણ આપ્યુ છે મદુરાના સુપ્રસિદ્ધ રાજા તિરુમલ નાયકે (૧૬૨૩-૧૬૫૯) સૌરાષ્ટ્રીઓને આશ્રય આપ્યો હતો મદુરામા સુપ્રસિદ્ધ મીનાક્ષી મંદિરના દક્ષિણ દરવાજાથી માંડીને તિરુમલ નાયકના રાજમહેલ સુધીના વિસ્તારમા સૌરાષ્ટ્રીઓનો વસવાટ પહેલેથી રહ્યો છે મદુરાના વસવાટ દરમિયાન તામિલ બ્રાહ્મણો તેમને બ્રાહ્મણો ગણવા સામે વાંધો લેતા આવ્યા છે સત્તરમી સદીમા મદુરામા રાણી મંગમ્મા (૧૬૮૮-૧૭૦૫)નુ રાજ્ય હતુ ત્યારે આવો એક પ્રસંગ

બની ગયો હતો તામિલ બ્રાહ્મણોની ફરિયાદ પરથી રાણી મંગમ્માએ સૌરાષ્ટ્રીઓના બ્રાહ્મણત્વનો વિવાદ ઉકેલ માટે વિદ્વાનો અને આચાર્યોની એક પરિષદને સોપ્યો હતો તેમા નિર્ણય લેવાયો હતો કે સૌરાષ્ટ્રીઓ બ્રાહ્મણ છે અને તેમને બ્રાહ્મણોના કર્મ (ઉપનયન વગેરે)નો અધિકાર છે આના પરિણામે રાણી મંગમ્માએ તેમને એક શાસનપત્ર (અભયપ્રદાન) આપ્યુ હતુ આથી બ્રાહ્મણોના કર્મ કરવાનો અધિકાર રાજ્યસત્તા તરફથી મંજૂર કરવામા આવ્યો દીનાચાર્ય વેકટપતિએ આ શાસનપત્ર લખ્યું છે, તેના પર રાણી મંગમ્માના શાસનપત્રની મુદ્રા છે અને ૨૬ આચાર્યો, વિદ્વાનો અને અધિકારીઓની સહીઓ તેના પર છે મદુરામા આવ્યા પછી તામિલ ભાષાની અસર સૌરાષ્ટ્રી ભાષા પર થઈ અને તામિલ લિપિમા સૌરાષ્ટ્રી ગ્રંથો લખાયા રેશમી કાપડના વણાટ અને રંગાટના કામને મદુરાની આબોહવા ઘણી અનુકૂળ આવી મદુરાની વગૈ નદીનુ પાણી રંગાટકામને ઘણુ અનુકૂળ છે મદુરાનુ રેશમી કાપડ છેક રોમન રાજ્યમા નિકાસ થતું હતુ દક્ષિણ ભારતના હીરા અને રેશમી વસ્ત્રો માટે રોમની રમણીઓ મનમાગ્યા દામ આપતી મદુરાની વગૈ નદીમાથી કેટલાક પ્રાચીન રોમન સિક્કાઓ મળી આવ્યા છે, તે મદુરા (દક્ષિણ ભારત) અને રોમન સામ્રાજ્ય વચ્ચેના જૂના વ્યાપારી સબધનો પુરાવો છે

અમારા ગણ દેવગણ, અમારા દેવી સરસ્વતી, અમારું સૂત્ર આપસ્તંબ, અમારા વેદ યજુર્વેદ, અમારી જાતિ બ્રાહ્મણજાતિ, અમારો વર્ણ સૌરાષ્ટ્ર, સ્માર્ત, માધ્વવર્ણ, અમારા બાપદાદાનાં નામ—(અહીં ત્રણ પેઢીનાં નામ બોલાય છે.)]

આ ગોત્રપરિચય પહેલાં 'બૌલાસ', 'બઉલાસ' કે 'બુકુળ્વાસ'માં સૌરાષ્ટ્રીઓનો સ્થળાંતર-ઇતિહાસ સંક્ષેપમાં સૌરાષ્ટ્રીમાં અપાય છે. 'સૌરાષ્ટ્ર બ્રાહ્મણચરિત્ર'માં 'બૌલાસ'નો એક ભિન્ન પાઠ મળે છે, જે નીચે મુજબ છે:

"અવો, વિસિન્દિહો, બિમો. સિકરણ, ફૂલ, પાન, ફુપાળ, બીડો, ખળવો...તુમ્ને બુકુળ્વાસ સગો...અમરે બુકુળ્વાસ સંગવેસ...આઇકો... આદિ. અમરે ગામ દેવગિરિ મેનસ્તાન સૌરાષ્ટ્ર દેશી તેર્ રહિ સોનપુરી આવ્યાસ. મોમપુરી રહિ નાગરદેશિ આવ્યાસ. નાગરદેશિ રહી વિજયનગર આવ્યાસ. વિજયનગર રિહિ સેદુસ્તાન કરસી, મદુરાપુરી, આદિકન્ સમસ્ત દેશુતુમ્ આવૂલાસિ."

[આવો, સંબંધીઓ, બેસો. ચંદન, ફૂલ, પાન, સોપારી, બીડાં લો. તમારો બૌલાસ કહો...અમારો બૌલાસ કહીએ છીએ. સાંભળો પહેલાં અમારું ગામ દેવગિરિ એટલે કે સૌરાષ્ટ્ર દેશ ત્યાં રહીને સોમપુરી આવ્યા. સોમપુરીમાં રહીને નાગરદેશ આવ્યા. નાગરદેશમાં રહીને વિજયનગર આવ્યા, વિજયનગરમાં રહી સેતુમાં થઈ, મદુરાપુરી વગેરે સ્થળોમાં આવીને રહ્યા છીએ ]

બૌલાસના આ પાઠ પ્રમાણે દેવગિરિ, (જે સૌરાષ્ટ્રમાં આવ્યાનું કહ્યું છે.) સોમપુરી, નાગરદેશ, વિજયનગર, સેતુ (રામેશ્વર) અને મદુરા એ પ્રમાણે સ્થળાંતરો થયાં છે. દેવગિરિ સૌરાષ્ટ્રમાં આવ્યું છે એ ઉલ્લેખમાં કદાચ ભૂલ હોય, અથવા દેવગિરિ એટલે દૌલતાબાદ (મહારાષ્ટ્ર) નહિ, પણ ગિરિનગર જૂનાગઢ (સોરઠ)નો આ રીતે નિર્દેશ થયો હોય; અથવા, 'બ્રાહ્મણચરિત્ર'ના કર્તાએ અધકચરા ભૌગોલિક જ્ઞાનને લીધે જુદી રીતે લખ્યું હોય. નાગરદેશ એટલે દક્ષિણ ગુજરાત, સુરત આજુબાજુનો પ્રદેશ લાટ વિવક્ષિત હશે? લાટને પ્રાચીન કાળમાં નાગદેશ કહેતા. ખરો ક્રમ આ પ્રમાણે હશે. સોમપુરી (સોમનાથ, સૌરાષ્ટ્ર), નાગરદેશ (લાટ, સુરત), દેવગિરિ (દૌલતાબાદ), વિજયનગર અને મદુરા.

કેટલીક વાર મંદસોરનો શિલાલેખ સૌરાષ્ટ્રીઓના ઇતિહાસ પરત્વે ઉલ્લેખ પામે છે. મંદસોર પશ્ચિમ માળવામાં આવેલું ગામ છે, અને તેનું પ્રાચીન નામ દશપુર છે. આ લેખ ઈ. સ. ૪૩૭–૮નો છે. તેનો રચયિતા વત્સભટ્ટિ છે. મંદસોરના શિલાલેખનો સાર આ પ્રમાણે છે: "શ્રી યુવાન

વયની હોય, સૌંદર્યવતી હોય, તેણે પુષ્પમાળા પહેરી હોય, હાથમાં પાન ને પુષ્પ હોય, પરંતુ જ્યાં સુધી રેશમી વસ્ત્ર ન પહેર્યું હોય ત્યાં સુધી તે રમણી પોતાના પ્રિયતમને મળવા જાય નહિ. આવાં રેશમી વસ્ત્ર વણનાર પટ્ટવાયકો લાટથી દશપુર આવ્યા અને તેમણે ભૂમિને (માળવાને) ચિત્રવિચિત્ર રંગનાં, સુખદ સ્પર્શ આપનારાં ને નયનમનોહર રેશમી વસ્ત્રોથી છાઈ દીધી છે, શોભાવી છે. આ પટ્ટનાયકોએ વિચાર્યું કે અપ્સરાનાં કર્ણફૂલમાંથી પવનલહરીથી પુષ્પ સરી જાય તેમ માનવસંપત્તિ પણ અસ્થિર છે, ચંચલ છે અને તેથી સરી પડશે. ગમે તેટલું ધન એકઠું કર્યું હોય પણ તેની એ જ દશા થવાની છે. આમ વિચારીને પટ્ટવાયકોએ એક ડહાપણભર્યો નિર્ણય કર્યો. કુમારગુપ્તના રાજ્યકાળમાં રાજ્યપાલ વિશ્વવર્માનો પુત્ર બંધુવર્મા જ્યારે દશપુરમાં રાજ્યપાલ હતો ત્યારે આ પટ્ટનાયકોના મહાજને પોતાના કૌશલથી એકત્રિત કરેલી ધનસંપત્તિ, જેનાં શિખરો ગગનચુંબી છે તેવું મહાન અને અજોડ સૂર્યમંદિર બાંધવા માટે અર્પણ કરી હતી. આ મંદિર માલવ સંવત ૪૯૩માં સહસ્ય માસના શુક્લ પક્ષમાં તેરશને દિવસે અર્પણ થયું હતું. પરંતુ વખત જતાં બીજા રાજાઓ આવી ગયા પછી મંદિર જીર્ણ થઈ ગયું, ત્યારે પોતાની જાતિનો યશ વધારવા માટે આ ઉદાર પટ્ટવાયકોના મહાજને સમગ્ર સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કર્યો, ૫૨૯માં તપસ્યા માસના શુક્લપક્ષની બીજને દિવસે. જેણે આ લેખ રચ્યો છે તેનું, તેને કોતરનારનું અને તે લેખ વાંચી બતાવનાર તથા તેને સાંભળનાર સૌનું ભલું થજો"

આ શિલાલેખમાં જે 'પટ્ટવાયકો' (રેશમી કાપડ વણનાર જાતિ)નો ઉલ્લેખ છે તેની સાથે દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓનો સંબંધ છે, એમ કેટલાક માને છે. કેટલાક માને છે કે મૂળ આ પટ્ટવાયકો એક જ હતા, પણ કેટલાક પટ્ટવાયકો માળવા તરફ ગયા ત્યારે બીજા કેટલાક દક્ષિણમાં ગયા. શિલાલેખમાં જેમનો નિર્દેશ છે તે પટ્ટવાયકો લાટથી માળવા આવ્યાનુ કહ્યું છે. લાટમાં સૂરત રેશમી વસ્ત્રના વણાટનુ કેન્દ્ર હતું. દક્ષિણના સૌરાષ્ટ્રીઓ અને મંદસોરના પટ્ટવાયકો (જેના પરથી 'પટવા' શબ્દ વ્યુત્પન્ન થયો છે) એ બંને રેશમી કાપડના વણાટમાં નિષ્ણાત એવી જાતિઓ છે, તે જોતાં આ અનુમાન થઈ શકે તેવુ છે. 'બૌલાસ'માં આવો કોઈ ઉલ્લેખ નથી, કદાચ બંને શાખાઓ વચ્ચેનો સંપર્ક પછી ન રહ્યો હોય, તેથી 'બૌલાસ'માં એના વિશે ઉલ્લેખ ન હોય. એકંદરે 'બૌલાસ' પરથી દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓના સ્થળાંતરોનો ઇતિહાસ ઉપલબ્ધ થાય છે.

# જોડણી અને વજન

કેશવરામ કા. શાસ્ત્રી

સવાએ વર્ષ ઉપર જૂનાગઢ મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું સંમેલન થયું તે સમયે પ્રમુખસ્થાનેથી એ સંમેલનના પ્રમુખ શ્રી ત્રિભુવનદાસ લુહાર, 'સુન્દરમે' જોડણીની શુદ્ધિ જાળવવાના વિષયમાં સભાન રહેવાનો અનુરોધ કર્યો હતો અને એ હકીકત છે કે ૧૯૩૬ના ડિસેમ્બરમાં અમદાવાદ ખાતે સ્વ નામધન્ય (વિદેહ) મહાત્મા ગાંધીજીના પ્રમુખસ્થાને ભરાયેલા બારમા સંમેલનમાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલા 'જોડણીકોશ'માં આપેલા નિયમોને વળગી રહી એમાં આપવામાં આવી હોય તે પ્રમાણે શબ્દોની જોડણી કરવી, અને તેથી સરકારી રાહે પણ શિક્ષણતંત્રે એનો સમાદર કર્યો ત્યારપછીના આજસુધીના પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના પાઠ્યપુસ્તકોમાં આ વિશે સભાનતા જાળવવાનો પ્રયત્ન થયો હોય છે બેશક, એવું પણ બન્યું છે કે એવા કોઈ કોઈ પાઠ્ય પુસ્તકમાં ક્વચિત્ જોડણીની અવ્યવસ્થા પણ અનુભવાય આમ છતાં ગ્રંથની કે પાઠ્યપુસ્તકની પ્રસ્તાવનામાં સૂચવ્યું હોય કે આ ગ્રંથ કે પાઠ્યપુસ્તકની જોડણી ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશને અનુસરીને કરવામાં આવી છે એક વસ્તુ ખરી છે કે આપણાં સામયિકો અને વર્તમાનપત્રોમાં આ વિષયમાં લેવી જોઈએ તેવી ચીવટ જોવા મળતી નથી એનું કારણ બહુ જ સ્પષ્ટ છે કે વર્તમાનપત્રોમાં કામ કરતા સંવાદદાતાઓ અને કરાર-લેખકો જોડણીની બહુ ચિંતા ન કરતા તે તે દિવસનું મેટર ઝડપથી આપ્યે જતા હોય છે જે પ્રમાણે અંગ્રેજી કે હિંદી વર્તમાનપત્રોમાં અંગ્રેજી કે હિંદી જોડણીના વિષયમાં સહજ રીતે સભાનતા રાખવામાં આવે છે તે રીતે ગુજરાતી લેખનમાં નથી રાખવામાં આવતી, તેથી શ્રી. સુન્દરમે ધ્યાન દોરવાનો સુભગ પ્રયત્ન કર્યો હતો.

જોડણીના વિમર્શનો જેમને પરિચય છે તેવા વિદ્વાનોને જોડણીમાં વિસંવાદ શામાટે થાય છે એનાં કારણોનો ખ્યાલ છે પરંતુ એકવાર લેખનમાં

એકધારી જોડણીનું સ્વાભાવિક કે કૃત્રિમ જે કાંઈ સ્વરૂપ નક્કી થયું છે તે વ્યાપકતા ધારણ કરી જાય, પછી વિસંવાદી નિયમોને સરળ કરવાની દિશામાં પગલાં લઈ શકાય પરંતુ એવાં પગલાં માન્ય ગુજરાતી ભાષાના ઉચ્ચરિત સ્વરૂપના જાણકાર હોય તેઓ સૂચવે તો આ દિશાનુ કામ વધુ સરળ બને. ઉદા. જેમકે 'ઝીણવટ' અને 'જુનવટ', 'સીમાડો' અને 'ધુમાડો', 'મીઠાઈ' અને 'ચિનાઈ', 'દીપવું', – 'જીવવું', પરંતુ 'દીપાવવું' – 'જિવાડવું', 'લૂંટાય' અને 'લુટાય', 'કુંવારુ' – 'સુંવાળું' અને 'મૂંઝાવું'. આમાં એક સરખી પરિસ્થિતિ દીર્ઘ 'ઈ' અને હ્રસ્વ 'ઉ'ની જોવા મળે છે, તો વળી કયાં 'ઈ'વાળા શબ્દના રૂપમાં એક શબ્દમાં દીર્ઘ 'ઈ' સાચવી રખાયો છે, તો બીજામાં એવી જ પરિસ્થિતિમાં 'ઈ'ને હ્રસ્વ કરી નાખવામાં આવ્યુ છે. નાકમાંથી બોલાતા 'ઉ'કારના વિષયમાં અને નાકમાંથી નથી બોલાતા તેવા 'ઉ'કારના વિષયમાં ઉચ્ચારણ વિષયક એક જ પ્રક્રિયા કામ કરતી હોવા છતાં ક્યાંક—ભલે અપવાદરૂપે થોડા જ શબ્દોમાં—ક્યાંક હ્રસ્વ તો ક્યાંક દીર્ઘ 'ઊ'કાર સૂચવાયેલ છે.

એક વસ્તુ તરફ ધ્યાન ખાસ દોરું કે જોડણીમાં વિસંવાદના પ્રસંગ હ્રસ્વ-દીર્ઘ 'ઇ-ઉ', યશ્રુતિ કિંવા લઘુપ્રયત્ન 'ય'કાર, અને હશ્રુતિ કિંવા મહાપ્રાણિત સ્વરોચ્ચારણ ( Murmur Sound )ના વિષયમાં સવિશેષ છે. જોડણીકોશમાં તત્સમ ધાતુઓ કે શબ્દ ઉપરથી થતાં સાધિત રૂપોમાં સ્વરમાં પરિવર્તન ન કરવાનો અસ્વાભાવિક સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો હોવા છતાં 'જિવાડવું' અને 'ચિનાઈ' જેવા અનેક શબ્દોમા સ્વાભાવિક વલણ અપનાવવામાં આવ્યું છે. એક મોટો વિસંવાદ અનુનાસિક સ્વરો અને અનનુનાસિક સ્વરોના વિષયમાં છે. દીર્ઘ 'ઈ-ઊ'ને ચોક્કસ સંયોગોમાં હ્રસ્વ કરી નાખવાનો એક નિયમ સ્થિર કરવામાં આવ્યો છે, પણ જ્યારે એવા સ્વરો સાનુનાસિક હોય છે ત્યારે, થોડા જ અપવાદે, દીર્ઘ ગણવાનો નિયમ કરવામા આવ્યો છે, જેને કહેવો હોય તો લેખનપૂરતો એને અપવાદ કહેવો જોઈએ. શબ્દને અંતે અનુનાસિક 'ઉ' આમ છતા હ્રસ્વ જ ગણવામાં આવ્યો છે અને એકાક્ષરી શબ્દોમાં અનુનાસિક 'ઉ' હ્રસ્વ જ, છતા અનનુનાસિક 'ઊ' દીર્ઘ જ રાખવામાં આવ્યો છે. શબ્દને અંતે અનુનાસિક 'ઇ' એકાક્ષરી શબ્દોમાં અને અનેકાક્ષરી શબ્દોમાં દીર્ઘ જ ગણવામાં આવી છે. લગભગ સો વર્ષ ઉપર આપણા જાણીના વિવેચક ( વિદ્દ ) નવલરામ લ પંડયાએ એ યુગમાં એક સહેલો કૃત્રિમ નિયમ કરી આપેલો કે જોડણીમાં 'ઈ' એટલા દીર્ઘ અને

'ઉ' એટલા હ્રસ્વ. એ પછી જોડણીના વિષયમાં ઘણાં ઘણાં પરિવર્તન આવ્યાં, છતાં 'ઝીણવટ' 'જુનવટ' અને 'સીમાડો' 'ધુમાડો' જેવા શબ્દો જોતાં એ કૃત્રિમ નિયમ જ હજી પણ સચવાઈ રહેલો સ્પષ્ટ રીતે અનુભવાય છે. જોડણીનો વિચાર કરતાં કોને 'નિયમ' કહેવાય અને કોને 'અપવાદ' કહેવાય એ વિશે સભાનતાથી વિચાર કરવામાં આવ્યો હોય એવું સર્વાંશે અનુભવાતું નથી. એનું એક કારણ તો સ્વરોની હ્રસ્વ–દીર્ઘતામાં જે નિયામક તત્ત્વ છે તેના વિચારનો સર્વથા અભાવ. ઉદા. તરીકે ત્રિ-અક્ષરી શબ્દોમાં એક નિયમ કર્યો કે બીજો અક્ષર હ્રસ્વ સ્વરવાળો હોય તો પહેલો સ્વર દીર્ઘ કરવો અને બીજો અક્ષર દીર્ઘ હોય તો પહેલો અક્ષર હ્રસ્વ કરવો. આને કારણે 'ઊતર' 'મૂલવ' 'ચીતર' જેવા સેંકડો શબ્દોમાં પહેલા અક્ષરમાંનો સ્વર દીર્ઘ રાખવામાં આવ્યો; 'ચિનારો' 'સુહાર' જેવા શબ્દમાં એ જ કારણે હ્રસ્વ સ્વર કરવામાં આવ્યા. 'વીસરવું'–'વીસરાવું'–'વિસરાવવું' આ મૂળરૂપ અને સાધિતરૂપ જોવાથી આ પ્રક્રિયાનો કાંઈક ખ્યાલ આવશે. ઉચ્ચારણની દૃષ્ટિએ 'વીસરવું' અને 'વિસરાવવું'માં 'ઇ'કારની એકસરખી સ્થિતિ છે. 'વીસરાવું'માં કોઈ ગર્ભિત કારણે 'વી' પર વજન પડતું અનુભવાતું હોઈ લાલચ થાય કે એ તદ્દન હ્રસ્વનો નહિ જ હોય. સ્પષ્ટ છે કે 'વીસરવું'–'વિસરાવવું'માં 'વી'–'વિ' પર વજન અનુભવાતું નથી. આપણે અહીં 'ઊતર' અને 'ઉતાર'–મૂળરૂપ અને એનું સાધિતરૂપ લઈએ તો વજનની દૃષ્ટિએ વિચારતાં લખાતા દીર્ઘ 'ઊ'કાર અને હ્રસ્વ 'ઉ'કાર વચ્ચે કોઈ ભેદ સંભળાતો નથી કે જેવો 'ઊતરે' એ રૂપમાં જોવા મળે છે. પૂર્વનાં બેઉ રૂપોમાં એ સ્વર વજન વિનાનો છે, છેલ્લા રૂપમાં વજનવાળો છે.

માત્ર તરફથી બલાત્મક સ્વરભાર (stress accent) જેવું એક નિયામક ઉચ્ચારણ–વિષયક તત્ત્વ કામ કરી રહ્યો છે એવું વર્ષો ઉપર બતાવવામાં આવ્યું છે આપણા વિદ્વાનોમાં એ સંજ્ઞા વિશે મતભેદ છે, કારણ કે આ સ્વરભાર બદલાતાં, અંગ્રેજીમાં થાય છે તેમ, અર્થભેદ થતો ગુજરાતી ભાષામાં અનુભવાતો નથી; તેથી આ 'સ્વરભાર' નથી એવું એવા વિદ્વાનોનો અભિપ્રાય છે એને બદલે 'વજન' સંજ્ઞા તરફ એમનો આદર છે. આ માત્ર સંજ્ઞાભેદનો જ પ્રશ્ન છે એની પાછળનો આશય સમાન તો એ જ છે કે વાક્યમાં શબ્દોના ઉચ્ચારણમાં અમુક ચોક્કસ અક્ષર કે શ્રુતિ ઉપર નજીકના અક્ષર કે શ્રુતિ કરતાં વધુ વજન આવતું હોય છે અને આસપાસના અક્ષર કે શ્રુતિના ઉચ્ચારણ–માપમાં ઘટ અનુભવાતી હોય છે. 'વાન, વિસાત, ઉકાવ, મૂંઝાય,

સુબોધ, ગુજરાત' જેવા શબ્દો જોતાં સ્પષ્ટ અનુભવાય છે કે 'વાત'માં 'આ' ઉપર વજન છે, તો પછીના શબ્દોમાં છેલ્લા અક્ષર કે શ્રુતિ (જો એમાંના સ્વરને જીવતો માનતા હોઇયે તો, અને ન માનતા હોઇયે તોયે, એ મધ્ય અક્ષર કે શ્રુતિમાંનો સ્વર વજનવાળો છે. એ જ કારણ છે કે છેલ્લી શ્રુતિમાં 'અ'કારનુ અસ્તિત્વ માનવા છતાંયે નરસિંહરાવ દિવેટિયાના મતે 'અ'કાર લઘુપ્રયત્ન, કેશવ હર્ષદ ધ્રુવને મતે 'અ'કાર દ્રુત અને, કમળાશંકર ત્રિવેદીને મતે એ 'અ'કાર શાંત કિંવા મૂંગો (mute) છે, અથાત્ ત્યાં કોઈ 'અ'કાર ઉચ્ચરિત થતો નથી. ગુજરાતમાં ભાષાક્ષેત્રે થયેલી વિચારણામાં, લેખનમાં એ સ્વીકારાયેલો હોવા છતાં ઉચ્ચારણમાં એ નથી. 'ચોપડી, ચાનકી, વાટકી, ઊલટી, ચીમટી' જેવા શબ્દોનાં ઉચ્ચારણ સાંભળતાં અનુભવી શકાશે કે તે તે શબ્દમાં વજન પહેલા અક્ષર કે શ્રુતિ અને છેલ્લા અક્ષર કે શ્રુતિ ઉપર અનુભવાય છે પરિણામે વચલા અક્ષર કે શ્રુતિનું અસ્તિત્વ જ જોખમાય છે. આ શબ્દોનાં બહુવચન કરતાં અનુભવાશે કે 'ચોપડિયો' 'ચાનકિયો', 'વાટકિયો' 'ઊલટિયો' 'ચિમકિયો' એમ 'પ' 'ન' 'ટ' 'લ' 'મ' મૂળમાં 'અ'કાર વિનાના અનુભવાતા હતા તેમાં 'અ'કાર સ્પષ્ટ સંભળાય છે એટલું જ નહિ શબ્દમાંનું પહેલું વજન પણ એ ઉડાવી લે છે, પરિણામે શબ્દોમાંની પહેલી-પહેલી શ્રુતિ હ્રસ્વ જ ઉચ્ચરિત થઈ સ્પષ્ટ રીતે અનુભવાય છે અને સર્વથા વજન વિનાની એ 'અ'કાર વજનવાળો બનતાં અને બહુવચનનો 'ઓ' પણ સ્પષ્ટ રીતે વજનવાળો હોઈ લેખનમાં જે દીર્ઘ 'ઈ'કાર હતો તે હ્રસ્વનો ઠીક, એનાથી પણ ઓછો સમય લેતો સર્વથા વજન વિનાનો સંભળાય છે બધા જ પ્રકારના લેખનમાં અંતે દીર્ઘ 'ઈ' લખાય છે તેવા શબ્દોને આવો બહુવચનનો 'ઓ' પ્રત્યય લાગતો આવી જ સ્થિતિ અનુભવાય છે; જેમકે 'નદી'નું 'નદિયો,' 'માળી'નુ 'માળિયો', અને હ્રસ્વાંત લખાતા 'પતિ'નુ 'પતિયો', 'રુચિ'નુ 'રુચિયો' વગેરે મેકડો. બલાત્મક સ્વરભાર કહો કે સાદી 'વજન' સંજ્ઞા વાપરો, ઉચ્ચારણમાં અનુભવાતા એ તત્ત્વનો સ્વરોમાં ઉચ્ચારણ પરિવર્તન લાવવામાં મોટો ફાળો છે

દ્વિ-અક્ષરી શબ્દોમાં પહેલો અક્ષર કે શ્રુતિ લેખનમાં દીર્ઘ રાખવાનો પ્રયત્ન છે. અંતે લઘુ પ્રયત્ન દ્રુત કે શાંત 'અ'કારવાળા શબ્દોમાં એ શ્રુતિને ઘડીભર દીર્ઘ રાખવા લલચાઇયે, પરંતુ વજન છેલ્લી શ્રુતિ ઉપર હોય અને પૂર્વ શ્રુતિમાં 'ઈ' 'ઊ' હોય તો એની દીર્ઘતા સર્વથા અનુભવાતી નથી. 'બીડી, ચીડી, લીટી, મૂડી, કૂંડી' જેવા સેંકડો શબ્દ છે, જેનાં

પૂર્વની યાને પહેલી શ્રુતિમાં વજનનો સર્વથા અભાવ છે. 'સુધી' જેવામાં એ જ કારણે હ્રસ્વ 'ઉ'કાર છે. અને એ સાચો સ્વાભાવિક નિયમ છે. આપણે 'કરેલું, મરેલું, પીટેલું, ઊઠેલું, ચૂરેલું' જેવાં મેં'કરો દ્વિ. ભૂ કૃદંતનાં રૂપ જોઈએ તો વજન વચ્ચેની શ્રુતિ ઉપર જ અનુભવાય છે, લેખનમાં ભલે સ્વરને દીર્ઘ કરવામાં આવ્યો હોય.

આ ઉપરથી એક વસ્તુ અત્યંત સ્પષ્ટ છે કે જે અક્ષર ઉપર કે શ્રુતિ ઉપર વજન નથી તે કોઈ પણ પરિસ્થિતિમાં દીર્ઘ નથી; બીજી વસ્તુ એ છે કે વજનવાળા અક્ષર કે શ્રુતિની પૂર્વની શ્રુતિ પણ દીર્ઘ ઉચ્ચરિત થઈ શકતી નથી; ત્રીજી વસ્તુ એ કે વજનવાળા અક્ષર કે શ્રુતિની પછીની શ્રુતિ પછીની શ્રુતિ ઉપર દ્વૈતીયિક વજન અનુભવાતું હોય તો એની પૂર્વની એ વચલી શ્રુતિમાં 'અ'કાર લખાવા છતાં ઉચ્ચરિત થતો નથી, ત્યાં 'ઇ' હોય તો એ દીર્ઘ તો નથી, પરંતુ હ્રસ્વ પણ નથી, એ હ્રસ્વથી પણ ઓછો સમય લે છે; જેમકે 'રૂપિયો,' 'દરિયો', 'ચોડિયું' અને બહુવચનનો પ્રત્યય 'ઓ' કે ત્રીજી વિભક્તિનો પ્રત્યય 'એ' લાગતાં ઇકારાંત શબ્દોનાં રૂપ; જેવાં કે 'નદિયો' અને 'નદિયે' વગેરે હજારો રૂપ. આ સિદ્ધાંત ઉપરથી સ્પષ્ટ થશે કે વર્તમાનકાળના પહેલા પુરુષ બહુવચનનાં રૂપોમાં વજન વિનાનો 'ઇ' કોઈ પણ પરિસ્થિતિમાં દીર્ઘ તો નથી, સંપૂર્ણ હ્રસ્વ પણ નહોતાં, લઘુપ્રયત્ન છે; લેખનમાં આવો લઘુપ્રયત્ન 'ઇ' 'રૂપિયો' વગેરેની જેમ હ્રસ્વ જ લખી શકાવા પાત્ર બને છે.

જોડણીકોશના નિયમો ઘડાયા ત્યારે સ્વાભાવિક ઉચ્ચારણ તરફ વળવાનો ચોક્કસ પ્રયત્ન હતો, પરંતુ 'સ્વરભાર' કે 'વજન'ના સિદ્ધાંતનો ખ્યાલ વ્યાપક થયેલો ન હોવાને કારણે કેટલાક નિયમ 'નિયમ' તરીકે રજૂ થયા, તો કેટલાક સ્વરૂપે નિયમ હોવા છતાં 'અપવાદ' તરીકે અને કેટલાક 'અપવાદ' હતા તે 'નિયમ' તરીકે રજૂ થઈ ગયા અત્યારે 'જોડણીકોશ'ના નિયમોથી વિરુદ્ધ રીતે જો ક્યાંય કાંઈ અજાણ્યે લખાતું હોય તો એ આવી વિસંવાદી 'નિયમબદ્ધતા'નું પરિણામ છે.

એક મહત્ત્વની વસ્તુની વિચિત્ર પ્રકારની વિસંવાદિતા એ પણ છે કે 'જોડણીકોશ'માં 'ઇ–ઉ' વચ્ચે ભેદરેખા રાખી શબ્દોના અંતે તો નવલરામ પંડ્યાવાળા 'ઈ એટલા દીર્ઘ અને ઉ એટલા હ્રસ્વ' એ કૃત્રિમ સિદ્ધાંતને વળગી રહેવામાં આવ્યું છે. અંતે ન હોય તેવી સ્થિતિમાં, થોડે જ

અપવાદે ( જેની માનતાનું પરિણામ છે. ), ઇ–ઉની સરખી સ્થિતિ છે. આમાં એક અજાણતાં ભેદ રહી ગયો તે તેના તે ' ઇ ' કે ' ઉ ' અનનુનાસિક ને દીર્ઘના હ્રસ્વ થવાનો લાભ મળ્યો, પરંતુ અનુનાસિક એવા લખવામાં આવેલા દીર્ઘ ' ઇ 'કાર–' ઊ 'કારને અબાધિત રાખવામાં આવ્યો છે, ભાષાના ઉચ્ચારણમાં અનુનાસિક અને અનનુનાસિક સ્વરોની એકસરખી સ્થિતિ હોવા છતાં.

' જોડણી અને વજન 'ની વાત કરતી વખતે વિસંવાદનો પ્રસંગ મુખ્યત્વે ' ઇ–ઉ ' હ્રસ્વ અને દીર્ઘના વિષયમાં છે; એ સિવાયના સ્વરોના વિષયમાં કોઈ તાત્ત્વિક વિસંવાદ નથી. જીવંત ઉચ્ચારણને જ ખ્યાલમાં રાખવામાં આવે તો ભાષામાં ' ઇ–ઉ ' કોઈ પણ પરિસ્થિતિમાં સામાન્ય રીતે દીર્ઘ ઉચ્ચરિત થતા નથી, હા, અપવાદ છે, અને એ પેલા શાત-'અ'કાર સાથે લખાતા ' જ ' અને ' ય 'ની પૂર્વે આવેલા શબ્દના અંત્ય સ્વર ઉપર અપાતા ભારને લઈ. એ જ કારણે બ ક ઠાકોર પોતાના ગદ્ય લખાણમાં 'જ' પૂર્વે હ્રસ્વ 'ઇ' તત્સમ શબ્દોના પણ દીર્ઘ કરવામાં અચકાતા નહિ, પદ્યમાં તો અવશ્ય.

શ્રી. સુંદરમે સર્વસામાન્ય લેખન અને મુદ્રણમાં જોડણી એકધારી રહે એવી ભાવના બતાવી હતી મારા તરફથી અહીં જોડણીમાંથી મુખ્યત્વે 'ઇ'-'ઉ' હ્રસ્વ-દીર્ઘના વિષયમાં શામાટે વિસંવાદિતા અનુભવાય છે એનાં તાત્ત્વિક કારણ બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે ' જોડણીકોશ 'ની પ્રસ્તાવનામાં એવી મતલબનુ જણાવવામા આવ્યું છે કે એકવાર એકધારાપણુ સ્થિર થઈ જાય પછી એમાં જરૂરી સુધારા કરવાનુ અઘરું નહિ રહે. અને આને પાઠ્ય-પુસ્તકોમાં મોટે ભાગે જોડણીમાં એકધારાપણુ આવી ચૂક્યું હોઈ અને એનો યશ મુખ્યત્વે મહાત્મા ગાંધીજીને પ્રમુખપદે ૧૯૩૬ના ડિસેમ્બરમાં અમદાવાદ ખાતે ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા સંમેલનમાં થયેલા ' જોડણીકોશ 'ની જોડણીનો સમાદર કરનારા ઠરાવને માટે ગુ સા. પરિષદને હોઈ એમાં વધુ આગળ વધવાને માટે પણ પરિષદ સર્વથા અધિકારિણી છે. એ દિશામાં પરિષદ આગળ વધવા પ્રયત્ન કરે એવી સદ્ભાવના.

□

# સૌરાષ્ટ્રની વિરલ મૂર્તિઓ

## મુખલિંગો

### નરોત્તમ પલાણ

મહાન સંસ્કૃતિના અવશેષો આપણા દેશમાં પશ્ચિમ કિનારે મળી આવ્યા હોવા છતાં આજે સૌરાષ્ટ્રનો પશ્ચિમ કિનારો અનેક દૃષ્ટિથી અંધારામાં રહેલો છે એના પ્રાચીન ટીંબા, મંદિરો, વાપીઓ, કુંડો, શિલાલેખો અને પાળિયાઓ વિશે હજુ જોઈએ તેવું કામ નથી થયું, અને ધાર્મિક રિવાજો, નાનાનાના પંથો અને વાડાઓ વિશે તો હજુ કશું જ બહાર નથી આવ્યું એમ કહી શકાય કોઈ નિષ્ણાતે એની પાછળ પડે તો મધ્યકાલીન ગુજરાતીના ઘણા શબ્દો એના સાચા અર્થોમાં પ્રાપ્ત કરી શકે, તેમ ઘણા અણઉકેલ્યા કોયડા તથા ખૂટતી બાબતોના ખુલાસાથી ગુજરાતનો ઇતિહાસ પૂર્ણ બને

સૌરાષ્ટ્રમાં આર્યોના ઉદયકાળે સૂર્યપૂજા હતી તે પછી શક્તિ, શિવ, સ્કંદ, વિષ્ણુ બ્રહ્મા આદિના સ્વતંત્ર વિધિઓ પ્રવર્તેલા જણાય છે આ બધાના ઉપાસ્ય પ્રકારના અવશેષો સૌરાષ્ટ્રમાં ઠેરઠેર પડ્યા છે જૂનાગઢ જિલ્લામાં બાંટવા નજીક ભાદર નદીના પેટમાં આવેલા ખૂણેજ નામે ગામે એક ખુમી પટેલના વાડામાં ખાડ ખોદતા આખડા મોઢાનું ત્રાંબાનું માટીનું તૂટેલું વાસણ મળી આવ્યું આ વાસણમાંથી પ્રાપ્ત પાંચ અવશેષોમાંના ત્રણ મુખલિંગોના ફોટોગ્રાફ તથા વિગત અહીં રજૂ કરું છું



પહેલું લિંગ લગભગ ચાર ઇંચ લાંબુ અને બે ઇંચના વ્યાસનું





જેના પર નીચેથી ઊંચે જઈ વચ્ચે મિલન પામતી રેખાઓ બતાવેની છે બીજા લિંગમા એક બાજુ યોગેશ્વર મહાદેવનુ સૌમ્ય સુંદર મુખ અર્ધો ઈંચ બહાર ઊપસતું કોતરેલુ છે અલ્મોડાના દંડેશ્વર શિવને આમેહૂબ મળતો આ નાનો નમૂનો છે શિવના માથા પર જટાની ત્રણ ગાંઠ મૂકીને, એક મુખ એ ત્રણ ગોળાકાર ગાંઠ અને ઉપરનુ લિંગશીર્ષ થઈ પંચ શિવની કલ્પના સિદ્ધ કરી શિલ્પીએ અહીં વિશેષતા બતાવી છે ત્રીજા લિંગમા ચારે બાજુ ચાર મસ્તકો અને ઉપર શિશ્નાકાર ગોળ ટોપ છે મૂર્તિવિધાનશાસ્ત્ર મુજબ એ ચાર મુખ સદ્યોન્નત, વામદેવ, અઘોર અને તત્પુરુષ તથા ઉપરનો ગોળાકાર ઈશાન નામથી ઓળખાય છે આ લિંગ ૩॥ ઈંચનુ જ છે, ને નીચે જલાધારીમા બેસાડવા અર્ધા ઈંચનો સાલ કાઢેલો છે

ત્રણે લિંગો લીલાશપડતા કાળા આરસના સુંદર સુઘડ અને સફાઈદાર ઘડતરના છે લિંગ ઉપરની આકૃતિઓ જોતા આ ત્રણે લિંગો પ્રતિહાર યુગના જણાય છે આઠમીથી બારમી સદી સુધી આપણે ત્યા આવેલી શિવ ભક્તિની ભરતીનો સમય આ લિંગોમા નોંધાએલો છે

આ જાતના મોટા મુખલિંગોની શ્રી ગોપીનાથરાવે નોંધ લીધી છે તેઓ મદ્રાસની બાજુના રણીગુંટા પાસેના ગુડીમલ્લમ્‌ના પરશુરામેશ્વર મંદિરમા પૂજાતા મુખલિંગને ભારતનુ સૌથી પ્રાચીન મુખલિંગ કહે છે અત્યાર સુધી આ પ્રકારના નાના મુખલિંગો ગુજરાત–સૌરાષ્ટ્રમા પ્રાપ્ત હોવાનુ મારી જાણમાં નથી એટલે મારા મતે આ લિંગો ગુજરાતમા પ્રાપ્ત પ્રથમ મુખલિંગો છે આકૃતિ અને કદને કારણે અનન્ય એવા આ નગણ્ય સેંય પ્રકારના મુખ લિંગો કોઈ ફરતા સાધુની પૂજા હોવાનુ સંભવે છે

ભાગવતના ત્રીજા સ્કંધના પહેલા અધ્યાયમા 'ભારતનો પશ્ચિમ સમુદ્ર કિનારો શિવલિંગોથી વ્યાપ્ત' હોવાની જે વાત થએલી છે તે આ અને આવા બીજા અસંખ્ય અવશેષોથી સત્ય જણાય છે કોઈ મિત્ર કે સંસ્થા આ દિશામાં વધુ પ્રયત્ન કરે તો નિઃશંક વધુ વિગત પ્રાપ્ત થઈ શકે તેમ છે

□

## વસ્તુવિલાસ–વસ્તા વિશ્વંભરકૃત

[ વસ્તાની એક અપ્રકટ કૃતિ ]

ડૉ. યોગીન્દ્ર જ. ત્રિપાઠી

વસ્તુગીતા, વસ્તુવિલાસ, અમરપુરી ગીતા, ૨૬૪૩ જેટલી અડયાળી ભિન્ન ભિન્ન અંગોમાં વહેંચાયેલી આત્મજ્ઞાનથી ભરપૂર સાખીઓ અને તદુપરાન્ત આશરે પાંચસો ઉપરાન્તની ગરબીઓ, માસ, તિથિ, વાર, હાલુનીઆ તેમજ ચેતામણી નામક અનેક કૃતિઓ રચીને ગુજરાતી સાહિત્યમાં જ્ઞાન તેમજ ભક્તિના સાહિત્યમાં પોતાનું અમૂલ્ય પ્રદાન કરી જનાર અઢારમી સદીનો મસ્તરંગી ભક્તકવિ વસ્તો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જાણીતો નથી કારણ કે એની વસ્તુગીતા, વસ્તુવિલાસ, અમરપુરી ગીતા અને અડયાળી અંગોમાં વહેંચાયેલી એની ૨૬૪૩ જેટલી સાખીઓ જેવી મહત્ત્વની કૃતિઓ અપ્રસિદ્ધ છે

વસ્તાની વસ્તુવિલાસ* નામની અપ્રસિદ્ધ કૃતિનો રસલક્ષી પરિચય અત્રે કરાવું છું

વસ્તુવિલાસ સંવત ૧૮૩૧ માં, રચાયેલી દસ કડવાંની, ગુરુશિષ્યસંવાદરૂપે લખાયેલી ૫૦૭ ચોપાઈની આત્મજ્ઞાનની કૃતિ છે

પ્રથમ કડવામાં વસ્તો શિષ્યમુખે કૃતિની રચનાનો હેતુ સમજાવતાં કહે છે —

મન વશે હરિચરણ ભણી, ઉજાગર થઈ જાગીએ,<br>
ત્રિવિધ તાપ વ્યાપે નહી, આત્મઅનુભવ માગીએ ૨

* આ કૃતિની સમીક્ષિત વાચના તૈયાર કરી તેનું સંપાદન મેં પ્રાચ્યવિદ્યામંદિર દ્વારા પ્રસિદ્ધ થતી પ્રાચીન ગુર્જર ગ્રંથમાળામાં પ્રસિદ્ધ કરવાના હેતુથી કર્યું છે અને ટૂંક સમયમાં તે પ્રાચીન ગુર્જર ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થશે.

સ્થૂલસૂક્ષ્મનો મોહ ટળે, કારણથી પરવારીએ,
મહાકારણનો થઈ દષ્ટા પરમાત્મા એક ધારીએ ૩

અણુદર્શી શું ધ્યાન લાગે, પ્રકૃતિ ત્રિગુણ વિસરે,
હું તું ભાવ હદે ના ઉપજે, કારજ તો સઘળાં સરે. ૪

ગુરુજ્ઞાનની-ગુરુકૃપાથી મહત્તા દર્શાવતાં શિષ્ય કહે છે :—

જન્મયોનિ જગતવાસના તે તો સઘળી તોડવી,
વૃત્તિ રહે છે વેગળી, તે તો હરિસંગે જોડવી ૫

દેહ ધર્યામાં દુઃખ બહોળાં, વીતી કહું છું વારતા,
ભવજળ સિન્ધુ ડૂબતાં આવ્યા છો તમે તારતા ૬

ગુરુ અને હરિ બન્ને એક જ છે—ગુરુ દ્વારા જ હરિ સંસારી જનને સંસારમાંથી મોક્ષ અપાવવા સમર્થ છે, એ દર્શાવતાં શિષ્ય કહે છે :—

નામરૂપ જે દેહ કેરું તે તો જંત્રની પેઠે ધર્યું,
કરામત છે જંત્રમાં, એવું સિદ્ધાન્ત એ કર્યું. ૭

અમો જંત્ર ને તમો જંત્રી વગાડો તેમ વાગશી,
રાગમાંહે દોષ આવે તો નામ તમારું લાજશે. ૮

'આ બધું પરબ્રહ્મ જ છે—એ વિના બીજું છે જ નહીં'—એમ શાસ્ત્રના જ્ઞાન દ્વારા શિષ્યે જાણ્યું તો છે જ પણ એનો અનુભવ સદ્‌ગુરુ વિના કરાવે કોણ? એ જ શિષ્યની મુશ્કેલી છે એ ટાળવા માટે જ એ સદ્‌ગુરુનો આશ્રય લે છે. આ સમજાવતાં શિષ્ય કહે છે:—

આદ્ય અન્ત ને મધ્ય જોતાં હુંપણું દીસે નહીં,
સકલ સિદ્ધાન્તે જોયું વિચારી જ્યાં ત્યાં સઘળે એ કહી. ૧૦

સ્વદેહે પ્રભુ તે સમજાવો, એ જ મોરો લાભ છે,
ઊંચનીચ સહુ પૃથ્વીમાં નિરંતર એક આભ છે. ૧૨

સૂત્રમણિ રે એક આત્મા સુધો તે જ્યારે જડે,
અનંત બ્રહ્માંડ માયાકૃત તેનો બોજો ના અડે ૧૩

હું ટળે ને હરિ રહે દાન એવું દીજીએ,
વરતા વિશ્વંભર સ્વયંભર સ્વામી પ્રેમે તો જ પ્રતીત એ ૧૪

તે પછી બીજા કડવામા ગુરુ શિષ્યને સમજાવે છે કે ગુરુ ગમે તેટલા સમર્થ હોય પણ શિષ્યમાં ગુરુનુ જ્ઞાન ઝીલવાની પાત્રતા ન હોય તો ગુરુ-સદ્ગુરુ શું કરે? શિષ્યમાં જ્યા સુધી 'હું કંઈક છું' એવો અહંકાર હોય ત્યાં સુધી ગુરુનુ જ્ઞાન એને કદી જ ખપમાં આવતું નથી. એ કહે છે :—

રવિરૂપે પ્રકાશે ગુરુ, નેત્રવનો દેખે નહીં,
વાક તેના કર્મનો—પડે કૂપમાં પોતે જઈ. ૪

મેઘ વૃષ્ટિ કરે નિરંતર, ખાબામાં જલ જઈ ઠરે,
નીચુ હોય ત્યાં નમી આવે, ચઢિયાતુ પ્યાસે મરે. ૫

ગુરુ સમ્યક્ જ્ઞાન બોલે, તે પાત્ર વિના ન રૂચે,
બ્રહ્મરસ તો અજર ભાઈ! પૂર્ણ જનને તે પચે. ૭

અધિકારીની રીત એવી, ગુરુવચન સઘળાં ગ્રહે,
બાકી સર્વે વિષ તોલેઃ ગુરુજી 'શિષ્ય' તેને કહે ૧૪

આ કડવાના અંતમાં આત્મજ્ઞાનની ચાવી આપતાં ગુરુ શિષ્યને સમજાવે છે :—

કોણ હું ને કોણ તું ને કોણ આ સંસાર છે,
કોણ સિદ્ધ ને કોણ સાધક કોણ પુરુષ કોણ નાર છે. ૩૬

અનુભવ ભક્તિ અંતર કરતાં લક્ષ સીધો લાગશે,
સંશય તૂટે ભવ છૂટે, ભ્રમ સઘળો ભાગશે ૩૭

અવિગતની ગત જાણતા જે જેમ છે તેમ ભાસશે,
મુક્તદાતા તું જ થાઈશ, કર્મ તુજથી ત્રાસશે. ૩૮

ત્રીજા કડવામા શિષ્ય પોતાની વિનીતતા—નમ્રતા દર્શાવતાં કહે છે :—

પૂતળી જેમ કાષ્ઠ કેરી, હલાવે તેમ હાલશે,
દોષ શાનો કાષ્ઠમાંહી, દોરીવાળો મહાલશે ૯

દોરી ચૈતન્ય ઘાટ પૂતળી તાણે તે પરમાત્મા,
નિશ્ચે વાત વિચારી, જોતા એમ અનુભવ આત્મા ૧૦

માયા એ દૃશ્ય એટલે ગોચર અને બ્રહ્મ એ અદૃશ્ય એટલે અગોચર—એ બન્નેનો વિવેક શિષ્યના મનમાં સ્પષ્ટ છે એ જાણે છે કે અગોચર એવા બ્રહ્મને ગોચર એટલે અનુભવાત્મક કરવુ એ જ ગુરુનુ કાર્ય છે એ કહે છે :—

ગોચર માયાકૃત કહીએ, અગોચર એ બ્રહ્મ,
અગોચર ગોચર થતે જડે તેનો મર્મ. ૧૨

ગો નામ તો ઇન્દ્રિયો ચર નામ અહંકાર,
અગચર તે આત્મા પરમાત્મા તે પાર. ૧૩

તેજ વડે તેજ ભાસે સિદ્ધાન્ત એવું સત્ય,
અન્ય ઉપાય એકે નથી, અનેક ઉપાયે અસત્ય. ૧૪

ચોથા કડવામાં વસ્તો વિષયના અંતરંગમાં પ્રવેશે છે.

ગુરુભક્તિનો મહિમા દર્શાવતાં વસ્તો કહે છે કે ભક્તિમાત્રનું મૂળ ગુરભક્તિમાં છે. એ કહે છે :—

સહુ ભક્તિનું મૂળ તે તો જેણે ગુરુતણી ભક્તિ કરી,
ઇન્દ્રિયોની આશ મૂકી ચરણ સેવ્યા શ્રીહરિ. ૮

ગુરુભક્તિનું મૂળ મનોનિગ્રહ–મનોજય છે એ દર્શાવતાં વસ્તો કહે છે :—

મન જીતે તો ગુરુ સેવાયે, નીકર સેવાય દેહને,
ગુરુતણી જે આશ બાંધો, ઓળખી લેજો એહને. ૧૧

કારણ સઘળું મન કેરું, એનો ચૌદ લોકમાં ફંદ છે,
એ મનને તો જીત્યા વના જીવને બહુ દંદ છે. ૧૨

મનના સંયમ વિનાનો બાહ્યત્યાગ આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવી આપવા અસમર્થ છે, એ દર્શાવતાં વસ્તો કહે છે :—

ધરણીનો ત્યાગ કરે, સેવક થઈને લાગશે,
મન ઊભે સર્વ ઊભું, કહાં કહાં શું ત્યાગશે. ૧૮

ધાતુ ત્યાગી તુંબું પકડે, ફૂટે ત્યારે કલ્પે ઘણું,
પૂરણ લક્ષ લાગ્યા વિના એ સહુ કારણ મન તણું ૧૯

અન્ન ત્યાગે, ફરાળ માગે, જ્યાં ત્યાં બંધન આવશે,
મન જીતે તો સર્વ જીતાશે, ત્યાગ તેને ફાવશે ૨૦

મન જીત્યા વિના આત્મજ્ઞાન શક્ય જ નથી એ સ્પષ્ટ રીતે દર્શાવતાં વસ્તો કહે છે :—

ચૌદ લોક જીતી શકે, એવો જોરાવર જો થશે,
પોતાનુ મન જીત્યા વિના, ખપ્પરમાંહી ખપી જશે. ૨૧

મુવાં મડદાં જીવતાં કરે, કોટિક હોય કળા વળી,
મન જીત્યા વિના મોક્ષ નાંહી', લખ ચોરાસી ના ટળી. ૨૨

રાજા પ્રજા માન આપે, પૂજાયે પરમેશ્વર થઈ,
મન ઊભે મોક્ષ નાંહી', જનમજાની ના ગઈ ૨૫

સરખાવો અખો :—

કો ષડ્દર્શન જ્ઞાની, વાણી જિહ્‌વાને અગ્રે,
ઈશ્વર થઈ પૂજાય, ગાય જશ નગરે નગરે,
કો કહાવે ચિરકાય, પાય પૃથ્વીપતિ લાગે,
કો કહાવે દાનેશ, ઈશ કર્ણાદિક આગે,
તહાં લગી જાણે અખા! શમી ન સઘળી વાસના,
લિંગનો ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના

(અનુભવબિન્દુ-૨૨)

આ જ કડવાની ૨૬ થી ૩૧ સુધીની કડીઓમાં વસ્તાએ આપેલું બકરો અને કસાઈનું—જીવાત્માની મોહવશ દશાનું રૂપક પણ અખેગીતામાં ૫ મા કડવામાં આપેલી કડીઓ ૨ થી ૮ માંથી જાણે લીધું હોય એટલું બધું સામ્ય ધરાવે છે.

આ જ કડવાની કડી ૩૨ અને ૩૩ માં વસ્તો પગમાં દોરી બાંધી હોય એવા ઊડતા પક્ષીનું જીવાત્માની માયાના બંધનયુક્ત સ્થિતિનું દૃષ્ટાન્ત પણ જાણે—વાસનાદોરી કંઠમાં, કાળનટ સાથે ફર્યાં (અનુભવબિન્દુ-૨૩) —એ પંક્તિની જ પ્રબળ છાયા દર્શાવે છે.

આ સર્વ દર્શાવે છે કે વસ્તા ઉપર અખાની ખૂબ જ પ્રબળ અસર છે. આ કડવાના અંતમાં મનના જયનો ઉપાય દર્શાવતા વસ્તો કહે છે :—

મન જીત્યાનો એ ઉપાય, સાંભળ શિષ્ય સાચો થઈ,
તું તારુ બળ હારજે, સમજજે ગુરુને કહી ૩૬
ગુરુને જ્ઞાને જ્ઞાન મેળે, ગુરુને મને—મન,
ગુરુને ધરમે ધરમ ધરજે, ગુરુને તને—તન. ૩૭
તું તારું રાખીશ નહી, ગુરુચરણમાં અર્પજે,
મન માયા રહેશ નહીં, એવો થઈને ત્યાં જજે. ૩૮

અવિનાશી ઓળખ્યા વિનાના બાહ્યાચારી લોકો માટે વસ્તો સખત શબ્દોમાં કહે છે :—

સોળ શણગાર સજી બેઠી, સ્વામી તેનો નામર્દ છે,
ઉપર તે સૌભાગ્યવંતી, અન્તર માંહિ દર્દ છે. ૪૧

ઉપર વેશ ધરી ચાલે, અંતર સુખ દીઠું નથી,
એમ અવિનાશી ઓળખ્યા વિના, કેં મરે છે કથની કથી. ૪૨

હાથ પાંવ મુખ અંગ પૂરાં, પુરુષારથ તેમાં નથી,
શ્રી ગુરુ પુરુષ એકીલો આદે નીપજે સૌ તેની વતી. ૪૩

સર્વધર્મના સારરૂપ, આત્મજ્ઞાનનો મર્મ સમજાવતાં વસ્તો કહે છે :—

અમર થાઓ, મરો નહીં, ધ્યાન શ્રી ગુરુનું ધરો,
અહંમમત અળગો કરી, પરમ પુરુષ પ્રેમે વરો. ૪૬

પાંચમા કડવામાં વસ્તો સમજાવે છે કે પરમતત્ત્વ–પરબ્રહ્મ–આત્મતત્ત્વ, નિર્ગુણ, નિરંજન, નિરાકાર છે – કેવળ શુદ્ધ છે અને આ ત્રિગુણી માયાથી પર છે. આ આત્મતત્ત્વનુ દર્શન ન થવાને પરિણામે જ એટલે કે અજ્ઞાનના આવરણને લીધે જ જીવાત્મા સંસારસાગરમાં ગોથાં ખાયાં કરે છે.

જીવાત્માનુ અજ્ઞાનરૂપી આવરણ એનો પોતાનો અહંકાર જ છે, જે જતાં, એ આત્મજ્ઞાનનું સમ્યક્ દર્શન પ્રાપ્ત કરે છે. આ માટે ગુરુકૃપા જોઈએ – વૈરાગ્ય દ્વારા અહંકારનો નાશ થતાં સમ્યક્ દર્શન અનુભવાય છે, એ સમજાવતા વસ્તો કહે છે :—

અહંકૃતની બહુ આડપ છે, આચરણ ઉપજે છે ઘણું,
કરણી કરતાં કૃત્ય ઉપજે, ગુરુવિદ્યા તો કયમ ભણું. ૨

સમજવું ઘણું સુરત થાકે, વૈરાગ્ય જ્યારે પોષશો,
અહંપણાનો કીચ ઝાઝો તમે અગ્નિરૂપ થઈ શોષશો. ૩

આત્મજ્ઞાન એ જ આ મારેનો ઉપાય છે, એ સમજાવતાં વસ્તો કહે છે :—

બહાર ભીતર એક દષ્ટિ, અદ્વૈત સૂઝે આતમા–
કલ્પ કરશો ઉપજે નહી, તે પૂરણ એક પરમાત્મા. ૧૨

દેહે દ્વૈત ઉપજે ઘણું, આત્મા અદ્વૈત છે,
દેહ ચારો કાલકેરો, આત્મા તમારુ વિત્ત છે ૧૩

શિષ્યનું અજ્ઞાન દૂર કરવામાં મુખ્ય તો ગુરુકૃપા જ છે પારસમણિ કથિરનુ સુવર્ણ બનાવે છે, પણ ગુરુ તો શિષ્યને પોતાના સ્વરૂપ બનાવી દે છે એ દર્શાવતાં વસ્તો કહે છે :—

પારસનુ દષ્ટાન્ત દે છે તે કાચુ દેખાય છે,
ગુરુ વડે ગુરુ નીપજે પૂરુ એેદ લખાય છે ૧૭

અનુભવરૂપી અશ ગુરુનો, સુધ ઉપજે બ્રહ્મનો,
જ્યોત જ્યોત તો મેળવે, દોષ આશરો કર્મનો ૧૮

શિષ્ય અધિકારી છે અને નિત્યાનિત્યનો—બ્રહ્મ અને માયાનો ભેદ સમજે છે, એ દર્શાવતાં શિષ્ય કહે છે —

પંચતત્ત્વ ત્રણ ગુણ કેરા, ભાડ બ્રહ્માદિક ઘડયા—
નિષ્કર્મી રહ્યો આત્મા કર્મ સૌ તેને અડયા ૨૩

કનકના થાભલાને જેમ માટી સ્પર્શતી નથી તેમ બ્રહ્મને માયા સ્પર્શતી નથી, એ સમજાવતાં વસ્તો કહે છે .—

કનકકેરો થાભનો હોય, તેમા માટી કયમ ભજે ?
કદાપિ ચોટાડીએ તો જળ મળે ત્યારે પીગળે ૨૪

વાસના એ માટી જાણો ! નેહે કચન ગુણ બ્રહ્મ છે
પંચતત્ત્વ ત્રણ ગુણ પારે તેને શાના કર્મ છે ૨૫

શિષ્યને આત્મજ્ઞાન વિના કશાની ખેવના નથી, એ દર્શાવતા વસ્તો કહે છે :—

ઇન્દ્રાસનની ઇચ્છા નહી, વૈકુંઠમાહે ના વસુ,
બ્રહ્માસન કૈલાસ કેરુ સુખ, ચિત્તમા નહી કશુ ૪૫

ચરણકમળ ગુરદેવનાં નિશ્ચે કરી હૃદયે ધર્યા—
અમર સુખ દુ ખરૂપ દીઠા, જાણીને અળગા કર્યા ૪૬

નવનિધ્ય તો નિરમાન તેથી કોટિક સિદ્ધિ સાધી,
એથી અધિક નથી જાચવા, જાણી પૂરણપદ વિધિ ૪૭

તમો માત, તમો પિતા, તમો સ્વામી છો સખા
આતમ અનુભવ આપીને મટાડ્યા કોટિક દુખા, ૪૮

વહ્યો વહ્યો જાતો હતો, બાહે ગ્રહી સમજાવીઓ—
ગુણ દોષ પ્રભુ ! જોશો નહી ! શરણ તમારે આવીઓ ૪૯

છઠ્ઠા કડવામાં વરતો ગુરુનાં વચનો દ્વારા પરમ પદનું હાર્દ સમજાવે છે અને કહે છે કે આત્મસ્થિત પુરુષ રાગ અને ત્યાગ—બન્નેથી પર છે. એ કહે છે :—

ગૃહે ના રહે, વન ના જાયે, કૃત્ય એક ના આચરે,
સ્વરૂપમાંહે સર્વ જાણે, તે શાને કાંઈ કરે? ૩

રસબિંબ તે રહ્યો બની, ગાંઠ એકે ના રહી,
નવલખ તારામાંહે શોભે પૂર્ણિમા ચંદ્ર સહી ૬

આવા અનુભવી સન્ત વિષે એ કહે છે :
પરમાત્મા જે પાર હતો, સર્વ અંગ લીધો ભરી ૭

દશ ઇન્દ્રિય, ચાર અન્તઃકરણ, પંદરમો અહંકાર અને સોળમી વાસના—આ સોળે મોક્ષનો નિરધાર થતાં લય થઈ જાય છે અને એ જ મોક્ષ એ કહે છે :—

દશ ઇન્દ્રિય, ચાર અંતઃકરણ, પંદરમો અહંકાર છે,
સોળમી તે વાસના, સત્તરમો નિરધાર છે ૧૮

સત્તરમો શુધમાં ભળી, ગુરુભક્તિ ત્યાં આચરી,
અનન્ત બ્રહ્મનુ કારણ લહ્યુ, પંદર સોળને વશ કરી ૧૯

આત્મજ્ઞાનના છેવટના પદનું દર્શન કરાવતાં વરતો કહે છે :—

નિરંતરમહી એક વર્તે દ્વૈતપણુ ના આવીયું,
આ પાસે અભિમાન નહીં, અદ્વૈત એક ધરાવીયું ૭૩

સાતમા કડવામાં આત્મજ્ઞાન આપવા માટે શિષ્ય કૃતાર્થતા અનુભવતાં ગુરુને કહે છે :—

સહેજે સહેજે ગુરુ મળિયા, હું ભાવ મેલાવિયો,
હરિભાવ હિરદેમા આપી, પાર પથનો આવીયો ૫૨

પ્રપંચ પરા મેલાવીઆ, નિજ દાસ કરીને રાખીયો,
દષ્ટ પદારથ સર્વ નાખી, બ્રહ્મ સુધારસ ચાખીયો. ૫૩

ચૌદ લોકનાં ચરિત્ર તૃણ માત્ર તે તો થયા,
ચરણકમળ ગુરુદેવનાં, હ્રદેકમળમાહે રહ્યા ૫૪

કડવાના અન્તમાં ગુરુની મહત્તા દર્શાવતા વરતો કહે છે :—

પારસમણિની દોલત આગળ, અવર ઉદ્યમ ખોટા પડ્યા,
સાધન સઘળાં એમ થયાંઃ જે દિનના સદ્‌ગુરુ જડ્યા. ૫૫

ગુરુ પર્વત પારસ ઠેરો હું તું ભાવ લોહું સહી,
ગુરુ પારસ સ્પર્શતાં અહંભાવ રહ્યો નહીં. ૫૭

પાપ પુણ્ય ને ભર્મ તજાવ્યા, મર્મ આપ્યો મહાપદ તણો,
હું જ ગયો, હરિ રહ્યોઃ પાડ માનું શો ઘણો. ૬૨

આઠમા કડવામાં શિષ્યની આત્મજ્ઞાન બાટેની નિષ્ઠા અને એના પ્રબળ પુરુષાર્થ માટે ધન્યવાદ આપતાં ગુરુમુખે વક્તા કહે છે:—

વૈરાગ્યરૂપી ગોળી લીધી, અંગ સબળ સારું કર્યું,
અહંકૃત મળ સહુ છૂટી ગયા, ત્રિગુણ દુઃખ સૌ પરહર્યું. ૨

આત્માનાં ચિહ્ન આવ્યાં, તે બોલતાં લહેવાય છે,
સર્વરહિતા સર્વસહિતા, તે આત્મા કહેવાય છે. ૭

છે છે ને નથી નથી કૃત્ય સઘળાં એવાં ગણે,
હર્ષ શોક જે કૃત્યનાં ઉપજે તો આપે હણે. ૮

તેવો ભાઈ તું નીપજ્યો, લક્ષ ગુરુનો લેઈજે,
તારું તેનું—તેનું તારું અરસપરસ એમ દઈજે. ૯

અદ્વૈત એમ વિચારતાં, દ્વૈતરોગ તે સહુ ગયો,
તું હરિમાં—હરિ તુજમાં નેહે કંચન નિર્મળ થયો. ૧૦

શિષ્યના અદ્વૈતાનુભવનું દર્શન કરાવતાં વક્તા કહે છે :—

શિષ્યે જ્યારે મૂકી વાસના, ગુરુએ ૐકાર મેલીયો,
ૐ સોહં એક થઈને નિરંતર રંગ રેલીયો. ૧૯

શિષ્યમાં શિષ્યપણું નહીં, ગુરુમાં ગુરુપણું નહીં,
લક્ષ લેઈ અલક્ષનો મળી રહ્યા બંને તહીં. ૨૨

જીવે શિવને ઓળખ્યો, અનુભવ એવો આવીયો,
પારંગતની પહોંચ લાધી, ખેલ સઘળો ફાવીયો. ૩૬

આ વાસનારહિત સ્થિતિનું દર્શન કરાવતાં વક્તા કહે છે :—

ઈચ્છાકૃત સહુ નીચે દાબી, અનુભવ તે ઉપર ચઢ્યો,
ઉત્પત્તિ સ્થિતિ લય જાણે, દોષ દેહનો ના અડ્યો. ૩૭

નવમા કડવામાં વસ્તો અદ્વૈતનો સિદ્ધાન્ત દર્શાવતાં કહે છે :—

પરમાત્મા એક ઓળખે, સત્તા સર્વે તેહની,
અનુસંધાન આવડે તો, માયા સર્વે એહની. ૧

એક માણ્યે સર્વ માણ્યું, સર્વ માણ્યે એક જાય છે,
સમજવાની સાન એવી, અનુભવે ઓળખાય છે. ૨

જીવાત્માનું માયાનું આવરણ જ આત્મજ્ઞાન ન થવાનું કારણ છે, એ સમજાવતાં વસ્તો કહે છે :—

મણિ કંઠે બાંધ્યો હોય, ભૂલે ત્યારે ભટકે ઘણું–
ગુરુ મળે તો ગમ બતાવે, એવું કારણ એ તણું. ૧૧

પરમાત્મા મણિ અનુભવ ગુરુ સિદ્ધાન્ત એવું જાણવું,
બાહ્યાભ્યંતર એક કરી ગુરુપદ ઘરમાં આણવું. ૧૨

અહંકારનો ત્યાગ આત્મજ્ઞાન માટે અનિવાર્ય છે, એ દર્શાવતાં વસ્તો કહે છે :—

પોતે રહીને પાર શોધે, તેને તો તે જડે નહીં–
આપ અહંકૃત જાય ભૂલી, તેને તો સહેલું સહી. ૬૮

આ માટે લૌકિક જીવનમાંથી એક સુંદર દૃષ્ટાન્ત આપતાં વસ્તો કહે છે :—

વિણપ્રસવી નાર હોયે તે, સુખ સ્વામીનું ભોગવે,
પ્રસવતા જ્યારે થઈ પેટે, પુત્રપરિવાર ભોગવે. ૬૯

પુત્રસંગ વિલાસ કરતાં, સુખ સ્વામીનું વિસરે,
પતિવ્રતા જે નાર હોય તે, પુત્રભાવને પરહરે. ૭૦

કદાપિ જો હોય સહેજે, તે ઉપર મોહ પામે નહીં,
પિયુ ઉપર દૃષ્ટિ પૂરી, પતિવ્રતા સાચી સહી. ૭૧

બહાર દૃષ્ટિ ના નીકળે, સત્ય સ્વામી પર રહે,
ફળ તેને ફીકાં લાગે, મહાવાચક એવું કહે. ૭૨

આ જ સિદ્ધાન્ત વધુ સ્પષ્ટ કરવા માટે શૃંગારમાંથી એક દૃષ્ટાન્ત લઈ, વસ્તો કહે છે :—

પિયુ પાસે નાર જાયે, વસ્ત્ર થીટી આપણાં,
ભોગ તે પામે નહીં એવાં સિદ્ધાન્ત તે તણાં. ૭૩

પડદા જ્યારે પરા કરે ત્યારે, સુખ સ્વામીનુ ઉપજે,
એમ હરિ-હરિજન એક થાયે, અહ કૃત આપાનુ તજે ૭૪

છેલ્ના દસમા કડવામાં સમસ્ત કૃતિનુ માહાત્મ્ય દર્શાવતાં વસ્તો કહે છે:—

વસ્તુવિલાસ ગ્રથ વર્ણવ્યો, અકથ બોધ એવો કથ્યો,
બહાર દષ્ટિ રાખી નથી, નિજમન પોતાનો મથ્યો ૧

ખગરસિયા એ નહી સમજે, આપરસિયો એ લહે,
તાપ ત્રણે અળગા કર્યા, અદ્વૈતવાકય એમ કહે ૩

વીસા ઘરની એ વાર્તા, વણવીત્યો શુ જાણશે,
પરમાર્થ પ્રસક્ષ ભાખ્યું, જે જાણશે તે માણશે ૧૨

અદ્વૈતવાદી માટે અનલ પખીનુ દષ્ટાન્ત આપતાં વસ્તો આ કડવામા સમજાવે છે કે અનલ પખી જેમ આકાશમા જ રહે છે તેમ અદ્વૈતવાદી માત્ર બ્રહ્મના આલબનને જ સ્વીકારે છે, માયાના આવરણમાં આવતો નથી – એ સ્પષ્ટ કરતા વસ્તો કહે છે .—

વસ્તુ વડે વસ્તુ ગ્રહવી, એમા દેશમુક્તા સહી,
અનલ જે આકાશે રહે, તે બધનમા આવે નહી ૨૦

ગર્ભમહીથી ઈંડુ ખરે, પથમા પાખો કરે,
અવનિ ઉપર એમે નહી, સુરત આકાશે ધરે ૨૧

ભૂમિનુ બધન નહી, આકાશે ઊડતુ ફરે,
આકાશી તેનુ નામ કહાવે. ભૂમિકાળ ત્યા શુ કરે ૨૨

પરવશ તે તો પડે નહી, આપવશ આપે ફરે,
પોતે પોતાનુ રગે રાતુ, તેને બધન શુ કરે ૨૩

પોતે પોતાની પૂર્ણતાએ પોતે પૂરણ થાય છે,
નિરાનબ નિર્ભે રહે, એવા અદ્વૈત વાચક ગાય છે ૨૪

એવા પક્ષીના નહી ટોળા, અવર પક્ષી બહુ ઘણા,
પાપ પિજરે તે તો પડે, બધન થઈ ભૂમિ તણા ૨૫

ભૂમિ ઉપર કરે ચારો, બધન તેને થાય છે,
તે માટે તે રહે આકાશી અદ્વૈત વાચક ગાય છે ૨૬

પક્ષીનુ દષ્ટાન્ત દીધુ, આકાશ અવનિ લેઈજે,
સિદ્ધાન્તે એ એમ સમજવુ, હરિ ચરણે ચિત્ત દેઈને ૨૭

વાસનાને વશ થઈ, સ્થૂલ નાના વિધ ધરે,
એવું દુઃખ એનું જોઈને, અદ્વૈત આકાશે ફરે    ૨૯

વસ્તુનું સમાપન કરતાં, આ કાવ્યકૃતિ નથી, પણ અનુભવવાણી છે, એમ સ્પષ્ટ કરતાં વરતો કહે છે:—

વસ્તુવિલાસે વસ્તુ બોલી, ગુરુ શિષ્યનું નામ છે,
લક્ષ અલક્ષ એકતા મળે, પરમાત્મા પૂરણ રામ્ છે    ૩૯

કવિ કો કલ્પ્યો નથી, રવિની સૃષ્ટિતણો,—
પારનો પરભવ બોલ્યો, અનુભવ આપે થઈ ધણો    ૪૦

પારના પ્રતાપ વડે વરતો નામ તે આત્મા—
તેજ તેનું તેમા મળ્યું વિશ્વંભર પરમાત્મા.    ૪૧

શિષ્ય ભણે એ ગ્રંથને તેને કૃપા કરે પરમાત્મા,
જન્મમૃત્યુ ટળી જાયે અમર થાયે આત્મા.    ૪૨

પાંચસો ને સાત ઉપર ચોપાઈ છે એ ગ્રથની,
સ્વરૂપ પામવા આતુર હોયે, તેને સર્વે અર્થની    ૪૩.



# રામકથા – જગજીવનની એક અપ્રગટ કૃતિ

ડૉ. અનિલકુમાર ચે. ત્રિપાઠી

સૂફી સંત કવિ શ્રી. 'સાગર' મહારાજ પાસેના કહાનવા બંગલો હસ્તપ્રત ભંડારની એક હસ્તપ્રતમાં મનોરદાસકૃત (હિંદી) પંચીકરણ, ભાણદાસકૃત પ્રહ્લાદ-અજગર સંવાદ, લાલદાસ, હરિકૃષ્ણ, જીતા મુનિ નારાયણ, રતનબાઈ, થોભણ મીઠો તેમ જ પ્રીતમના વિશેષતઃ અપ્રગટ પદો સાથે જગજીવનની રામકથા કૃતિ પણ સમાવિષ્ટ છે.

રામકથા બે સર્ગમાં રચાયેલી સુંદર પદબંધ કૃતિ છે.

કૃતિના પ્રારંભમાં કવિએ વૃક્ષ અને બીજના પરંપરાગત દૃષ્ટાન્ત દ્વારા પિંડ-બ્રહ્માંડની એકતા સમજાવી રામકથાનું હાર્દ સમજાવવાનો ઉપક્રમ કર્યો છે.

રામકથા એટલે શ્રી રામચંદ્ર, સીતા, દશરથ અને અયોધ્યાનગરીની બહારની સૃષ્ટિ નહીં. પણ પ્રત્યેક વ્યક્તિની આંતરસૃષ્ટિ. આવું આધ્યાત્મ અર્થ-ઘટન વ્યક્તિના આંતરજીવનના સંદર્ભમાં શ્રી રામચન્દ્ર, એમના કુટુમ્બીજનો, જન્મસ્થળ વગેરે અંગે કરવાનો કવિનો પુરૂષાર્થ રામકથાનું મહત્ત્વનું જમાપાસું છે. પહેલા સર્ગમાં રામચન્દ્રની સંક્ષિપ્ત જીવનકથા કવિએ સમજાવી છે. દ્વિતીય સર્ગમાં રાવણની જીવનપ્રવૃત્તિ સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. રાવણ, મંદોદરી, લંકાનગરી, રાવણના ભાઈઓ વગેરે અંગે પણ વ્યક્તિની આંતર-સૃષ્ટિના સંદર્ભનું અર્થઘટન રજૂ કર્યું છે.

અયોધ્યા એટલે શુદ્ધ અંતઃકરણ, સરયુ નદી એટલે સુષુમ્ણા નાડી, દશરથ રાજા એટલે મન. દશ ઇન્દ્રિયોનો રાજા મન. કૌશલ્યા એટલે ક્રિયા-શક્તિ. રામની માતા જ્ઞાનરૂપી ગર્ભ ધારણ કરે અને અજર-અમર એવા રામરૂપી આત્માનું પ્રાકટ્ય કરે.

રામ એટલે આત્મા દશરથ રાજાની ત્રણ રાણીઓ તે માયાના ત્રણ સ્વરૂપો — સત્ત્વ, રજસ્ અને તમસ્.

સુમિત્રા એટલે સુમતિ અને મનની કલ્પના તે કૈકેયી કૈકેયીએ આત્મારૂપી રામની સાથે વેર કરીને વનમા રઝડાવ્યો. ઝેર જેવા વચન બોલીને કૈકેયીએ દશરથને ખૂબ દુઃખ આપ્યુ

ક્રિયા, કલ્પના અને સુમતિ એ ત્રણ મનની પ્રધાન રાણીઓ રામચન્દ્ર સાથે એકરૂપ એવા ત્રણ ભાઈઓનો સ્વભાવ સમજાવતા કવિ આત્માના અંગરૂપ તરીકે એ ત્રણેને ગણાવે છે

શત્રુઘ્ન એટલે સતોષ, ભરત એટલે ધર્મ અને લક્ષ્મણ તે એકલક્ષ આ ત્રણેનો સ્વામી તે આત્મા

માતાપિતા તે જન્મમરણ અને પુત્ર રામ તે પરબ્રહ્મ-આત્મા જેને કૂળ નહી, કલ્પના નહી, વર્ણ નહી, આશ્રમ નહી, અવસ્થા નહી, ગુણ નહી જે અજન્મા છે, નિર્લેપ છે, નિરજન-નિરાકાર છે, જે કાળનો પણ કાળ છે, સ્વયપ્રકાશ છે, જે સકલ દેવતાઓનો રાજા છે, તેને કોનો કુવર કહી શકાય ?

સીતા એટલે મનની શાન્તિ

બીજા સર્ગમા મનુષ્યની આંતરસૃષ્ટિના સદર્ભમા કવિએ રાવણના પરિવારનો અર્થ સમજાવ્યો છે

મહાબળવાન રાજા રાવણ તે જીવાત્માની અહતા-ગર્વ કુભકર્ણ એટલે ક્રોધ, સમુદ્ર એટલે મોહ, ઇન્દ્રજીત એટલે કામ, અન્ય રાક્ષસો તે લોભ, પ્રપચ તે એનુ પાયદળ

રામના વનવાસની કથા કવિ આતરદૃષ્ટિથી આ પ્રમાણે સમજાવે છે:

વન એટલે આ શરીર, પચવટી એટલે પાંચ ઇન્દ્રિયો. ઇન્દ્રિયો કામવશ થાય એમ રાજા સ્ત્રીવશ થાય છે અને કામરૂપી મૃગ તરફ દોડે છે સીતા-મનની શાતિમા ભ્રાન્તિ સકલ્પ-વિકલ્પ ઊભા થાય છે લક્ષ્મણ સીતાજીને છોડી જાય છે એટલે કે ચિત્તભ્રાતિ થતા લક્ષ ચૂકી જવાય છે અને સીતાનુ હરણ થાય છે સીતાનુ હરણ થયા પછી શ્રી રામચન્દ્રજીને મદદ કરનાર વાનરો તે વિવેક વાનરોમા હનુમાન એટલે ભક્તિ, અગદ એટલે આર્જવ, સુગ્રીવ એટલે શ્રમ જ્ઞાનરૂપી અગ્નિ વડે આસુરી લકાનુ દહન કરીને સીતારૂપી શાન્તિ પ્રાપ્ત કરવા માટે મોહરૂપી સમુદ્ર ઉપર સદ્‌બોધરૂપી સેતુ બાંધ્યો

શ્રી રામચન્દ્રજીનું ધનુષ્ય એટલે ધીરજ, બાણ એટલે પ્રેમ, બંધુક તે શુદ્ધિ અને ગોળી તે ગતિ.

રામ અને રાવણનું યુદ્ધ તે અહંકારનાશ માટે ક્ષમા અને પ્રેમના સામસામા બાણ. અહંકારના લય દ્વારા જીવાત્માએ મનની શાંતિ પ્રાપ્ત કરવી એ સદ્બોધ, 'રામકથા' દ્વારા કવિનો હેતુ છે. રામકથાનો પ્રારંભ આ પ્રમાણે થયો છે:

શ્રી સદ્ગુરૂચરણે શિસનામી અને માંડો એહ ઉપાય
હૃદયમાંથી રૂડી રીત ગાવું રામકથાય. ૧-૩

કૃતિના અંતે કવિએ પોતાનું નામ પણ ગૂંથી લીધું છે:

શ્રવણ મનની આશ ન કરે એ કો જન,
તે જ જીવ થકી શિવ થાયે એમ વદે જુગજીવન.

ઇતિશ્રી રામકથા અધ્યાત્મ ટીકા દ્વિતીય સર્ગ.

શ્રી કે. કા. શાસ્ત્રી રચિત 'કવિચરિત' ભાગ ૧-૨ માં જગજીવનનો ઉલ્લેખ મળતો નથી. એમણે તૈયાર કરેલી ગુજરાતી હસ્તપ્રતોની સંકલિત યાદીમાં એમણે બે જગજીવનનો ઉલ્લેખ કર્યો છે:

(૧) અપ્રસિદ્ધ કૃતિ ચિત્તવિચાર સંવાદનો રચયિતા જગજીવન.

(૨) ઓખાહરણના ગરબા સુધન્વા આખ્યાન તેમ જ બૃહદ્ કાવ્યદોહન, ભાગ ૮ માં પ્રગટ થયેલા પદોના કર્તા જગજીવન.

'પ્રાચીન કવિઓ અને તેની કૃતિઓ'માં શ્રી રમણિકભાઈ દેસાઈ પણ બે જગજીવનનો ઉલ્લેખ કરે છે.

પહેલો કવિ; તે આખ્યાનકવિ-ભક્તિમાર્ગી અને બીજો જગજીવન તે જ્ઞાનમાર્ગી.

રામકથાનું હાર્દ જોતાં આ કૃતિના જગજીવન જ્ઞાનમાર્ગી જગજીવન હોય એવું અનુમાન કરવું સમુચિત છે.

આ જગજીવનની અન્ય કૃતિઓમાં જ્ઞાનમૂળ, નરબોધ અને સપ્તાદયાથી- એમ ત્રણ કૃતિઓ પણ ગણાવી છે.

શ્રી કે. કા. શાસ્ત્રીની સંકલિત યાદીમાં રામકથાનો ઉલ્લેખ નથી. શ્રી રમણિક દેસાઈના 'પ્રાચીન કવિઓ અને તેની કૃતિઓ'માં તેમ જ ફાર્બસ

ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલીમાં પણ આ કૃતિનો ઉલ્લેખ મળતો નથી.

અધ્યાત્મ રામાયણ જેવા સંસ્કૃત ગ્રંથ પરની આ અધ્યાત્મ ટીકા કવિની મૌલિક સર્જકશક્તિનું સુંદર ઉદાહરણ છે. કૃતિમાં આવતા બંધુક અને ગોળી જેવા શબ્દો તત્કાલીન જમાનાનું પ્રતિબિંબ પાડે છે.

કૃતિમાં રહેલો તત્ત્વાર્થ આકર્ષક છે એમાં વ્યક્ત થયેલી કલ્પના મનોહારી અને કવિત્વમય છે.

કાવ્યની ગુણવત્તાની દૃષ્ટિએ તેમ જ રામકથાના અધ્યાત્મ અર્થઘટનની દૃષ્ટિએ સંપાદન કરવા જેવી આ કૃતિ તરફ વિદ્વાન સાહિત્ય-સંશોધકોનુ આ પરિચયાત્મક લેખ દ્વારા ધ્યાન દોરું છું.



# સાયકોલિંગ્વિસ્ટિકસ્–એક વિચારબિંદુ

અરવિંદ શુક્લ

Language is an instrument of Communication but itself does not communicate

ભાષા, માનવીનાં વિચાર-વિનિમયનું એક સાધન છે, પરંતુ સ્વયં વિનિમય કરી શકતી નથી. ભાષાની પાછળ માનવ મહત્ત્વાકાંક્ષા, આશાઓ, ભાવના તથા વિચારો છૂપાયેલા છે. રોનાલ્ડનાં શબ્દોમાં કહીએ તો કોઈ પણ ભાષાનો અભ્યાસ મુશ્કેલ છે. કારણ કે, ભાષા એ એક માનસિક ઘટના છે

ભાષાવિજ્ઞાનનાં મૂખ્યત્વે ત્રણ વિભાગ કરી શકાય. પ્રથમ, શબ્દ અને તેનાં અર્થને લગતો વિભાગ ( semantics ), બીજો, ધ્વનિને લગતો વિભાગ ( Phonology ) અને ત્રીજો, શબ્દોની રચના, વ્યાકરણનાં નિયમોને લગતો વિભાગ ( Syntactics )

કોઈ પણ ભાષા લઈએ. તેનો એકમ એટલે શબ્દ. આ છે ઓરગૂડનું મંતવ્ય. બ્લૂમફિલ્ડ અને યુજીન નીદાની વ્યાખ્યામાં લઘુતમ સ્વતંત્ર રૂપ ( Minimum free form ) તથા સામાજીક મોભાનાં ખ્યાલો ( status ) પ્રાધાન્ય ભોગવે છે બીજો વિભાગ, ઉચ્ચારણની બાબતને સ્પર્શે છે પોલ પેસી કહે છે, કે દરેક ચોક્કસ ધ્વનિ–ઉચ્ચાર માટે એક જૂદો જ અક્ષર જરૂરી છે. શબ્દોચ્ચારમાં જરાપણ ફેરફાર થાય તો તેનો અર્થ ( શબ્દાર્થ ) બદલાય છે. આ ઉચ્ચારણની પ્રક્રિયાને આધારે અક્ષરોનાં સ્વર અને વ્યંજન એવા બે વિભાગ થાય. આ ઉપરાંત દંતવર્ણીય, ઓષ્ટવર્ણીય, તાલુવર્ણીય, જેવા વ્યંજનોનાં પ્રકાર પણ થાય છે. આ વર્ગીકરણ માત્ર એક જ પ્રાદેશિક ભાષા પૂરતું મર્યાદીત ન રહેતા, વિશ્વની ઘણી ખરી ભાષાઓ–રશિયન તથા

અંગ્રેજી ભાષાને પણ આવરી લે છે. આ પછી ત્રીજો વિભાગ આવે છે, તે વ્યાકરણનાં નિયમોને-રચનાને લગતો વિભાગ (Syntactic). સરળ વાક્યરચના માટે શબ્દોની રચના અને તેનું પૃથક્કરણ દ્વારા નિયમોનું સંશોધન કરવામાં આ વિભાગ મોખરે છે

મિત્રો! તમને કદાચ થશે કે ભાષાવિજ્ઞાન આમ એક જ ભૂમિકાએ મર્યાદીત થાય તો શબ્દોની પાછળ પ્રવર્તતી ભાવના, સંવેદનશીલતા ક્યાંથી સમજાય? વાસ્તવિક જીવનમાં ભાષાવિજ્ઞાનને મનોવિજ્ઞાનથી હંમેશને માટે અલગ રાખી ન શકાય.

મિત્રો, આ એક સરળ બીના છે કે શબ્દ અને વિચાર (Word & thought) અભિન્ન છે. વિચારને મૂર્ત રૂપ આપવા ભાષા તો જોઈએ જ. પરંતુ ભાષાની વિવિધતામાં શબ્દોનાં અર્થો મૂંઝાય ન જાય, તે માટે કોઈ ઉકેલ છે ખરો? સાચા વિચારવિનિમય માટે વક્તા અને શ્રોતાના માનસમાં શબ્દનો ચોક્કસ અર્થ એક જ વખતે સમાન ભૂમિકાએ થવો ઘટે ભાષાઓ જુદી, શબ્દો જુદા, અર્થોનું શું? શબ્દાર્થ પાછળ રહેલા 'વિચાર' તો બધી જ ભાષામાં એક જ છે ને? દા. ત. વૃક્ષ, પંખી, પાણી, ગરીબાઈ, શ્રીમંતાઈ– આ બધા શબ્દો થયા. આ શબ્દો કાન પર અથડાતાં અમુક વિશિષ્ટ પ્રકારના ચિત્રો માનવ-માનસ પર રજૂ થાય છે શબ્દ અને વાસ્તવિકતા બન્ને ભિન્ન છે. અહીં કલ્પના, ભાવના તથા વિચાર – સૌનો પોતપોતાનો ફાળો આ ચિત્રો રજૂ કરવામાં આપે છે મનોવૈજ્ઞાનિક પ્રક્રિયા, આમ ભાષાવિજ્ઞાન સાથે સંકળાયેલી છે. સાચું કહીએ તો, ભાષાવિજ્ઞાન, માનસશાસ્ત્ર તથા જ્ઞાનતંતુશાસ્ત્રને પણ આભારી છે. ભાષાનાં પ્રત્યક્ષીકરણ(Perception)ની દૃષ્ટિએ શબ્દોને જ્ઞાનતંતુઓ તથા શરીરયંત્રને સ્પર્શતી હયાતીઓ ગણવામા આવે છે. શબ્દોનાં અર્થો તો એક આંતરિક ઘટના છે કે જે બાહ્ય સામગ્રીઓથી અમાપ એવા લાગણીનાં પ્રદેશમાંથી વહે છે

Words are physical and Neuro-physiological entities. Meaning of a word is an internal phenomenon related to feeling which by its defination cannot be measured by any outward means.

મિત્રો! કવિજગતમાં કાવ્યાત્મકતાનુ જે દર્શન થાય છે તે, આ ભાવનાના પ્રદેશમાં સાંપડે છે. અહીં શબ્દોની ગતિ મર્યાદીત થાય. કાવ્યમાં

હે / ૧૦

શબ્દો, તેનાં અર્થો, નિયમો જુદા જ પ્રકારનાં રહે છે. Poem simply is. It does not mean. કવિમાં કાવ્યાત્મકતા છે તે જ પૂરતી છે. તેમાં શબ્દાર્થની ભાંજગડમાં પડવાની શી જરૂર? કાવ્યમાં રજૂ થતી માનવ-સંવેદનાઓનું પ્રત્યક્ષીકરણ કે સંદેશ કે બહુસ્તરીય અર્થપ્રધાન શબ્દો, પાછળ શબ્દાતીતતાની ભૂમિકા અગત્યનો ભાગ ભજવે છે.

હવે આપણે શબ્દાતીતતા વિષે વિચારીએ. 'પેલા પંખીને જોઈ મને થાય ..' કોઈ એક પંખીને મુક્ત આકાશમાં ઉડતું જોઈને, માનવમાનસ નામની સંજ્ઞા ન આપતાં અનામી દશામાં જ રહે તો નામનાં સ્તર વિના સીધેસીધું પ્રત્યક્ષીકરણ ( Direct Perception ) પ્રકટે. પંખીની સાથે એક વિશેષ પ્રકારની તાદાત્મ્યતા પણ સર્જાય. આમ હેતુપૂર્વક અનામી દશા માટે પ્રયાસ કરવામાં આવે તો, શબ્દાતીત ભૂમિકા સાધ્ય થાય ખરી કવિની કાવ્યાત્મકતાનું જે ઉગમસ્થાન છે તે આ શબ્દાતીત માનસની અવસ્થા.

તમને કદાચ થશે કે આ શબ્દાતીત ભૂમિકાને ભાષાવિજ્ઞાન સાથે શો સંબંધ છે? જ્યાં ભાષાવિજ્ઞાન અને માનસશાસ્ત્ર મળે છે ત્યાં સાયકોલિંગ્વિસ્ટિક્સ પ્રકટે છે. ચોમ્સ્કી અને મોર્ગનો ફાળો ભાષાવિજ્ઞાનમાં અદ્વિતીય છે તેમની દૃષ્ટિએ ભાષાવિજ્ઞાન, માનસશાસ્ત્ર જ નહી પરંતુ ગણિતશાસ્ત્ર પર પણ આધાર રાખે છે

અહીં એક વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે ડૉ. યુન્ગહયૂર જેવા સાયકો-લિંગ્વિસ્ટિક્સનાં કથન મુજબ સ્વરશાસ્ત્ર(Phonology)ને માનસશાસ્ત્રની સહાયતાની જરૂર નથી. પરંતુ ફ્રગર, સ્ટમ્પ અને શ્રૂતર જેવા અન્ય મહાન માનસશાસ્ત્રીઓનાં પ્રયાસથી ભાષાવિજ્ઞાનને એક નવી દિશા સાંપડી છે તેમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી

ભારતનાં તૈત્તિરીય ઉપનિષદ પણ આ મતવ્યની સાક્ષી આપે છે. એવી કોઈ પણ ભાષા નથી કે જે માનસ્માનસ સાથે સંકળાયેલી ન હોય! માનવ-જીવનનાં પાંચ સ્તરો એટલે અન્નમય કોષ, મનોમય કોશ, પ્રાણમય કોશ, વિજ્ઞાનમય કોશ તથા આનંદમય કોષ આ પાંચ સ્તરોનાં આધારે માનવની ભાષાનાં ત્રણ વિભાગ ગણાય છે: ભાષાહીનતા, ભાષામયતા અને ભાષાતીતતા. સમાજશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, તત્ત્વજ્ઞાનની ભાષા મનોમય તેમ જ વિજ્ઞાનમય કોષને સ્પર્શે છે. વેપારીની ભાષા કે સૈનિકની ભાષા પ્રાણમય અને મનોમય સ્તર પર છે. શુદ્ધ ગણિતની – શુદ્ધ કાવ્યની ભાષા આનંદમય કોષ – એટલે કે

ભાષાતીતના નબ્ઝ પર્ણ જાણી છે अनादि निधन ब्रह्म शब्द तत्त्व यदक्षरम विवर्तते अर्थभावेन प्रक्रिया जगतो यत्र।

ભારતીય તત્ત્વજ્ઞાની અને વ્યાકરણકાર ભર્તૃહરિના ૧૫૦૦ વર્ષો પહેલાના મંતવ્યો જોતા એટલુ કહી શકાય કે બધી ભાષાના મૂળમા એક અનાદિ અને અનંત એવુ તત્ત્વ રહેલુ છે તેની ભાષા એટલે મૌન શબ્દાતીતની આ ભૂમિકાએ કાવ્યાત્મકતાનાં ઝરણા સાંપડે અહી સમગ્ર વિશ્વ એક જીવંત કાવ્ય બની રહે છે ભારતીય કાવ્યાત્મકતા એટલે દેવનુ કાવ્ય

આમ સાયકોલિંગ્વિસ્ટિક્સ ભારતીય તત્ત્વજ્ઞાન તેમ જ માનસશાસ્ત્રીને ભૂલી ન શકે આજે તો ભારત જેવા બહુભાષી રાષ્ટ્ર માટે જુદી જુદી પ્રાદેશિક ભાષાના સમન્વય સાધવામાં સાયકોલિંગ્વિસ્ટિક્સ દષ્ટિબિંદુ એક પ્રાયોગિક પ્રયાસ માગી લે છે માત્ર ભારતની ભાષાઓ પૂરતી મર્યાદિત ન રહેતા એક એવા દષ્ટિબિંદુની જરૂર છે કે જેથી એક Universal Languageની દિશામા નવા ઉત્થાન થાય

